# ભાષાસુધારણાક્ષેત્રે પ્રવૃત્ત બે મંડળો

(૧)

## ગુજરાતી ભાષાશુદ્ધિ અભિયાન

c/o રામજીભાઈ પટેલ
ઘીકાંટા, વડનગર ૩૮૪ ૩૫૫
(ગુજરાત)

સંયોજકો
સરોજ પટેલ, ઉત્તમ ગજ્જર

(૨)

## ગુજરાતી જોડણી મંચ

c/o ગુલાબ ભેડા
એ-૨૦, અંકુર, આનંદનગર,
સાંતાક્રુઝ (પૂર્વ), મુંબઈ ૪૦૦ ૦૫૪
(મહારાષ્ટ્ર)

પ્રમુખ : યશવંત દોશી
મંત્રી : ગુલાબ ભેડા

# શું
# ભાષાશુદ્ધિ અભિયાન
# એક તૂત છે ?

[ભાષાવ્યવસ્થાઓના સુધારાઓ :
ભૂમિકા, પ્રસ્તુતતા, દિશા]

જયંત કોઠારી

Shuṃ Bhasha-Shuddhi Abhiyan Ek Tut Chhe ?,
an exposition of grounds, relevance and direction
of reforms pertaining to Gujarati language,
by Jayant Kothari, 1998





પ્રથમ આવૃત્તિ, ૧૯૯૮

મૂલ્ય રૂ. ૧૦

*પ્રકાશક :*

શબ્દમંગલ

૨૪, નેમિનાથનગર

સુ. મં. માર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૧૫

*પ્રાપ્તિસ્થાન :*

ગૂર્જર સાહિત્ય ભવન

ગાંધી માર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

ઉત્તમ ગજ્જર

૫૩, ગુરુનગર,

વરાછા માર્ગ, સુરત ૩૯૫ ૦૦૬

*ટાઇપસેટિંગ :*

શારદા મુદ્રણાલય

જુમ્મા મસ્જિદ સામે, ગાંધી માર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

*મુદ્રક :*

ભગવતી ઑફસેટ

૧૫/સી, બંસીધર એસ્ટેટ, બારડોલપરા, અમદાવાદ ૩૮૦ ૦૦૪

જેઓ

જોડણીવ્યવસ્થાના પુનર્વિચાર માટે હરગિજ તૈયાર નથી

તેમને

થાકે તો વાંચવા-વિચારવા

થાકે તો પસ્તીમાં પધરાવી દેવા

# નિવેદન

ઉત્તમભાઈ મને સતત પ્રેરતા ન રહ્યા હોત તો આ લખાણ ન થાત.

આમ તો રામજીભાઈ પટેલના પુસ્તક 'જાણીએ જોડણી'ની પ્રસ્તાવનામાં મેં જોડણીવિષયક મારા વિચારો દર્શાવ્યા છે, પણ આજે એક નવી પરિસ્થિતિ ઊભી થઈ છે ને મને લાગ્યું કે આ પરિસ્થિતિમાં મારે મારો અવાજ ફરીને, ને જુદા ભારથી રજૂ કરવો જોઈએ.

જોઈ શકાશે કે મુખ્ય લેખમાં ભાષાશુદ્ધિ અભિયાનની પ્રસ્તુતતા સ્થાપિત કરવાનો પ્રયાસ છે. બીજા લેખમાં જોડણીવિષયક મારા વિચારો સંક્ષેપમાં દર્શાવ્યા છે, એ 'જાણીએ જોડણી'ની મારી પ્રસ્તાવનામાં અહીંતહીં થોડો સુધારો દર્શાવે છે.

જયંત કોઠારી

તા. ૨૯-૫-'૯૮

૨૪ નેમિનાથનગર

સુ.મં. માર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૧૫

## ક્રમ

શું ભાષાશુદ્ધિ અભિયાન એક તૂત છે ? / ૭

જોડણીવ્યવસ્થાનો પુનર્વિચાર / ૪૧

પરિશિષ્ટ / ૫૧

- શ્રી મનુભાઈ પંચોળી પરનો અનુત્તરિત પત્ર / ૫૧
- અર્વાચીન ગુજરાતીના ઇકાર-ઉકારનાં ઉચ્ચાર અને જોડણી : હરિવલ્લભ ભાયાણી / ૫૨
- જોડણીકોશ વિશે : ભૃગુરાય અંજારિયા / ૫૮
- એ વચન ઝનૂની અને બાલિશ છે : સ્વામી આનંદ / ૬૦
- બાળકો અને મૂંગાં કરોડો માટે : કાકા કાલેલકર / ૬૧
- ચાવીઓ સરળ હોવી જોઈએ : કિશોરલાલ મશરૂવાળા / ૬૨

# શું ભાષાશુદ્ધિ અભિયાન એક તૂત છે ?

## સ્થિતિસંરક્ષકોનું પ્રતિઆક્રમણ •

'ગુજરાતી ભાષાશુદ્ધિ અભિયાન'ને ઓળખાતું અભિયાન બળ અને વેગ પકડતું ગયું, અનેક જાણીતી અને ન જાણીતી વ્યક્તિઓ એમાં જોડાવા લાગી અને પોતપોતાના જાતભાતના સુધારાલક્ષી વિચારો રજૂ કરવા લાગી, થોકબંધ સાહિત્ય પ્રગટ થવા લાગ્યું અને એનો પ્રચાર કરતું તંત્ર ગોઠવાયું એટલે રૂઢિગત અને સ્થિતિસંરક્ષક વિચારો ધરાવતો વર્ગ ચોંક્યો, જાગૃત થયો અને જાણે કોઈ દુશ્મનદળ ચડી આવ્યું હોય એમ એણે ઝનૂનપૂર્વક પ્રતિઆક્રમણ આરંભ્યું. એમ કહેવાવા લાગ્યું કે સુધારાવાદીઓ ગુજરાતી ભાષાના દ્વેષીઓ છે, એ ગુજરાતી ભાષાનું વસ્ત્રહરણ કરવા – એનું શિયળ લૂંટવા તૈયાર થયા છે; ભાષાશુદ્ધિ અભિયાન એક તૂત છે, સ્થાપિત વ્યવસ્થાને તોડીફોડી નાખી અરાજકતા – અંધાધૂંધી ફેલાવવાનો એક પ્રયાસ છે; જેમની પાસે કોઈ ઉપયોગી કામ નથી એવા કેટલાક નવરા માણસો નખ્ખોદ વાળવા બેઠા છે – નવરો સુતાર વાંસલા ભાંગે એની જેમ ભાષાના ઓજારને જ નાકામિયાબ બનાવી રહ્યા છે. આ પ્રવૃત્તિને કોઈ સમર્થન ન હોઈ શકે, એને માટે કોઈ સહાનુભૂતિ ન હોઈ શકે, એને કોઈ પણ હિસાબે પાંગરવા દેવી ન જોઈએ.

દલીલથી જવાબ ન વાળી શકાય ત્યારે સામા પક્ષનો નૈતિક જુસ્સો તોડી પાડવો એ વાદયુદ્ધની જાણીતી નીતિ છે. કેટલાક સ્થિતિસંરક્ષકોએ આ નીતિ અપનાવી છે અને ગાલિપ્રદાનની હદે એ ઊતરી ગયા છે. એ વિચારવા એ થોભ્યા નથી કે ભાષાશુદ્ધિના અભિયાન સાથે સંકળાયેલા માણસો કોણ છે, એ કઈ રીતે આ દિશામાં વળ્યા છે, એમની કાર્યપદ્ધતિ શી છે ? અને એમણે સૂચવેલા સુધારાઓની તાર્કિક અને વ્યાવહારિક ભૂમિકા શી છે ?

## સુધારાવાદીઓ કોણ છે ?

તો, ભાષાશુદ્ધિ અભિયાન સાથે સંકળાયેલા માણસોની થોડી ઓળખાણ

કરીએ. આ અભિયાનના મૂળમાં છે રામજીભાઈ પટેલ. લોકભારતી ગ્રામવિદ્યાપીઠની કેળવણી પામેલા એ અર્થશાસ્ત્રનાં અધ્યાપક ભાષાના કોઈ પણ અધ્યાપક કરતાં વધારે લગનીથી શુદ્ધ ગુજરાતી ભાષાની ખેવના કરતા રહ્યા, એનાં અનેક પાસાંઓ વિશે લખતા રહ્યા અને ઘણાં વર્ષો સુધી માન્ય જોડણીવ્યવસ્થાના પુરસ્કર્તા અને પ્રચારક બની રહ્યા. એમનો ઉત્સાહ સાચી જોડણી માટે વિદ્યાર્થીઓને ઇનામો આપવા સુધી વિસ્તર્યો છે. એમણે વિદ્યાપીઠ-કોશના જોડણીના નિયમો સમજાવતું પુસ્તક પણ લખ્યું છે. માન્ય જોડણી-વ્યવસ્થા સાથે આટલું બહોળું કામ પાડ્યા પછી એમને એ નિયમો ખામીભરેલા લાગે ને એ જુદું વિચારે ત્યારે એમની વાત આપણે કાને ન ધરીએ અને એમને વિશે યદ્વા-તદ્વા બોલીએ-લખીએ એ કેટલું અનુચિત કહેવાય ?

આ નૂતન અભિયાનના પ્રચારકાર્યનો બોજ ઉઠાવનાર જે ઉત્તમ સાથી રામજીભાઈને મળ્યા તે ઉત્તમભાઈ ગજ્જર. ગુજરાત વિદ્યાપીઠની કેળવણી પામેલા એ શિક્ષક તરીકેની પોતાની આખીયે કારકિર્દી દરમિયાન વિદ્યાર્થીઓની જોડણી સુધારતા રહ્યા ને એ માટે જરૂર પડ્યે એમને મેથીપાક પણ જમાડતા રહ્યા. માન્ય જોડણીવ્યવસ્થા સમજાવતું એમણે પણ એક પુસ્તક લખેલું. રામજીભાઈના વિચારોનો ચેપ એમને લાગતાં એમની આંખ ઊઘડી કે પોતે કેવી તુચ્છ વસ્તુ માટે આવડો મોટો શ્રમ ઉઠાવ્યો હતો; ભણાવવા જેવું તો બીજું ઘણુંયે હતું. પોતે આ અભિયાનમાં સક્રિય બન્યા તે માટે તેઓ અત્યંત વેદનાપૂર્વક કહે છે કે હું તો મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરી રહ્યો છું. કાંતિભાઈ જોશી પણ ઉત્તમભાઈની જેમ શાળાશિક્ષક તરીકે જિંદગી ગુજારનાર. એમની કથા પણ એમના જેવી જ. હસુભાઈ રાવળ તો પ્રાથમિક શાળાનો બહોળો અનુભવ ધરાવનાર સુધારાવાદી.

મુંબઈમાં આ અભિયાનની આગેવાની લેનાર યશવંત દોશી છે. પરિચય પુસ્તિકાઓ દ્વારા એમણે લોકશિક્ષણનો મહાયજ્ઞ માંડ્યો છે ને પોતાની લોકનિષ્ઠાની પ્રબળ પ્રતીતિ કરાવી છે. સાહિત્ય, શિક્ષણ, સમાજ વગેરેના અનેક પ્રશ્નો વિશે વર્તમાનપત્રની કટારોમાં એ પોતાનું તાજગીભર્યું સ્વસ્થ ચિંતન, પંડિતાઈના ભાર વિનાની સાદીસીધી વાણીમાં, વહાવી રહ્યા છે. એમણે માન્ય

જોડણીવ્યવસ્થાને વિશદ રીતે સમજાવતી 'સાચી જોડણી અઘરી નથી' એવી પુસ્તિકા લખી છે, જેની એકથી વધારે આવૃત્તિઓ થઈ છે. આ યશવંત દોશી આજે જુદી વાત કરતા હોય તો એ ગંભીરતાથી ધ્યાનમાં લેવા જેવી ન ગણાય ?

સુરતમાં ભાષાશુદ્ધિ અભિયાનના અનેક પહેલુઓની ચર્ચાઓ કરતા રહીને 'ગુજરાતમિત્ર'ને ધમધમતું રાખનાર રમણ પાઠકે વર્ષો સુધી ગુજરાતી ભાષાસાહિત્યનું અધ્યાપન કર્યું છે અને ભાષાશાસ્ત્રનો પણ ખાસ અભ્યાસ કર્યો છે – એમનાં એ વિષયનાં પુસ્તકો પણ પ્રસિદ્ધ થયેલાં છે. સમાજના નીચલા થરના, છેવાડાના માણસોની સદા ચિંતા કરનાર અને સ્થાપિત હિતો સામે અવાજ ઉઠાવતા રહેનાર આ જાગૃત પત્રકાર-જીવ પૂરા તર્ક સાથે અને આધારો સાથે જે સુધારાવાદી વિચારો રજૂ કરી રહ્યા છે તેને કંઈ અધ્ધર રીતે ઉડાવી દઈ શકાય નહીં. સોમાભાઈ પટેલ પણ ભાષાના પીઢ અધ્યાપક ને ભાષાવિચારમાં ઊંડો રસ લેનારા.

યોગેન્દ્ર વ્યાસ અને દયાશંકર જોશી તો ભાષાવિજ્ઞાનના જ અધ્યાપકો છે, આ વિષયના વિશેષજ્ઞો છે ને આ વિષયમાં કંઈ પણ કહેવાનો એમનો અધિકાર આપણે સ્વીકારવો જ પડે. યોગેન્દ્ર વ્યાસે તો ભાષાશિક્ષણના વિષયમાં કેટલુંક નક્કર વિચારેલું છે ને કામ પણ કરેલું છે. કેલિફોર્નિઆની યુનિવર્સિટીના અધ્યાપક પુરુષોત્તમ મિસ્ત્રી અને મુંબઈનાં ઊર્મિ દેસાઈ જેવાં ભાષાવિજ્ઞાનીઓ પણ વર્તમાન જોડણીવ્યવસ્થામાં સુધારાને અવકાશ છે એમ માને છે.

'ભૂમિપુત્ર'ના સંપાદક જગદીશ શાહ, 'નયા માર્ગ'ના તંત્રી ઇન્દુકુમાર જાની અને 'સ્વસ્થ માનવ'ના સંપાદક ચીનુભાઈ ગી. શાહ પ્રજાજીવનના પ્રશ્નો પરત્વે ઊંડી નિસબત ધરાવતા પત્રકારો છે. જગદીશ શાહ અને ઇન્દુકુમાર જાની પાસે તો સામાજિક કાર્યકર તરીકેનો બહોળો અનુભવ છે. આ મહાનુભાવો જ્યારે ભાષાશુદ્ધિ અભિયાનમાં પોતાનો સૂર પુરાવે ત્યારે એની પાછળ પ્રજાજીવન સાથેની એમની નિસબતનું બળ રહેલું છે એમ માનવું જોઈએ.

નિશીથ ધ્રુવ હૉસ્પિટલ લઈને બેઠેલા સર્જન છે અને તે પણ મહારાષ્ટ્રના રાયગઢ જિલ્લામાં. ગુજરાત બહાર વસતા ગુજરાતીઓની ગુજરાતી ભાષાની એ ચિંતા કરે છે. ઉચ્ચારશાસ્ત્રના એ અભ્યાસી છે અને સંસ્કૃત સમેત ભારતની

ઘણી ભાષાઓની ઉચ્ચાર-લિપિવ્યવસ્થાની એ બારીક જાણકારી ધરાવે છે. ખૂબ જહેમતપૂર્વક અને ઊંડી શાસ્ત્રબુદ્ધિથી એમણે ગુજરાતી ભાષાની ધ્વનિ-જોડણી-લિપિની નૂતન વ્યવસ્થા રચી છે. એક ડૉક્ટર પોતાના વ્યવસાયમાંથી સમય ચોરીને એક જુદા જ વિષયની ઉપાસના કરે અને નક્કર સૂચનો સાથે આપણી પાસે આવે ત્યારે એ સૂચનો આપણી જિજ્ઞાસાનો અને ચર્ચાનો પણ વિષય કેમ ન બને ?

મહેન્દ્ર મેઘાણી જેવા ગુજરાતી ભાષા અને સાહિત્યના પ્રેમી અને પ્રચારક જડવા મુશ્કેલ છે. સાહિત્યપ્રચારની અવનવી યોજનાઓ એમના મનમાં ઊભરે છે. ગ્રંથવિક્રયની દુનિયામાં એ ક્રાંતિના પ્રણેતા છે એમ કહેવાય. એમનો આ પુરુષાર્થ ધંધાદારી નથી, પણ ભાષાસાહિત્ય પ્રત્યેની અને પ્રજા પ્રત્યેની પ્રીતિથી પ્રેરાયેલો છે. એમની દૃષ્ટિ જીવનસંસ્કારના ઘડતરની છે. એ નવી લિપિવ્યવસ્થાના હિમાયતી છે ને વર્ષોથી એનો પ્રચાર એ કરતા રહ્યા છે. આ નવી લિપિવ્યવસ્થા એ કંઈ વર્તમાન લિપિવ્યવસ્થા સાથેનાં ચેડાં નથી, એમાં કશું તરંગીપણું નથી, એની પાછળ પૂરો તર્ક રહેલો છે ને કાકાસાહેબ, કિશોરલાલ મશરૂવાળા જેવાના વિચારોનું બળ પણ રહેલું છે.

આ પુસ્તિકાના લેખક જયંત કોઠારી ગુજરાતી ભાષાસાહિત્યક્ષેત્રે વિવેચક-સંશોધક તરીકેની નામના ધરાવે છે પણ એ પોતાની જાતને શિક્ષક ગણાવવાનું વધુ પસંદ કરે છે. એમણે કૉલેજોમાં અધ્યાપનકાર્ય કર્યું છે અને વિદ્યાર્થી-ઉપયોગી ઘણું લેખનસંપાદન કર્યું છે. શાળાકક્ષાનાં અત્યારનાં બધાં ગુજરાતી વ્યાકરણો લગભગ એમનાં જ લખેલાં છે અને કૉલેજકક્ષાના એમના પુસ્તક 'ભાષાપરિચય અને ગુજરાતી ભાષાનું સ્વરૂપે' પાંચ આવૃત્તિઓ પામી વિક્રમ સ્થાપ્યો છે. એમણે ભાષાવિજ્ઞાનનો પણ થોડો અભ્યાસ કર્યો છે અને એ વિષયનું એક સુંદર પાઠ્યપુસ્તક આપવાની એ ખ્વાહેશ ધરાવે છે.

આ તો યાદ આવ્યા તે થોડા અગ્રણી સુધારાવાદીઓનો પરિચય થયો. બીજા કેટલાક પણ આ સુધારા અભિયાનમાં કાર્યરત છે અને સમર્થન તથા સૂચન રૂપે એમાં કંઈ ને કંઈ યોગદાન આપી રહેલા તો ઘણા છે. જોઈ શકાય છે કે આ કોઈ લેભાગુઓ નથી, કશા બીજા કામધંધા વગરના નવરા માણસો

નથી ને ભાષાદ્વેષીઓ તો હરગિજ નથી. બલ્કે, ભાષાશુદ્ધિ અભિયાન પર તૂટી પડનારા સ્થિતિસંરક્ષક મતાગ્રહીઓ કરતાં અદકેરા ભાષાપ્રેમીઓ છે. એમણે ભાષા પરત્વે જે સક્રિય નિસબત બતાવી છે – પૂર્વકાળમાં માન્ય જોડણીવ્યવસ્થાનો પ્રચાર કરવા સુધીની – તે સ્થિતિસંરક્ષક મતાગ્રહીઓએ બતાવી નથી. એમના સુધારાવાદી વિચારોને સમજવાની કોશિશ ન કરવી, એમની સાથે સંવાદ ન કરવો અને એમને અરાજકતા ફેલાવવા માગતા ભાષાદ્વેષીઓ કહી તોડી પાડવા એ ઘણું અનૈતિક છે, અન્યાયકારી છે અને ગુજરાતી ભાષાના વિકાસના તેમજ ભાષાશિક્ષણના હિતમાં નથી.

## વૈચારિક ઉદારતા



સ્થિતિસંરક્ષક મતાગ્રહીઓએ ભાષાશુદ્ધિ અભિયાન ચલાવનારાઓની વૈચારિક ઉદારતાનો ખ્યાલ કરવો જોઈએ. આ અભિયાને કોઈ અવાજને ગૂંગળાવવાનું ઇચ્છ્યું નથી. એણે પોતામાં જોડણીનિયમસુધાર, લિપિવ્યવસ્થા-સુધાર અને ભાષાપ્રયોગશુદ્ધિ જેવા વિવિધ મોરચાઓને ભેગા થવા દીધા છે, એમાં મતમતાંતરોને – વિરોધીમતોને પણ – વ્યક્ત થવા દીધા છે ને સ્થિતિસંરક્ષક વિચારોનેય મંચ પૂરો પાડ્યો છે. સુધારાવાદી વિચારો પ્રત્યે જે સાશંક છે એવા રતિલાલ નાયકને એક બેઠકના પ્રમુખ બનાવવામાં આ અભિયાનને સંકોચ નડતો નથી અને હરિપ્રસાદ શાસ્ત્રીને પ્રચલિત વ્યવસ્થાનો પુરસ્કાર કરતી પુસ્તિકા લખવા એ પ્રેરી શકે છે ને એનાં પ્રકાશન-પ્રચાર પણ પ્રેમથી કરી શકે છે. ભાષાશુદ્ધિ અભિયાને સૌને સાથે લઈને, સંવાદપૂર્વક આગળ વધવાની નીતિ રાખી છે.

## લોકમતની કેળવણીનો માર્ગ

અભિયાનના આ સ્વરૂપને કારણે એ એક શંભુમેળો હોવાની છાપ પડે છે. સુધારાવાદીઓમાં જ એકમતી નથી તો કરવાપણું ક્યાં કંઈ રહે એવી દલીલ પણ થાય છે. મને પોતાને ઘણી વાર મૂંઝવણ થઈ છે. પથારો મોટો થાય એટલે ધ્યાન વિકેન્દ્રિત થાય, વધુ વીગતો વધુ મતાંતરને અવકાશ આપે ને અભિયાન પોતાને ચોક્કસ માર્ગ આંકી ન શકે એવું પણ બને. વિવિધ પ્રકારના ને ઘણા

બધા સુધારાઓ સૂચવાય એટલે રૂઢિચુસ્તો ભડકે, એમને સઘળું ઊથલપાથલ થતું લાગે અને એ પ્રતીકાર કરવા તત્પર બને. સુધારાની અતિમાત્રા પણ સુધારાની હિલચાલને હાનિકારક બને. ધીરેધીરે સુધારાનો સાર સંભળાવવાની દલપતરામીય શીખ, કોઈ પણ દેશકાળમાં, પ્રસ્તુત છે, કામિયાબીભરેલી નીવડે એવી છે.

હું રામજીભાઈ પાસે મારી દહેશત અવારનવાર વ્યક્ત કરતો રહ્યો. પણ અમારા રામજીભાઈ તો પૂરેપૂરા લોકશાહીવાદી. એ કહે, "જયંતભાઈ, લોકો જાગૃત થાય છે અને આમાં સામેલ થાય છે એ જ અગત્યનું છે. અત્યારે તો સૌને પોતાના વિચારો વ્યક્ત કરવા દઈએ. પછીથી બહુજનસંમત વિચારોની તારવણી થઈ શકશે અને થશે જ." આ લોકમતની કેળવણીનો માર્ગ છે અને રામજીભાઈ એમાં માનનારા છે. પોતે દર્શાવેલા વિચારો એમ ને એમ સ્વીકારાઈ જાય એવી રામજીભાઈની અપેક્ષા નથી હોતી. એ ચર્ચા જગવવા માગે છે. એમનાં પુસ્તકોની પ્રસ્તાવનાઓ એવા માણસોએ પણ લખી છે કે જેઓ એમના અભિપ્રાય સાથે બધે સંમત થયા નથી ને જેમણે એમના વિચાર અને વિશ્લેષણમાં દોષો જોયા છે. 'વાદે વાદે જાયતે તત્ત્વબોધઃ' એ સૂત્રમાં એ વિશ્વાસ ધરાવે છે અને વિચારવિમર્શપૂર્વકના તત્ત્વબોધને એ ઝંખે છે.

રામજીભાઈ તો એવું ઇચ્છતા હતા કે ભાષાશુદ્ધિવિષયક પ્રશ્નોમાં ગુજરાત વિદ્યાપીઠ, ગુજરાતી સાહિત્ય પરિષદ કે ગુજરાત સરકાર (એના પાઠ્યપુસ્તક મંડળ, ભાષાનિયામકની કચેરી વગેરે તંત્રો દ્વારા) આગેવાની લે, નિષ્ણાતોને ભેગા કરે અને વિશાળ પાયા પરની જોડણીપરિષદ બોલાવી ઘટતા નિર્ણયો લે. પરંતુ કોઈ પણ કારણસર આ બધી સંસ્થાઓએ આ પ્રશ્નમાં એ પ્રકારનો રસ બતાવ્યો નહીં અને એક અલાયદો મંચ ઊભો કરવાની સ્થિતિ આવી. રામજીભાઈએ જહેમતપૂર્વક સંપર્કો કરીને અનેક લોકોને એ મંચ પર લાવી એનો પાયો મોટો કર્યો છે અને આજે પણ એ દિશામાં એ પ્રયત્નશીલ છે. ભાષાશુદ્ધિ અભિયાન કોઈ એકાદ વ્યક્તિના તરંગો પર ઊભેલું નથી, એને વિશાળ નક્કર આધારભૂમિ પૂરી પાડવામાં આવી છે એ સ્પષ્ટ થઈ જવું જોઈએ.

## વિવિધ મોરચાઓ ને અગ્રતાક્રમ

આ તો ભાષાશુદ્ધિ અભિયાનની ઐતિહાસિક ભૂમિકા થઈ. વધારે અગત્યની તો એની તાર્કિક ભૂમિકા છે. આગળ કહ્યું તેમ આ અભિયાનમાં ત્રણ મોરચા ભેગા થયા છે – જોડણીવ્યવસ્થામાં ફેરફાર, લિપિચિહ્નોમાં ફેરફાર અને ભાષાપ્રયોગની શુદ્ધિ. ત્રણ મોરચા એક સાથે સમાલવા પડ્યા મુશ્કેલ છે ને તેથી એમને અલગ પાડીને અગ્રતાક્રમે આગળ વધવું જોઈએ એમ ઘણા સમય પહેલાંથી લાગ્યા કર્યું છે. હું પોતે જોડણીવ્યવસ્થાના સુધારાને પ્રાથમિકતા આપું. અંગ્રેજી ભાષાની અનિષ્ટ અસરને ટાળવા વગેરે ભાષાપ્રયોગશુદ્ધિના જે મુદ્દાઓ છે તેમાં કોઈ પ્રસ્થાપિત સર્વમાન્ય નિયમના અનુપાલનની કે એમાં પરિવર્તનની વાત નથી, મુખ્યત્વે પડેલી ખોટી આદતોને સુધારવાની જ વાત છે. એને માટેના આંદોલનનું સ્વરૂપ જુદું હોય. એને માટે ભાષાસભાનતાની કેળવણીનો – લોકકેળવણીનો માર્ગ લેવાનો રહે. ભાષાપ્રયોગશુદ્ધિના મુદ્દાઓ નક્કી કરી એના અનુપાલન માટે સરકારી તંત્રો-વિભાગો, વિદ્યાસંસ્થાઓ, સામાજિક સંસ્થાઓ, સામયિકો-વર્તમાનપત્રો વગેરેને તૈયાર કરી શકાય તો મોટું કામ થાય. આ વિષયમાં વ્યક્તિગત સ્વાતંત્ર્યને કેટલોક અવકાશ પણ રહેવાનો.

લિપિસુધારના પ્રયત્નોનો ઘણો જૂનો ઇતિહાસ છે. એ ઇતિહાસે બતાવી આપ્યું છે કે પ્રજાને પોતાની લિપિ માટે કેવું અતાર્કિક મમત્વ હોય છે. લિપિ એ શાસ્ત્રીયતાની નહીં, સગવડની વસ્તુ છે ને જેને આજે આપણે સ્થિર, અચલ માનીએ છીએ તે લિપિ પરિવર્તનો પામીને સિદ્ધ થયેલી હોય છે એ કોણ જાણે કેમ રૂઢિચુસ્તોને સમજાતું જ નથી. મકાન, પહેરવેશ, કુટુંબવ્યવસ્થા, વાહનવ્યવહાર વગેરે અનેક બાબતોમાં સમયાનુરૂપ પરિવર્તનો સ્વીકારનાર માણસ લિપિસુધારથી ભડકે છે, એમાં જાણે કશુંક પાપ થઈ જતું હોય એમ માને છે એ નવાઈની વાત છે.

હું પોતે મહેન્દ્રભાઈના ઘણાખરા લિપિસુધારની સાથે સંમત થાઉં. છતાં લિપિસુધારના કાર્યક્રમને, જો અગ્રતાક્રમમાં ચાલવાનું હોય તો, જોડણીવ્યવસ્થાના સુધારના કાર્યક્રમ પછી મૂકું. કારણ એટલું જ કે સુધારે માગનાં લિપિચિહ્નોની સંખ્યા નિયત છે, એટલે થોડી મહેનતથી પણ ચાલુ લિપિચિહ્નો શીખી-શિખવાડી

શકાય છે. જ્યારે જોડણીનો પ્રશ્ન સ્પર્શતો હોય એવા શબ્દોની સંખ્યા અનિયત છે. જોડણીની ભૂલો અલ્પશિક્ષિતો જ નહીં, સુશિક્ષિતો પણ કરે છે. જેઓ ચાલુ લિપિચિહ્નો બરાબર લખી શકે છે, તેઓ પણ જોડણીની બાબતમાં ગોથાં ખાતા જોવા મળે છે. કદાચ જોડણીવ્યવસ્થાસુધારનું કામ લિપિસુધાર કરતાં થોડું સરળ પણ હોય. લિપિ પર પવિત્રતાનું આરોપણ છે તેવું જોડણી પર હોવાનું કારણ નથી.

એટલે જોડણીવ્યવસ્થાવિચાર પર જ સૌ પ્રથમ ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. ભાષાશુદ્ધિ અભિયાન પણ હવે એ મુદ્દા પર આવીને ઠર્યું છે એ યોગ્ય થયું છે. મુંબઈના મંચે તો પહેલેથી જ પોતાની કામગીરી જોડણીના પ્રશ્ન પૂરતી મર્યાદિત રાખી છે. હું એ અંગેનું જ મારું દષ્ટિબિંદુ અહીં રજૂ કરવા ચાહું છું.

## સાક્ષરોના વિભિન્ન અભિગમો

જોડણીવ્યવસ્થાના પુનર્વિચારની ભૂમિકા શી છે ? એ જાણીતું છે કે ગાંધીજીએ ૧૯૨૯માં જોડણીના નિયમો નક્કી કરાવી ગુજરાત વિદ્યાપીઠ દ્વારા જોડણીકોશ પ્રગટ કરાવ્યો ત્યાં સુધી ગુજરાતી જોડણીમાં એકરૂપતા નહોતી, કોઈ સર્વમાન્ય નિયમપૂર્વકની વ્યવસ્થા નહોતી. એ માટેનો ઊહાપોહ તો નર્મદ-નવલરામના સમયથી ચાલતો હતો, સાક્ષરો પોતપોતાના વિચારો વ્યક્ત કરતા હતા – લાંબા નિબંધો પણ લખાતા હતા પણ કોઈ એકમતી ઊભી થઈ શકતી ન હતી. સાક્ષરોના અભિગમમાં કેટલોક પાયાનો ફરક હતો. ઉચ્ચારાનુસારી લેખનનો મૂળભૂત સિદ્ધાંત પ્રવર્તતો હતો, પણ એથી અતંત્રતામાં રખે સરી પડાય એની મણિલાલ ચેતવણી આપતા હતા ને શિષ્ટતાના ખ્યાલનો પુરસ્કાર કરતા હતા. નરસિંહરાવ જેવા વ્યુત્પત્તિને લક્ષમાં લેવા તરફ સવિશેષ વલણ ધરાવતા હતા, તો ગોવર્ધનરામ સરલતાવાદી હતા – લોકવ્યવહારને સ્વીકારવા તરફ એમનો ઝોક હતો. આનંદશંકર વિભાષાવાદ – વિકલ્પવાદના પુરસ્કર્તા હતા – વિકલ્પમાં એ અવ્યવસ્થા નહીં, અનેકતાનો યથાર્થ સ્વીકાર જોતા હતા. આ વિભિન્ન અભિગમો વચ્ચેથી સમાધાનનો માર્ગ ખોળી, સર્વજનસંમત કે બહુજનસંમત જોડણીવ્યવસ્થા નિપજાવવાનું સામર્થ્ય ધરાવનાર કોઈ પ્રભાવશાળી તંત્ર કે વ્યક્તિત્વ નહોતું એટલે ચર્ચાઓ ચાલતી રહી, ગુજરાતી

સાહિત્ય પરિષદમાં ઠરાવો થતા રહ્યા, પણ કશા નક્કર પરિણામ સુધી પહોંચી શકાયું નહીં. સરકારી વાચનમાળા માટે હોપસમિતિએ જોડણીના નિયમો નક્કી કર્યા હતા પરંતુ સાક્ષરોએ સામાન્ય રીતે એને સ્વીકાર્યા ન હતા.

## જોડણીકોશની માન્યતાનો ઇતિહાસ

એ તો સ્પષ્ટ છે કે ગુજરાત વિદ્યાપીઠનો જોડણીકોશ સર્વમાન્ય થયો એમાં ગાંધીજીના પ્રભાવે ઘણું કામ કર્યું છે. એ પ્રભાવનું બળ ન હોય તો જોડણીકોશની સ્થિતિ કદાચ હોપસમિતિના નિયમો જેવી થઈ હોત. જોડણીકોશના જોડણીનિયમો સામે સાક્ષરવર્ગને કોઈ વાંધાઓ નહીં હોય ને એમને ગળે એ ઊતરી ગયા હશે એમ માનવાને કોઈ જ કારણ નથી. ગાંધીજીએ શાસ્ત્રીજીને જે એમ કહેલું કે "આથી જોડણીસુધારનાં દ્વાર બંધ થતાં નથી" એ એમ બતાવે છે કે ઘડાયેલા જોડણીનિયમો સામે વાંધાઓ હતા જ. બલવંતરાય ઠાકોર, નરસિંહરાવ દીવટિયા, ન્હાનાલાલ જેવા જૂની પેઢીના સાક્ષરો જોડણી કોશ થયા પછી-પણ પોતાની રીતે જ જોડણી કરતા રહ્યા હતા. જોડણીકોશને માન્યતા પણ સમાજના સર્વ વર્ગની તરત મળી નથી – ભલે ગાંધીજીએ એ કોશને આવકારતાં "હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી" એમ લખ્યું હોય. જોડણીકોશનો પ્રચાર ધીમેધીમે થતો રહ્યો છે. ૧૯૨૯માં થયેલા જોડણીનિયમોને અને જોડણીકોશને ગુજરાતી સાહિત્ય પરિષદની માન્યતા ૧૯૩૬માં મળે છે અને મુંબઈ સરકારની ૧૯૪૦માં. મુંબઈ સરકારે સ્વીકાર કરવાથી એ જોડણીવ્યવસ્થાને શાળાશિક્ષણમાં પ્રવેશ મળ્યો અને એણે મૂળિયાં નાખવાં શરૂ કર્યાં એમ કહેવાય. ૧૯૪૨માં હરિવલ્લભ ભાયાણી જોડણીકોશની જોડણીવ્યવસ્થા દૃઢમૂળ થાય તે પહેલાં હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉનો ભેદ નાબૂદ કરવાની હિમાયત કરે છે તે પણ એ સ્થિતિનો જ સંકેત કરે છે.

## જોડણીકોશનાં મૂળિયાં ક્યાં સુધી પ્રસર્યાં ?

જોડણીકોશનાં મૂળિયાં આટલાં વર્ષે પણ ક્યાં સુધી પ્રસર્યાં છે એ તપાસનો વિષય છે. જોડણીકોશનું સો ટકા અનુસરણ કરી શકનારા તો આપણે ત્યાં વિરલપણે જડવાના – નવજીવન જેવી કોઈક સંસ્થા કે થોડાક ચીકણા-

ચાગલા સાક્ષરો, શિક્ષકો, પ્રૂફવાચકો. બાકી શુદ્ધ જોડણીનો આગ્રહ રાખનારા લોકો પણ કોઈ ને કોઈ જોડણીદોષ કરી નાખે છે. વિદ્વાનોનાં અને પ્રતિષ્ઠિત વિદ્યાસંસ્થાઓનાં પ્રકાશનોમાં જોડણીના છબરડા આપણી સામે ઘણી વાર આવે છે, તો પ્રસિદ્ધ થતા ઢગલાબંધ સાહિત્યમાં શી સ્થિતિ હશે તેની કલ્પના જ કરવાની રહે છે. અંગ્રેજીભાષીઓ પોતાની જોડણીવ્યવસ્થામાં સુધારો કરતા નથી એ દાખલો ટાંકીને આપણે ત્યાં જોડણીવ્યવસ્થાની સુધારણાનો પ્રતીકાર કરનારા લોકોએ એ લક્ષમાં રાખવું જોઈએ કે આપણા હાથમાં આવતું એકેએક અંગ્રેજી પ્રકાશન જોડણીના એક પણ દોષ વગરનું હોય છે. આપણે ત્યાં તો એવું પ્રકાશન દીવો લઈને શોધવા જવું પડે તેમ છે. આપણી સ્થિતિ કાળક્રમે સુધરતી જશે એવી પણ કોઈ સંભાવના દેખાતી નથી. ઊલટું જોડણીશુદ્ધિના આગ્રહો મોળા પડી રહ્યા છે ને સારા પ્રૂફવાચકોની ખેંચ વરતાયા કરે છે.

## જોડણીકોશની કાર્યપદ્ધતિ અને એની મર્યાદાઓ

આ સ્થિતિ માટે જવાબદાર જે પરિબળો છે એમાંનું એક ને અગત્યનું પરિબળ જોડણીકોશ અને તેની નિયમાવલિ પોતે છે. આ નિયમાવલિ તૈયાર કરવામાં શાસ્ત્રીય પદ્ધતિ અખત્યાર કરવામાં આવી નથી, વ્યવહારુ, પરિણામસાધક રીતિ કામે લગાડવામાં આવી છે. એમાં તે સમયના આ વિષયના નિષ્ણાત કોઈ વિદ્વાનને સીધા સાંકળવામાં આવ્યા નથી. ભાષાશાસ્ત્ર, પ્રાકૃત ભાષા અને ભારતીય ભાષાવિકાસના અભ્યાસી પંડિત બેચરદાસ દોશી તો એ વખતે ગુજરાત વિદ્યાપીઠમાં જ પુરાતત્ત્વ વિભાગમાં અધ્યાપક હતા, પણ એમનેયે આ કાર્યવાહીમાં જોડવામાં નથી આવ્યા. તદ્વિદો ને રસ ધરાવનારાઓને ભેગા કરી, એમની ચર્ચાઓ દ્વારા વિષયની પૂરેપૂરી છણાવટ થવા દઈ, એમાંથી સાર તારવવાની પદ્ધતિ પણ ઉપયોગમાં લેવાઈ નથી. ગાંધીજીએ જોડણીના નિયમો ઘડવાનું કામ ત્રણ જણની સમિતિને સોંપ્યું. એ ત્રણ જણનાં નામ જોડણીકોશની પ્રસ્તાવનામાં આપવામાં આવ્યાં નથી, પણ કાકાસાહેબે પછીથી નોંધ્યું છે તે પ્રમાણે સમિતિમાં એમના ઉપરાંત મહાદેવ દેસાઈ અને નરહરિ પરીખને જોડવામાં આવ્યા હતા. આમાંથી કોઈને ભાષાવિચારના નિષ્ણાત કહેવાય એવું નથી. આ સમિતિએ પૂર્વે થયેલી ચર્ચાઓ અને શિષ્ટ લેખકોની

રૂઢિને લક્ષમાં લઈ નિયમોનો પહેલો ખરડો તૈયાર કર્યો, તદ્વિદો અને રસ ધરાવનારાઓને અભિપ્રાયાર્થે મોકલ્યો, એમનાં સૂચનોને લક્ષમાં લઈ બીજો ખરડો તૈયાર કર્યો ને એ પણ જોવા મોકલાયો. અંતિમ તબક્કે કેશવ હર્ષદ ધ્રુવ, રમણભાઈ નીલકંઠ ને રામનારાયણ પાઠક જેવા ભાષાસાહિત્યના અભ્યાસીઓને સાંકળવામાં આવ્યા છે પણ એ સમયે એ કોઈ પાયાનાં પરિવર્તનો સૂચવી ન શકે. આખી કાર્યવાહીને ભાષાસાહિત્યના કોઈ વિદ્વાનની દોરવણીનો સાદ્યંત લાભ મળ્યો નથી એ સ્પષ્ટ છે.

એવું નથી કે આ કાર્યપદ્ધતિ ખોટી હતી. વિદ્વાનો તો ચર્ચા જ કર્યા કરે. પ્રશ્નના ઉકેલ માટે વ્યવહારુતાની અને ગતિશીલતાની જરૂર હોય છે. ગાંધીજીએ એવી જ દૃષ્ટિથી આ સમિતિને આ કામ ભળાવ્યું હશે. પણ આ કાર્યપદ્ધતિને કારણે કોશને કેટલીક મર્યાદાઓ વળગેલી રહી. આ સમિતિના સભ્યો કદાચ આ વિષયના એવા અભ્યાસીઓ નહોતા કે પોતાના સ્વતંત્ર નિર્ણયો બાંધી શકે. એમણે સ્વાભાવિક રીતે જ વિભિન્ન મતોને સમાસ આપવાનો રહે, સિદ્ધાંતથી નહીં પણ તડજોડની દૃષ્ટિથી ચાલવાનું રહે. બહુજનમાન્યતા માટે પણ આ જરૂરી હતું.

## આ તે તંત્ર કે અતંત્ર ?

પણ આથી કરીને કોશને જોડણીનિર્ણય માટે અનેકવિધ આધારોનો આશ્રય લેવાનો થયો – તત્સમતા-તદ્ભવતા, તદ્ભવ શબ્દોમાં વ્યુત્પત્તિ, અક્ષરસંખ્યા આદિ, ને વળી સ્વરભાર ને પ્રચલિતતા પણ. કોશમાં નિયમ, પેટાનિયમ, અપવાદ ને પ્રતિ-અપવાદની એક જટાજાળ આપણને જોવા મળે છે અને એમાંથી માર્ગ કાઢવો મુશ્કેલ બને છે. કેવળ નિયમાવલિનો આશ્રય લેવાથી થાપ ખાઈ જવાય છે ને ઘણી વાર કોશમાંથી જ જોડણી જોવી પડે છે.

તદ્ભવ શબ્દોમાં હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉની જોડણીને લગતા નિયમો જુઓ. આ તે તંત્ર છે કે અતંત્ર છે એવો તમને પ્રશ્ન થાય. ઈ-ઉની જોડણી શબ્દની અક્ષરસંખ્યા, એમાં ઈ-ઉનું સ્થાન, યુક્તાક્ષરનું સાન્નિધ્ય, સાનુસ્વાર-નિરનુસ્વાર સ્થિતિ, અનુસ્વારની તીવ્રતા-મંદતા, મૂળ શબ્દ છે કે સાધિત, સાધિત નામિક રૂપ છે કે આખ્યાતિક – આ બધાં પર આધાર રાખે છે. વ્યુત્પત્તિ, પ્રચલિતતા

ને સ્વરભારનાં ધોરણો તો લાગુ પડે જ. ઈ-ઉની જોડણી અંગેના આઠ નિયમો છે ને સાત અપવાદો છે (અપવાદોમાં કેટલેક સ્થાને શબ્દસૂચિઓ જ આપી દેવાની થઈ છે) ને સાત સ્પષ્ટીકરણની નોંધો છે. આ નિયમો સમજવામાં જ જયંત કોઠારી, રામજીભાઈ પટેલ, ઊર્મિ દેસાઈ જેવા અભ્યાસીઓથી ભૂલ થયેલી છે (ને બીજા અભ્યાસીઓ પણ આવી ભૂલ કરતા જ હશે) એ બતાવે છે કે પરિસ્થિતિ કેટલી વિષમ છે.

હ-શ્રુતિ જેવી કેટલીક બાબતોમાં કોશને જે-તે જોડણી માટે શબ્દસૂચિઓ આપવી પડી છે ને ક્રિયાપદોનાં રૂપાખ્યાનો આપવાં પડ્યાં છે. શબ્દસૂચિઓ ક્યાંક નમૂનારૂપ છે. સમગ્રપણે જોતાં સ્થિતિ એવી નીપજે છે કે નિયમો આપણને અમુક હદ સુધી જ લઈ જાય છે, છેવટે કોશનું શરણું જ આપણે લેવાનું રહે છે. આ કરતાં તો નિયમો જ ન હોય અને સીધું કોશનું શરણું લેવાનું હોય તો સારું એમ પણ થાય. કેટલાક ડાહ્યા લોકો એમ જ કરે છે.

આ સ્થિતિ પર શગ ચડાવે એવી વાત એ છે કે કોશ પોતે પોતાના નિમયોનું ચોકસાઈથી પાલન કરી શક્યો નથી. નિયમાનુસારી જોડણી ન હોય એવા શબ્દો કોશમાં ઘણા જડે છે. ભૃગુરાય અંજારિયાએ વિસ્તારથી ચર્ચા કરીને ને દાખલાઓ આપીને આ બતાવ્યું છે.

## જોડણીનિયમોને અફર માનવામાં આવ્યા છે ?

શું આ જોડણીકોશ ને એના નિયમો તૈયાર થયા ત્યારે એને અફર માનવામાં આવેલ હશે ? જે રીતે આ બધું તૈયાર થયું છે એ જોતાં એના તૈયાર કરનારા ભાગ્યે જ એવું માની શકે. જોડણીનિયમો તૈયાર થયા ત્યારે એની સામે કેટલાક વાંધાઓ રજૂ કરનાર કે. કા. શસ્ત્રીને ગાંધીજીએ "જોડણીસુધારનાં દ્વાર આથી બંધ થતાં નથી" એમ કહેલું તેવું કે. કા. શાસ્ત્રી પોતે નોંધે છે. કોશની પહેલી આવૃત્તિના નિવેદનમાં પણ એવું વિધાન મળે છે કે "એક વાર અરાજકતામાંથી વ્યવસ્થા ઉત્પન્ન થઈ ગઈ એટલે પછી સુધારા કરવા જ હોય તો તે કામ પ્રમાણમાં ઘણું સહેલું થઈ જાય છે." આનો અર્થ એ થાય કે સુધારાનો, ઓછામાં ઓછું, બાધ નથી માનવામાં આવ્યો. હ-શ્રુતિ અને ય-શ્રુતિ પરત્વે કોશમાં થયેલી વ્યવસ્થા સામે નરસિંહરાવ દીવટિયાને ઘણો અસંતોષ

હતો તેને અનુલક્ષીને એ પ્રસ્તાવનામાં કહેવામાં આવ્યું છે કે લેખનમાં અને છાપકામમાં જોડાક્ષર અગવડરૂપ છે તેથી "જો હ-શ્રુતિ અને ય-શ્રુતિ વ્યક્ત કરવાનો કોઈ સહેલો ઉપાય લિપિસુધારાને અંગે થાય તો શ્રી નરસિંહરાવના પ્રયત્નને અત્યાર સુધી નથી મળ્યો એવો ટેકો જરૂર મળે." આનો અર્થ એવો થયો કે સુધારાનાં દ્વારા સાવ બંધ કરી દેવામાં આવ્યાં નથી. પછીથી વિદ્વાનો કાકા કાલેલકર પાસે જોડણીના નિયમોમાં સુધારાની માગણી કરવા લાગ્યા ત્યારે કાકાસાહેબે સ્વીકાર્યું કે સુધારાને અવકાશ છે પણ જોડણીના નિયમોનું કામ પોતે કરી શક્યા તે ગાંધીજીના માહાત્મ્યને બળે, હવે સ્વરાજના દિવસોમાં એ કામ ગુજરાત સરકાર અને ગુજરાતની યુનિવર્સિટીઓનું છે.

સુધારાવાદીઓને માથે ગાંધીજીનું એ વાક્ય વારંવાર મારવામાં આવે છે કે "હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી." પણ આ ગાંધીજીનો દુરુપયોગ છે. ગાંધીજીએ સ્વેચ્છાએ – મનસ્વી રીતે જોડણી કરવાનો ઇન્કાર ફરમાવ્યો છે, પરંતુ સર્વસંમતિ કે બહુજનસંમતિથી જોડણીવ્યવસ્થામાં પરિવર્તન ન કરી શકાય એવું કહ્યું નથી, એવું એ કહી શકે પણ નહીં. ભાવિ પ્રજાની સ્વતંત્રતા ગાંધીજી કેમ છીનવી લઈ શકે ?

પ્રથમ આવૃત્તિ પછી જોડણીકોશે નાનાનાના ફેરફારો કર્યા જ છે. જોડણીકોશના નિયમોમાં શૈલીનો વિષય ગણાય એવી બાબત આવી ગઈ હતી તે દૂર કરી છે, નિયમોમાં શાબ્દિક ફેરફારો થયા છે, (ભૃગુરાય અંજારિયાએ બધી આવૃત્તિઓના જોડણીનિયમોના પાઠ સાથે મૂકી જોવા માટે ભેગા કરેલા), ઉદાહરણોની વધઘટ અને ફેરબદલી થઈ છે ને કોશમાંના શબ્દોની જોડણી બદલાઈ છે તથા વિકલ્પો ઉમેરાયા છે.

## મજબૂત કોશતંત્ર ઊભું થવું જોઈતું હતું

નિઃશંક જોડણીકોશ એક મોટું પગલું હતું. એણે ઘણી સાફસૂફી કરી છે – અવ્યવસ્થામાંથી એક વ્યવસ્થા એણે નિપજાવી છે અને વધારે મોટી વાત તો એ છે કે એને વ્યાપક માન્યતા મળી છે. પણ એ મોટું છતાં પહેલું પગલું હતું. એના રચનારા વિદ્યાપુરુષો કરતાં કર્મશીલો વધુ હતા અને કોશરચના પાછળ એ અવ્યગ્ર લક્ષ આપી શકે તેમ નહોતા. પણ પછી કોઈ અધિકારી

વિદ્વાનની દોરવણી નીચે એક મજબૂત કોશતંત્ર ઊભું થવું જોઈતું હતું, જે વિદ્વાનો ને ભાષારસિકોનાં સૂચનો મેળવે, એમની સાથે ગોષ્ઠીઓ યોજે, ચાલુ ભાષાપ્રવૃત્તિ (ઉચ્ચાર અને લેખન)નું નિરીક્ષણ કરતું રહે, એનાં સર્વેક્ષણો હાથ ધરે અને આ બધાના પ્રકાશમાં કોશનું – જોડણીના નિયમોનું પણ – આવશ્યક સંશોધન કરે. એમ થયું હોત તો આજે એક પરિપૂર્ણ કોશ આપણી પાસે હોત (નાનીનાની વીગતોના સુધારા તો કોશમાં હંમેશાં ચાલ્યા કરે) અને સુધારાવાદી આંદોલનની જરૂર જ ન રહી હોત.

દુર્ભાગ્યે એ જાતનું કોશતંત્ર ઊભું થયું નહીં. એમાં ગુજરાત વિદ્યાપીઠની જેટલી જવાબદારી છે એનાથી વધારે પ્રજાકીય સરકારની અને પ્રજાકીય અન્ય વિદ્યાસંસ્થાઓ તથા વિદ્વાનવર્ગ-શિક્ષકવર્ગની છે. કોશ અગતિક રહ્યો એના મૂળમાં આપણી પ્રજાકીય ઉદાસીનતા ને આળસ છે. આપણે કોશ જેવી મહત્ત્વની ચીજ માટે કોઈ ઊંડી નિસબત બતાવી નહીં, બધું ચલાવ્યે જ રાખ્યું. અરે, હરિવલ્લભ ભાયાણી અને ભૃગુરાય અંજારિયાએ જોડણીવ્યવસ્થા અને જોડણીકોશ વિશેના પોતાના લેખો વિશે જાહેર ચર્ચા નિમંત્રી ત્યારેયે વિદ્વાનો સુધ્ધાં મૂંગા રહ્યા.

## સુધારાની માગણી જૂની

સુધારાવાદી આંદોલન ભલે આજે ઊભું થયું, જોડણીકોશમાં સુધારાની માગ તો જૂની છે. કાકાસાહેબ પાસે કેટલાક વિદ્વાનોએ જોડણીનિયમોમાં સુધારાની માગણી કરી હતી. છેક ૧૯૪૨માં હરિવલ્લભ ભાયાણીએ હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉનો ભેદ સત્વરે દૂર કરવાનું આહ્વાન આપતો લેખ લખેલો. ગુજરાતી ભાષાની વર્તમાન સ્થિતિ અને એની પૂર્વપરંપરાની ઊંડી જાણકારીના આધાર સાથે એમાં ગુજરાતીમાં હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉના ભેદની નિરર્થકતાની – અને વિદ્વાનોએ આ વિષયમાં ચલાવેલી ચર્ચાઓની અર્થહીનતાની – સબળ અકાટ્ય સ્થાપના થયેલી છે. આવી સબળ સ્થાપના બીજી હું કલ્પી શકતો નથી. આ ડૉ. ભાયાણી જ કરી શકે. પંડિત બેચરદાસ પણ જોડણીમાં હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉના ભેદને નિરર્થક ગણતા હતા અને એની વીગતવાર રજૂઆત, પ્રાકૃત ભાષાઓના પોતાના અભ્યાસને કામે લગાડીને, એમણે રામજીભાઈ પરના પત્રોમાં કરી છે.

પ્રબોધ પંડિતે ગુજરાતી ભાષામાં કાર્યશીલ આઠ સ્વરોની વ્યવસ્થા આપી, જેમાં હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉનો ભેદ નથી. આ વ્યવસ્થા શાળાકક્ષાએ પણ ભણાવાય છે. જોડણીમાં પણ હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉનો ભેદ નિરર્થક હોવાનું ડૉ. પંડિત માનતા હતા એમ જાણવા મળે છે. આમ ગુજરાતના ત્રણ ભાષાવિજ્ઞાનીઓનો અભિપ્રાય ઈ-ઉની વર્તમાન જોડણીવ્યવસ્થાની વિરુદ્ધમાં છે.

ગાંધીજીએ આપેલા સધિયારાને હૃદયમાં સંઘરીને કે. કા. શાસ્ત્રી સતત પોતાનો જોડણીવિચાર રજૂ કરતા રહ્યા છે. ભૃગુરાય અંજારિયા એવું માનતા હતા કે જોડણીનિયમો એના આશયને વધારે સારી રીતે પાર પાડી શકે એવા સુધારાવધારાને પાત્ર છે અને એ વિશે એમણે લેખ લખવા ધારેલો, જે લખાયો જણાતો નથી, પરંતુ જોડણીકોશમાં જોડણીનિયમોનો વિનિયોગ કરવામાં કેવી કચાશો રહી ગઈ છે તે બતાવતો એક સુચિંતિત ને સુવિસ્તૃત લેખ તો એમણે ૧૯૬૫માં લખ્યો જ.

આ બધા અવાજો, એમ લાગે છે કે, બહેરા કાને અથડાયા છે. ગુજરાત વિદ્યાપીઠના કોશવિભાગે જોડણીનિયમોના પુનર્વિચારનાં દ્વાર તો બંધ જ રાખ્યાં, પરંતુ ભૃગુરાયે બતાવેલી જોડણીનિયમોના વિનિયોગની ક્ષતિઓ સુધારવાનો પ્રયાસ પણ થયો જણાતો નથી. આ બધું મગનભાઈ દેસાઈ ને એમના સાથીઓ સાથે પત્રવ્યવહારથી ભૃગુરાય છેક ૧૯૫૮થી બતાવતા રહ્યા હતા, પણ એમને યોગ્ય પ્રતિભાવો ન મળ્યા ત્યારે જ એમણે જાહેર લેખ કર્યો હોવાનું સમજાય છે.

છેક ૧૯૮૭માં ગુજરાતી સાહિત્ય પરિષદે જોડણી સુધાર સમિતિ નીમી હતી અને એ સમિતિએ એક જ ઈ-ઉ રાખવા વગેરે કેટલાંક સૂચનો કર્યાં હતાં. એ સૂચનો કે. કા. શાસ્ત્રી, યોગેન્દ્ર વ્યાસ, દયાશંકર જોશી અને ચિમનલાલ ત્રિવેદીની ઉપસ્થિતિમાં થયાં હતાં. જોકે આ અંગે પરિષદે પછી કશી કાર્યવાહી કરી જણાતી નથી.

### વાત મારી પ્રતીતિની

મારી પોતાની વાત કરું તો ૧૯૮૦માં મારે માધ્યમિક શાળાના ધોરણ ૮ માટે જોડણી વિશે પ્રકરણ લખવાનું આવ્યું. મને લાગ્યું કે જોડણીકોશમાં

જોડણીનિયમોની જે રીતે રજૂઆત થઈ છે તે અટપટી છે; એને સરળ રીતે રજૂ કરવાની કોશિશ કરવી જોઈએ. મેં થોડી ફેરગોઠવણી કરીને જોડણીનિયમો સુગ્રાહ્ય બને એવી કોશિશ તો કરી પણ મને ઝાઝી સફળતા મળી નહીં. પરંતુ આ મનોયત્ને મારી આંખ ઉઘાડી નાખી. મને પ્રતીત થઈ ગયું કે જોડણીનિયમો – ખાસ કરીને હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉને લગતા – એક ઘડી પણ ચાલે એમ નથી. સાક્ષાત્ બૃહસ્પતિ પણ એમાં સરળતાથી ગતિ કરી શકે નહીં. મેં નિયમો સરળતાથી રજૂ કરવા જતાં એક ભૂલ કરી જ હતી ને એ ભૂલ સુધારી જોડણીકોશનો નિયમ આપવા જતાં વધુ શબ્દો નિયમ બહાર રહેતા હતા ! આવી જોડણીવ્યવસ્થાનો ત્રાસ વિદ્યાર્થીઓ ને વિશાળ જનતા પર ગુજારવાની શી જરૂર ? ગુજરાતી ભાષામાં એક ઈ-ઉની વ્યવસ્થા સ્વીકારી લેવી જોઈએ. એથી ગુજરાતી ભાષાને કોઈ જ નુકસાન નથી.

કહેવું જોઈએ કે આ નિર્ણય પર હું સ્વતંત્ર રીતે જ પહોંચ્યો હતો. ડૉ. ભાયાણીના ૧૯૪૨ના લેખથી ને પંડિત બેચરદાસ તથા પ્રબોધ પંડિતના જોડણીવિષયક વિચારોથી હું જ્ઞાત ન હતો. ગુજરાતી ભાષાની આઠ સ્વરોની વ્યવસ્થા (જેમાં હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉનો ભેદ નથી) પ્રબોધ પંડિતે દર્શાવેલી તેનાથી સારી રીતે પરિચિત હતો ને એને શાળાકક્ષાએ દાખલ કરવાનું કામ મેં કર્યું હતું, પણ એ તો ભાષાની ધ્વનિઘટક-વ્યવસ્થા. લેખનવ્યવસ્થાને એનાથી જુદી માની હતી ને રાખી હતી. પંડિતયુગમાં થયેલી જોડણી-વિષયક ચર્ચાઓનો પણ મારો અભ્યાસ નહોતો. ગુજરાતી જોડણીમાં એક ઈ-ઉ રાખવા જોઈએ એવા નિશ્ચય પર હું આવ્યો તેની પાછળ મારું દૃષ્ટિબિંદુ ભાષાવિજ્ઞાનીય અને શૈક્ષણિક હતું. શિક્ષણનો પ્રસાર આપણે રાજ્યના ખૂણેખૂણા સુધી ને છેવાડાના વર્ગો સુધી કરવા ઇચ્છતા હોઈએ ત્યારે ઉચ્ચારણમાંથી જેનો ભેદ લુપ્ત થયો છે એ હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉનો કૃત્રિમ અવરોધ દૂર કરવાથી કેટલીબધી સુગમતા થાય એ હું વિચારતો હતો અને ભવિષ્યની પેઢીઓના કેવા આશીર્વાદ ઊતરે એની કલ્પનાથી રોમાંચ અનુભવતો હતો.

પછી મેં જોયું કે બીજા કેટલાક મિત્રો પણ આ રીતે વિચારતા હતા. મને થયું કે આ માટે એક આંદોલન જગાવવું જોઈએ. પણ માત્ર અમારા

જેવાઓથી આવું વિચારવાથી શું વળે ? મેં કે. કા. શાસ્ત્રી ને હરિવલ્લભ ભાયાણી સાથે વાત કરી. એમણે પણ આ ફેરફાર માટે સંમતિ દર્શાવી. મારા માટે આ ઘણી પ્રોત્સાહક ઘટના હતી. પણ હું આંદોલન જગાવી શક્યો નહીં. એ માટે જે સમય-શ્રમ-શક્તિનો ભોગ આપવો પડે એ હું ન આપી શકું એમ લાગ્યું. ૧૯૮૫માં કે. કા. શાસ્ત્રીના પ્રમુખપદે મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદના પૂણે સંમેલનમાં વિવેચન-સંશોધન વિભાગના અધ્યક્ષપદેથી આપેલા વ્યાખ્યાનમાં જોડણીમાંથી હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉનો ભેદ દૂર કરવાની હિમાયત કરીને મેં સંતોષ માન્યો. (આ બાબતમાં કે. કા. શાસ્ત્રી અને હરિવલ્લભ ભાયાણીની સંમતિ હોવાનો વ્યાખ્યાનમાં નિર્દેશ હતો.)

## વાત હરિવલ્લભ ભાયાણીના વિચારપરિવર્તનની

કે. કા. શાસ્ત્રીના વડપણ હેઠળ પરિષદની જોડણી સુધાર સમિતિએ ૧૯૮૭માં એક ઈ-ઉ રાખવાનું સૂચન કર્યું હતું અને એમને, હું માનું છું કે, આજે પણ હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉનો ભેદ દૂર કરવા સામે કોઈ આપત્તિ નથી. પણ હરિવલ્લભ ભાયાણીની વાત જુદી જણાય છે. પૂણેમાં હું વ્યાખ્યાન વાંચું તે પહેલાં એમનો સંદેશો મને મળેલો કે એ આ ભેદ દૂર કરવા સાથે સંમત નથી. (હું અમદાવાદથી વહેલો નીકળી ગયેલો, તે પછી અગાઉથી છપાયેલું મારું વ્યાખ્યાન એમને મળતાં, એમને પૂણે સંદેશો મોકલવાની સ્થિતિ ઊભી થઈ.) પણ મને પાકું સ્મરણ છે કે, ઓછામાં ઓછું, તદ્ભવ શબ્દોમાંથી આ ભેદ દૂર કરવા માટે, મારી સાથેની વાતચીતમાં એમણે સંમતિ દર્શાવેલી. ૧૯૪૨માં ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિકમાં છપાયેલા લેખમાં દર્શાવેલા અભિપ્રાય સાથે એ સંમતિ સંપૂર્ણપણે સંગત હતી. એ નોંધવું જોઈએ કે ઉક્ત લેખમાં તત્સમ અને તદ્ભવ શબ્દોનો પણ ભેદ કરવામાં આવ્યો નથી. એટલે કે નિરપવાદપણે એક ઈ-ઉ કરી નાખવાની ભલામણ કરવામાં આવી છે. આ લેખ સંક્ષેપ-સંમાર્જન સાથે 'વાગ્વ્યાપાર' (૧૯૫૪)માં ગ્રન્થસ્થ થયો છે. (અહીં પરિશિષ્ટ રૂપે એ આપ્યો છે.) આમ, ૧૯૫૪ સુધી તો ડૉ. ભાયાણી પોતાનો આ અભિપ્રાય જાહેરમાં મૂકતા રહ્યા છે. નવમા દાયકામાં મારી સાથે એમને વાત થઈ તેમ બીજા સાથે પણ થયેલી છે અને એ એમ કહેતા રહ્યા છે કે આપણે સાક્ષરતાને તો પહોંચી વળતા નથી

ત્યાં આ હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉનો ભાર ક્યાં વેંઢારવો ? અર્થાત્ એ ભાર ફેંકી દઈએ તો સાક્ષરતાને વેગ મળી શકે. નવાઈની વાત એ છે કે આ વાતચીતોમાં ડૉ. ભાયાણીએ ક્યારેય પોતે ભૂતકાળમાં આ વિશે લેખ લખ્યો છે એ કહ્યું નથી. શું જાહેર રૂપે – મુદ્રિત રૂપે પોતાનો એ મત મૂકવાનો સંકોચ ધરાવતા એ થઈ ગયા હશે ?

એ નક્કી છે કે નવમા દાયકામાં જ કોઈક સમયે ડૉ. ભાયાણીએ પોતાનો જૂનો મત બદલ્યો છે. મને પૂણે ખાતે મોકલાયેલો સંદેશો એનો સંકેત કરે છે. જોડણી સુધાર સમિતિની ૧૯૮૭ની બેઠકમાં પણ એ ગેરહાજર રહ્યા છે. સુધારાવાદી આંદોલનની વિરુદ્ધમાં ડૉ. ભાયાણીએ જાહેરમાં કશું લખ્યું નથી, પરંતુ એ આંદોલન પ્રત્યેની એમની નારાજગી અ-છાની નથી. પોતે છેક ૧૯૪૨માં સધ્ધર રીતે સ્થાપિત કરેલા અભિપ્રાયનો અને ત્યારથી સેવેલી અભિલાષાનો અસ્વીકાર કરવા સુધી એ આજે જાય છે. ઉત્તમભાઈ તથા મારા પરના પત્રોમાં એમણે જે કેટલીક વાતો કરી છે તેમાં એક વાત તો એ છે કે "એ લેખ ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ, ગુજરાતી ધ્વનિઓના ઇતિહાસ અને વર્તમાન સ્વરૂપની દૃષ્ટિએ તૈયાર કરેલો હતો. ગુજરાતી કેમ લખવું તેની સાથે તેને કાંઈ લેવાદેવા નથી." ડૉ. ભાયાણીની વિદ્વત્તા માટે મને અપાર આદર છે ને મારા પર તો એમનું ઘણું અંગત ઋણ પણ છે, પરંતુ મારે દુ:ખ સાથે કહેવું પડે છે કે એ લેખને ગુજરાતી લેખન સાથે લેવાદેવા નથી એમ કહેવું એ તો બૌદ્ધિક અપ્રામાણિકતા છે. લેખનું શીર્ષક જ 'અર્વાચીન ગુજરાતીના ઇકાર-ઉકારનાં ઉચ્ચારણ અને જોડણી' (ઘાટાં બીબાં અહીં કર્યાં છે) છે અને લેખમાં આરંભે જ સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે કે –

"જેની પાસે ધ્વનિપારખુ દૃષ્ટિ છે અને આપણા સ્વરોના ઇતિહાસનું આછુંપાતળું પણ જ્ઞાન છે તે તો તરત જોઈ શકે તેમ છે કે[1] અર્વાચીન ગુજરાતી ઉચ્ચારણમાં ઈ-ઉ વગેરે સ્વરોની હ્રસ્વતા-દીર્ઘતા વચ્ચેનું ભેદભાન જ નષ્ટ થયેલું

---

૧. 'વાગ્વ્યાપાર' (૧૯૫૪)માંથી આપેલા આ ઉદ્ધરણનું અહીં સુધીનું વાક્ય ૧૯૪૨ના ત્રૈમાસિક-લેખમાં નથી. ત્રૈમાસિક-લેખથી બીજો થોડોક શાબ્દિક ફેરફાર પણ આ ઉદ્ધરણમાં છે.

છે. અર્થબોધ માટે વ્યાપક રૂપે સ્વરોની માત્રા કશો ભાગ ભજવતી નથી. એટલે તેમને હ્રસ્વતા-દીર્ઘતાસૂચક જુદાંજુદાં બે લિપિચિહ્નોથી બતાવવાની જરૂર નથી. એટલે વ્યવહારને – અને કેટલેક અંશે શાસ્ત્રને પણ લાગેવળગે છે ત્યાં સુધી તો ક્યાં હ્રસ્વ અને ક્યાં દીર્ઘ તેનો નિર્ણય શશવિષાણ [= સસલાનાં શીંગડાં]ની લંબાઈ, પહોળાઈ, આકાર વગેરેનો નિર્ણય કરવાની તોલે આવે છે."

ગુજરાતી સ્વરોના ઇતિહાસની ચર્ચા કર્યા પછી લેખને અંતે ડૉ. ભાયાણી કહે છે –

"આ ચર્ચા પરથી ફલિત થતો નિર્ણય [હ્રસ્વતા-દીર્ઘતાસૂચક જુદાં લિપિચિહ્નો દૂર કરવાનો નિર્ણય] સર્વમાન્ય થાય તો ગુજરાતી લખનારી જનતા પરથી એક જબ્બર નિષ્કારણ બોજો દૂર થાય; અને સત્યસ્વીકારના સુવર્ણ સાથે સરળતાની સુગંધ ભળે."

આ પછી ૧૯૪૨ના ત્રૈમાસિક-લેખમાં આ પ્રમાણે અપેક્ષા વ્યક્ત કરવામાં આવેલી –

"આથી વિદ્વાનોને આ ચર્ચા વિશે પોતાનો મત તાત્કાલિક દર્શાવવો ઘટે છે – તાત્કાલિક એટલા માટે કે ગુજરાત વિદ્યાપીઠની પ્રતિષ્ઠા, ગાંધીજીની સંમતિ ને સરકારી કેળવણી ખાતાના સહકારથી મળેલા પીઠબળને લીધે વિદ્યાપીઠના જોડણીકોશની જોડણી વધારે ને વધારે માન્ય થતી જાય છે, અને જો તે દૃઢમૂળ થશે તો અંગ્રેજી કે ફ્રેંચ જોડણીની બદીઓ દૂર કરવા માટે ત્યાંના વિદ્વાનોને બાંયો ચડાવીને ઝઘડવું પડે છે ને છતાં પરિણામ શૂન્યવત્ છે તેવી સ્થિતિ અહીં આવી લાગશે. આથી આ બાબત બનતી ઉતાવળે ચોખવટ થાય તે ઇષ્ટ છે. આશા છે કે કેટલીક ભાષાવિષયક ચર્ચાઓમાં થાય છે તેમ સામા પક્ષનાં વક્તવ્યમાં નબળા લાગતા મુદ્દાઓનો જ સ્પર્શ કરે, પણ તે સાથે મજબૂત અને પ્રતીતિજનક મુદ્દાઓનો સ્વીકાર કરવાની પ્રામાણિકતા ન દાખવે તેવી નહીં, પણ તટસ્થ અને શાસ્ત્રીય છણાવટ આ પ્રશ્ન પામશે."

પરંતુ ડૉ. ભાયાણીની અપેક્ષા સંતોષાય એવું કશું થયું જણાતું નથી ને વિદ્યાપીઠના જોડણીકોશની જોડણી વધારે વ્યાપક થતી ગઈ તેથી ૧૯૫૪માં 'વાગ્વ્યાપાર'ના લેખમાં તેમને ઉપરના ઉદ્ગારોને સ્થાને આમ લખવાનું થયું –

"પણ આ વિશેની વિદ્વાનોની સ્પષ્ટ વિચારણા અને માર્ગદર્શનને અભાવે, અને ગમે તેમ કરી એકવાક્યતા સાધવાના આગ્રહથી વિદ્યાપીઠના જોડણીકોશની જોડણી હવે તો સર્વમાન્ય જેવી બની ગઈ છે તે પૂરેપૂરી દૃઢમૂળ થતાં, જેમ અંગ્રેજી અને ફ્રેંચ જોડણીની ભયંકર અરાજકતા દૂર કરવાના પ્રયત્નોનું પરિણામ શૂન્યવત્ આવ્યું છે તેમ આપણે ત્યાં પણ તેનું પુનરાવર્તન જ થશે એમ લાગે છે."

કોઈ પણ જોઈ શકશે કે લેખ ગુજરાતી લેખન/જોડણીને અનુલક્ષીને જ લખાયો છે અને ૧૯૫૪માં પરિસ્થિતિ વિકટ બની હોવાનો સૂર ઉમેરાયો છે. છતાં હ્રસ્વતા-દીર્ઘતાસૂચક અલગ લિપિચિહ્નો દૂર કરવાની અસંદિગ્ધ હિમાયત તો રહે જ છે. પોતાનો લેખ લેખન/જોડણીને અનુલક્ષતો નથી એમ ડૉ. ભાયાણી ન કહી શકે, પણ પોતાનો મત બદલાયો છે એમ તો જરૂર કહી શકે ને એવું પણ અમારા પરના પત્રોમાં એમણે કહ્યું છે. સાચું તો એ જ. જોડણીવ્યવસ્થાના સુધારમાં હવે પોતે માનતા નથી તે માટે એમણે કેટલાંક કારણો પણ આપ્યાં છે : (૧) એ તદ્દન અવ્યવહારુ છે અને એમાં ફાયદા કરતાં નુકસાન અનેકગણું મોટું છે. (૨) જગતની કોઈ ભાષા બોલવા પ્રમાણે લખાતી નથી. (૩) આ શિક્ષણનો પ્રશ્ન છે. પ્રાથમિક કક્ષાએથી જ ચુસ્તપણે શિખવવામાં આવે કે ગુજરાતી બોલાય આમ, પણ લખાય આમ એટલે પછી કોઈ પ્રશ્ન રહેતો નથી. (૪) અમુક સંદર્ભે હ્રસ્વ-દીર્ઘ ઉચ્ચારણ ગુજરાતીમાં છે જ – જેમકે ભારવાચક 'જ' પૂર્વેનો પ્રત્યેક સ્વર દીર્ઘ ઉચ્ચારાય છે અને છંદમાં હ્રસ્વ-દીર્ઘનો ભેદ કરાતો હોય છે.

એ સ્પષ્ટ છે કે આ કારણો પાછળ કોઈ તાત્ત્વિક – ભાષાવૈજ્ઞાનિક ભૂમિકા નથી, કેવળ વ્યવહારદૃષ્ટિ છે. શાસ્ત્રીયતાનું સુવર્ણ તો ગયું જ, ને સરળતાની સુગંધને બદલે રૂઢિવશતાનું માર્દવ આવી ગયું.

### સુધારા સામેના વાંધાઓ : ઉચ્ચારણ અને લેખનનો સંબંધ

સુધારાની હિલચાલ સામે આવાં બીજાં પણ કારણો બીજાઓ દ્વારા રજૂ કરવામાં આવ્યાં છે અને થોડાં વધુ આપણે પણ કલ્પી શકીએ એમ છીએ. એની યથાર્થતા તપાસવી ઘટે.

જગતની કોઈ ભાષા બોલાય છે તેમ લખાતી નથી એ વાસ્તવિક હકીકત છે, પણ એથી ભાષા મૂળભૂતપણે વાણીરૂપ છે ને લેખન એ વાણીરૂપને વ્યક્ત કરવા માટેની એક દૃશ્ય સંકેતની વ્યવસ્થા છે એ ભાષાવૈજ્ઞાનિક તથ્ય નષ્ટ થતું નથી. ને ભાષાની લેખનવ્યવસ્થા એની ઉચ્ચારણવ્યવસ્થા / ધ્વનિવ્યવસ્થાની જેટલી વધુ નજીક રહે, એની સાથે જેટલી વધારે મેળમાં રહે એટલું વધારે ઇષ્ટ એ હકીકતમાં ફેર પડતો નથી. અંગ્રેજી ભાષાની લેખનવ્યવસ્થા કરતાં આપણી લેખનવ્યવસ્થાને આપણે ચડિયાતી ગણી ગૌરવ અનુભવીએ છીએ તે એ કારણે જ કે આપણી લેખનવ્યવસ્થા આપણી ભાષાની ધ્વનિવ્યવસ્થા સાથે વધારે મેળમાં છે – એક ધ્વનિ માટે એક લિપિચિહ્ન એ નિયમ આપણી લેખનવ્યવસ્થામાં પૂરેપૂરો નહીં તોપણ અંગ્રેજી લેખનવ્યવસ્થા કરતાં વધારે જળવાયો છે. ભાષા-ઇતિહાસના અભ્યાસીઓ જાણે છે કે ભાષામાં ઉચ્ચારણપરિવર્તન થાય તે પછી તરત નહીં પણ કાળક્રમે, જો ભાષકસમાજને સ્વતંત્ર રીતે વર્તવા દેવામાં આવે તો, એનું પ્રતિબિંબ લેખનવ્યવસ્થામાં પડતું હોય છે. 'ઋ' સ્વરનું ઉચ્ચારણ બદલાય એટલે 'રુ' લખાતું થાય. ડૉ. ભાયાણીના લેખમાં પણ ભાષાવિકાસની પ્રક્રિયામાં ઉચ્ચારણપરિવર્તનનું પ્રતિબિંબ લેખનમાં કેવી રીતે પડ્યું છે એની વાત છે. વસ્તુતઃ ભૂતકાળની ભાષાઓની ઉચ્ચારણવ્યવસ્થા તરફ આપણે એની લેખનવ્યવસ્થાના અભ્યાસ દ્વારા જ જઈ શકીએ છીએ. લેખનવ્યવસ્થા સાથે ટકાઉપણાનો, સ્થિરતાનો ખ્યાલ સંકળાયેલો છે તેથી તેમાં સહેલાઈથી પરિવર્તન થઈ શકતું નથી, અને ઉચ્ચારણ અને લેખન વચ્ચે કમેળ રહ્યા જ કરે છે. ઉપરાંત, શિક્ષિત સંસ્કૃત સમાજમાં તો લેખનની એક બાહ્ય શિસ્ત ઊભી કરવાની આવશ્યકતા રહે છે. પણ મહત્ત્વની ઉચ્ચારસ્થિતિઓને અનુલક્ષીને ભાષકસમાજ પોતાની લેખનવ્યવસ્થામાં પરિવર્તન કરવા ઇચ્છે, ઉચ્ચારણ અને લેખનનો કમેળ થોડો ઓછો કરવા ઇચ્છે (એ કમેળ સંપૂર્ણપણે નિવારવાનું તો શક્ય જ નથી) તો એમાં કોઈ આપત્તિ નથી, બલ્કે એમાં સ્વાભાવિકતા છે. લિપિ એક સગવડ છે અને એ સગવડની કાર્યક્ષમતા વધે એ દિશામાં જ ભાષકસમાજે વિચારવું જોઈએ.

## સંદર્ભનિયત ધ્વનિભેદો

જગતની કોઈ ભાષા બોલાતી હોય તેમ લખાતી નથી એમ કહેનાર ગુજરાતીમાં અમુક સંદર્ભમાં હ્રસ્વ-દીર્ઘ ઉચ્ચારણો છે માટે લિપિમાં એને સૂચવનાર ચિહ્નો રહેવાં જોઈએ એમ કહે એ રમૂજપ્રેરક લાગે છે અને ડૉ. ભાયાણી જેવા ભાષાવિજ્ઞાની કહે એ તો ઘણું વિચિત્ર લાગે છે. આ સ્વીકારીએ તો અમારે એમનું ભણાવેલું ભૂલી જવું પડે. સંદર્ભનિયત ધ્વનિભેદો લેખનમાં વ્યક્ત કરવાનું ભાષા માટે આવશ્યક નથી, અર્થભેદક ધ્વનિભેદો જ લેખનમાં વ્યક્ત કરવા આવશ્યક છે. સ્વરની હ્રસ્વતા-દીર્ઘતા અર્થભેદક નથી; તેથી એને માટે બે અલગ લિપિચિહ્નોની જરૂર નથી એવું પ્રતિપાદન ડૉ. ભાયાણીએ એમના લેખમાં કર્યું છે તે જ સર્વથા સમુચિત છે.

અને અમુક સંદર્ભ હ્રસ્વ-દીર્ઘ ઉચ્ચારણ થાય છે તે 'પ્રત્યેક' સ્વરનું, માત્ર ઈ-ઉનું નહીં ('તારે લીધે જ'માં 'એ' દીર્ઘ ઉચ્ચારાય છે), પણ આપણે ઈ-ઉ સિવાય અન્ય સ્વરોમાં હ્રસ્વતા-દીર્ઘતાસૂચક અલગ લિપિચિહ્નો યોજતા નથી. વળી સંદર્ભમાં જ્યાં ઈ-ઉ દીર્ઘ ઉચ્ચારાય છે ત્યાં બધે એનું લિપિચિહ્ન યોજવાનું પણ આપણે સ્વીકાર્યું નથી. 'એ કવિ જ નથી'માં 'વિ' અને 'તે રખડુ જ છે'માં 'ડુ' દીર્ઘ ઉચ્ચારાય છે, છતાં આપણે દીર્ઘતાસૂચક લિપિચિહ્ન યોજવાનું સ્વીકાર્યું નથી. તો પછી, આને આધારે બે ઈ-ઉ રાખવાની દલીલ કેવી રીતે થઈ શકે ?

## છંદ અને લિપિ

આ જ વાત છંદવિષયક દલીલને લાગુ પડે છે. આપણા પદ્યબંધો માત્રા એટલેકે કાલમાન આધારિત છે, એટલે એમાં હ્રસ્વતા-દીર્ઘતાનો ભેદ કરવાનો થાય છે. પણ આપણા કવિઓએ દીર્ઘ લખાતા ઈ-ઉને હ્રસ્વ ઉચ્ચારણને સ્થાને અને હ્રસ્વ લખાતા ઈ-ઉને દીર્ઘ ઉચ્ચારણને સ્થાને યોજ્યા જ છે. આના ઢગલાબંધ દાખલા ઉત્તમ કવિઓમાંથી યોગેન્દ્ર વ્યાસે ભેગા કર્યા છે. સુન્દરમ્‌ની 'ઘણુંક ઘણું ભાંગવું' એ પંક્તિમાં પહેલો 'ણું' દીર્ઘને સ્થાને ને બીજો હ્રસ્વને સ્થાને, બાજુબાજુમાં બેઠા છે ! વળી કેટલાક પદ્યબંધોમાં 'એ' 'ઓ' વગેરેને

પણ હ્રસ્વ ઉચ્ચારણને સ્થાને યોજી શકાય છે ને યોજવામાં આવે છે – જેમકે ગઝલમાં, ગેય બંધોમાં. મધ્યકાળના માત્રામેળ પદ્યબંધોમાં તો એ સ્થિતિ વ્યાપકપણે જોવા મળે છે. ગેય બંધોમાં તો પ્લુતોચ્ચારણ (બેથી વધુ માત્રા સુધી સ્વરને લંબાવવો)નો આશ્રય લેવાનો પણ થાય છે.

આમ, છંદ એ ઉચ્ચારણનો ને કાનનો વિષય છે, લેખનનો ને આંખનો વિષય નહીં. છંદની જરૂરિયાતો લેખનવ્યવસ્થા સંતોષી શકે નહીં, એ એનું કામ પણ નથી. અંગ્રેજી ભાષામાં છંદો સ્વરભાર આધારિત છે અને સ્વરભાર લેખનમાં વ્યક્ત થતો નથી. જેઓ છંદનું પઠન કરતા નથી કે કરી શકતા નથી તેમને લેખનવ્યવસ્થાનો પ્રશ્ન નડે. આવા લોકોને અત્યારે પણ અગવડ પડે જ છે કેમ કે આજેયે છાંદસ ઉચ્ચારણ ઘણી વાર લેખનવ્યવસ્થાથી જુદું હોય છે. લેખનવ્યવસ્થા રોજિંદા ભાષાવ્યવહારને રજૂ કરવા માટે જ છે એ લક્ષમાં રહે તો ઘણી નિરર્થક દલીલોથી બચી શકાય.

## બીજી ભાષાઓમાં સુધારા થાય છે ?

એક દલીલ એવી ઘણી વાર થાય છે કે અંગ્રેજી ભાષાની જોડણી આટલી-બધી અતંત્ર હોવા છતાં એ લોકો એને બદલવાનું વિચારવા નથી, તો એવું વિચારવાની આપણે શી જરૂર પડી ? આનો પહેલો જવાબ તો એ જ હોઈ શકે કે આપણે કોઈનો દાખલો લેવો જોઈએ એવું કંઈ નથી, આપણે પોતે પણ દાખલો બેસાડી શકીએ. આપણને યોગ્ય લાગતું હોય તે, કોઈએ ન કર્યું હોય તોયે, આપણે જરૂર કરી શકીએ ને કરવું જોઈએ.

બીજી વાત એ કે અંગ્રેજી ભાષાની વર્તમાન લિપિવ્યવસ્થા માન્ય થયાને ત્રણ-ચાર સૈકા થઈ ગયા છે, અંગ્રેજ પ્રજાની સો ટકા સાક્ષરતાને કારણે એને સર્વવ્યાપકતા મળી ચૂકી છે ઉપરાંત અંગ્રેજી ભાષાના આંતરરાષ્ટ્રીય વ્યાપ સાથે એને પણ આંતરરાષ્ટ્રીય વ્યાપ મળી ચૂક્યો છે અને અતિ વિશાળ ગ્રંથિરાશિ એ લિપિમાં પ્રકાશિત થઈ ચૂક્યો છે. આ બધી બાબતોમાં ગુજરાતી ભાષા ઘણી પાછળ છે. એટલે લિપિ / જોડણીસુધારને અવરોધક પરિબળો અંગ્રેજી ભાષા પરત્વે જે છે તે આપણે ત્યાં નથી. સુધારાના પ્રયાસો અંગ્રેજી ભાષા પરત્વે નથી થયા એવું નથી પણ આ પરિબળોને કારણે એ નિષ્ફળ ગયા તેવું આપણે થવા

દેવાની કોઈ જ જરૂર નથી.

ત્રીજી વાત એ છે કે અંગ્રેજી ભાષાની જોડણીમાં અમેરિકનોએ ભલે નાનકડો પણ ફેરફાર કર્યો છે. ને લિપિ-જોડણીમાં ફેરફાર કરનાર બીજી ભાષાઓના દાખલા તો મળે જ છે. સ્પૅનિશ અને પૂર્વ યુરોપની ઘણી ભાષાઓએ જોડણી બદલી છે. ફાધર વાલેસ માહિતી આપે છે કે સ્પૅનિશ ભાષા માટે સર્વમાન્ય અધિકારથી સમયેસમયે નિયમો કાઢતી એક ભાષાઅકાદમી છે. વીસેક વર્ષ પહેલાં એણે જોડણીના નવા નિયમો કાઢ્યા છે. એનો હેતુ સરળતા લાવવાનો હતો અને એમાં શક્ય હોય ત્યાં સુધી સ્પૅનિશ ભાષા જેમ બોલાય તેમ લખાય તેવું કરવાનો પ્રયત્ન હતો. તુર્કી, મલેશિઅન, ઇન્ડોનેશિઅન ભાષાઓએ તો લિપિ બદલી છે.

આપણે ત્યાંની વાત કરીએ તો વર્ષો પૂર્વે ટર્નરે પોતાની નેપાળી ડિક્શનરીમાં નેપાળીના હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉને સ્થાને એક જ (હ્રસ્વ) ઇ-ઉ યોજી દિશા ખોલી આપી છે. હમણાંની વાત કરીએ તો મરાઠી ભાષાએ પંદર વર્ષ પહેલાં જ એક નાનકડો પણ મહત્ત્વનો જોડણીસુધાર સ્વીકારી લીધો છે – સંસ્કૃત શબ્દોમાં પણ અંત્ય 'ઈ' દીર્ઘ કરવાનો. તેથી 'કવિ' એમાં બને છે 'કવી'. આજે આ ફેરફાર સર્વવ્યાપક થઈ ચૂકેલ છે. મળયાળમ લિપિને સરળ બનાવવા માટે એમાં ઘણા સુધારા કરવામાં આવ્યા છે.

આ બધું બતાવે છે કે માન્ય જોડણીવ્યવસ્થામાં ફેરફાર ન થઈ શકે એ માન્યતા તૂટી રહી છે, માન્ય જોડણીવ્યવસ્થામાં ફેરફાર કરવાથી ઉલ્કાપાત સર્જાઈ જશે એ ભય નષ્ટ થઈ રહ્યો છે. બલ્કે, ઘણાં અદ્યતન પરિબળો જોડણીવ્યવસ્થામાં પરિવર્તન માટે પ્રેરી રહ્યાં છે.

## શુદ્ધિ-અશુદ્ધિનો ખ્યાલ

કેટલાક લોકો ભાષામાં તેમ જોડણીમાં શુદ્ધિ-અશુદ્ધિનાં ધોરણો આરોપે છે. વર્તમાન ભાષાસ્વરૂપને, એની જોડણી સમેત, એ શુદ્ધ માને છે અને જોડણીમાં ફેરફાર કરવાથી ગુજરાતી ભાષા અશુદ્ધ બની જશે એવો એમને ભય છે અને તેથી એવા ફેરફારનો એ તીવ્ર પ્રતીકાર કરે છે. શુદ્ધિ-અશુદ્ધિના આ ખ્યાલને ભાષાવિજ્ઞાનનો જરાયે ટેકો નથી. માન્ય ભાષા અને બોલી વચ્ચેયે એ શુદ્ધિ-

અશુદ્ધિને ધોરણે ભેદ કરતું નથી; એની વચ્ચે ઉચ્ચાવચતા પણ સ્વીકારતું નથી. બન્ને પૂર્ણ ભાષારૂપો છે ને એમના કાર્યક્ષેત્રમાં – માન્ય ભાષા વ્યાપક વ્યવહારમાં તો બોલી પ્રાદેશિક કે સામાજિક વર્ગ / સમૂહના વ્યવહારમાં – પૂરેપૂરું કામ આપે છે. કોઈ પણ ભાષાસ્વરૂપ આવશ્યકતા અનુસાર (ને બીજાં કારણોથી પણ) વિકસતું, પરિવર્તન પામતું રહે છે ને એથી કંઈ અશુદ્ધિ પેદા થતી નથી, તેમ આવશ્યકતા અનુસાર જોડણીમાં ફેરફાર થાય તો એયે કંઈ અશુદ્ધિ નથી. જોડણી તો ભાષાનું પ્રમાણમાં ગૌણ અંગ છે. ભાષાનો અને લિપિ / જોડણીનો ઇતિહાસ જ શુદ્ધિના સર્વ ખ્યાલોને પગરસ્ત કરે છે.

## સરલતા અને શૈક્ષણિક શ્રમ

ભાષાશુદ્ધિ અભિયાનનો સરલતાલક્ષી અભિગમ કેટલાકને ખૂંચે છે. શૈક્ષણિક શ્રમ બચાવવા, ન ભણતા વિદ્યાર્થીઓ અને ન ભણાવતા શિક્ષકોને વહારે ધાવા, આ આંદોલન ઊભું થયું છે એમ એમને લાગે છે. આ લોકોને મન શિક્ષણીય વસ્તુ નહીં પણ શૈક્ષણિક શ્રમ જ એક મૂલ્ય હોય એવું જાણે ભાસે છે. નહીં તો શૈક્ષણિક શ્રમ ઘટે છે માટે અસ્વીકાર્ય એવું થોડું કહી શકાય ? મજાની વાત એ છે કે સરવાળા-બાદબાકી-ગુણાકાર-ભાગાકારનો શ્રમ બચાવવા જેમને કૅલ્ક્યુલેટર વાપરવાનો વાંધો નથી, આવનજાવનનો ને મુસાફરીનો શ્રમ બચાવવા આધુનિક વાહનો વાપરવાનો વાંધો નથી, અરે ! બેઠા હોય ત્યાંથી ઊભા ન થવું પડે માટે રિમોટ કન્ટ્રોલનો ઉપયોગ કરવામાં બાધ નથી તેઓ વિદ્યાર્થીઓ-શિક્ષકોનો શ્રમ બચતાં દુઃખીદુઃખી થઈ જાય છે.

આના અનુસંધાનમાં એમ કહેવામાં આવે છે કે બરાબર ભણાવવામાં આવે તો વર્તમાન જોડણીવ્યવસ્થામાં કોઈ મુશ્કેલી નથી. એ જરૂર શિખવાડી શકાય ને એ જોડણી બરાબર શીખેલા માણસો આપણી સામે છે જ. વાત ખોટી નથી. માણસની શીખવાની શક્તિનો ઓછો અંદાજ મૂકવાની જરૂર નથી. આજે પણ શાળાકક્ષાએ ઘણી બારીક અને અટપટી વસ્તુઓ ભણાવવામાં આવે છે. પણ શિક્ષણીય વસ્તુ શી છે, એ કેટલી હેતુપૂર્ણ અને અર્થપૂર્ણ છે ને એ શીખવવા પાછળ ખર્ચાતા સમય-શ્રમ સાર્થક છે કે નહીં એ તો જોવું જોઈએ ને ? બન્યું છે એવું કે શિક્ષકો વિદ્યાર્થીઓની જોડણી જોતા રહ્યા અને એમની ખરી

ભાષાસજ્જતાની ઝાઝી કાળજી લઈ શક્યા નહીં. બુદ્ધિયુક્ત તો એ છે કે શીખવા-શીખવવાનો શ્રમ જ્યાં બચી શકતો હોય ત્યાં બચાવી, એને કોઈ નવી વસ્તુ શીખવા-શીખવવામાં યોજવો જોઈએ. વિજ્ઞાનનો આજનો વિકાસ આનો જ બોધપાઠ આપે છે. ભાષાશુદ્ધિ અભિયાન શિક્ષક-વિદ્યાર્થીને (અને ભાષક-સમાજને પણ) શક્ય તેટલા 'નિરર્થક' શ્રમમાંથી બચાવવા તાકે છે. સરલતા ખાતર સરલતાની નહીં પણ અર્થપૂર્ણ સરલતાની એની જિકર છે.

## નવી વ્યવસ્થા અને જૂની પેઢીનો ભય

ભાષાશુદ્ધિ અભિયાન અરાજકતા ને અંધાધૂંધી લાવશે એવો ભય જોરશોરથી વ્યક્ત કરવામાં આવે છે. આવું તો ત્યારે જ કહી શકાય કે જ્યારે ભાષાશુદ્ધિ અભિયાન સર્વ પ્રકારની વ્યવસ્થાઓનો ત્યાગ કરી ફાવે તેમ લખવાની હિમાયત કરતું હોય. પણ એવું કંઈ નથી. જૂની વ્યવસ્થાઓ પૂરેપૂરી કામિયાબ નથી એવું લાગતાં એ વધુ કામિયાબ વ્યવસ્થાઓ નિપજાવવાની મંથામણ કરે છે. એની પદ્ધતિ પણ, આગળ કહ્યું તેમ, ચર્ચાવિચારણા, સંવાદ-વિવાદ દ્વારા સર્વસંમતિ કે બહુજનસંમતિ સિદ્ધ કરવાની છે. જૂની વ્યવસ્થાને સ્થાને નવી વ્યવસ્થા આવે ત્યારે જૂની વ્યવસ્થા સાથે ટેવાયેલા લોકોને બધું ભાંગી પડતું હોય એવી લાગણી થાય છે એના જેવું અત્યારે થઈ રહ્યું છે.

નવી વ્યવસ્થા આવતાં જૂની વ્યવસ્થાથી ટેવાયેલા લોકોને અગવડ પડે જ. એ અગવડ ભૌતિક જ નહીં, માનસિક પણ હોઈ શકે છે. કેટલાક લોકો એમ કહે છે કે નવી જોડણીવ્યવસ્થા અમારી આંખ સ્વીકારી શકતી નથી. આ એમની માનસિક પ્રતિક્રિયા છે. જૂના માણસોને નવી વ્યવસ્થા આત્મસાત્ કરતાં વાર લાગે – એમાં ભૂલો થયા કરે. નવી વ્યવસ્થા અમલમાં આવતાં મારી પણ ભૂલો થવાની છે એ હું જાણું છું. પણ નવી વ્યવસ્થા ભૂતકાળ તરફ તકાયેલી નથી હોતી, ભવિષ્ય તરફ તકાયેલી હોય છે. નવી જોડણીવ્યવસ્થાથી જૂની પેઢીના માણસોને કેટલી અગવડ પડશે એનો વિચાર ન કરાય, ભાવિ પેઢીઓને કેટલો લાભ થશે એનો વિચાર કરાય. નવી જોડણીવ્યવસ્થાની કાર્યક્ષમતા નવા ભણવા આવતા બાળકના હાથમાં એને મૂકવાથી જ પરખાય. આજે યંત્રવિજ્ઞાન કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યું છે, આજની તાલીમ કાલે નકામી થાય છે ને નવી

તાલીમ લેવી પડે છે (સવિશેષ કાર્યક્ષમતા અર્થે એ બધું હોય છે) ત્યારે વધુ કાર્યક્ષમ નવી જોડણીવ્યવસ્થા તરફનો પ્રતીકાર ન સમજાય એવો છે.

## વ્યવહારુતાનો પ્રશ્ન

મારી દૃષ્ટિએ જોડણીવ્યવસ્થાના પરિવર્તન સામેના આ બધા વાંધાઓ નાપાયાદાર છે. વિચારવા જેવો વાંધો હોય તો તે એની વ્યવહારુતાનો છે. શું ખરેખર નવી જોડણીવ્યવસ્થા અવ્યવહારુ છે ? એનાથી ફાયદા કરતાં નુકસાન ઘણું વધારે છે ? કયા પ્રકારનું ?

દા.ત. એક ઈ-ઉ થઈ જવાથી કોઈ આપત્તિ ખરી ? હા, ગુજરાતી ભાષામાં કેટલાક અનેકાર્થી શબ્દો છે તેમાં થોડો વધારો થવાનો. પણ ધ્યાનમાં રાખવાનું છે કે આ વધારો લેખનની કક્ષાએ જ થાય છે. ઉચ્ચાર તો 'દિન' અને 'દીન'નો એક જ છે એટલે આપણા વાણીવ્યવહારમાં તો એ અનેકાર્થી શબ્દ જ રહેવાનો. સંદર્ભ જ જે-તે અર્થને નિયત કરે. જે લોકો થોડા અનેકાર્થી શબ્દો વધવાથી ભડકે છે તેમને સંસ્કૃત ભાષાનો કોશ જોવા વિનંતી છે. એમાં સંખ્યાબંધ શબ્દો એવા મળશે જેના એકથી વધુ અર્થો હોય. ('રાજન્' શબ્દનો અર્થ 'ચંદ્ર', ને 'ઉચ્ચૈઃ'નો અર્થ 'અત્યંત' પણ હોય એ તમે કલ્પી શકો ખરા ? ઘણા સંસ્કૃતના અધ્યાપકોને પણ આ અર્થોની ખબર નહીં હોય.) એ જોતાં ગુજરાતી ભાષામાં અનેકાર્થી શબ્દોની કોઈ આપત્તિ જ નથી એમ કહેવાય.

એક ઈ-ઉ કરી નાખવાથી બે ઈ-ઉવાળી ભાષા – જેમકે સંસ્કૃત, હિંદી વગેરે – સાથે કામ પાડવામાં મુશ્કેલી પડવાની ? પણ સંસ્કૃત-હિંદી માટે આપણે પંદરેક લિપિચિહ્નો તો જુદાં શીખવાં પડે છે, પછી બે લિપિચિહ્ન વધારે શીખવામાં શી મુશ્કેલી ? બીજી ભાષામાં જતાં આપણે વચન, લિંગ, વિભક્તિ વગેરેની અલાયદી વ્યવસ્થા હોય તો તે પણ શીખવી પડે છે, ત્યાં બે લિપિચિહ્નો વધારે શીખવાં પડે તે બાબત તો સાવ નગણ્ય જ ગણાય.

નવી જોડણીવ્યવસ્થા સ્વીકારીએ તો જૂની જોડણીવ્યવસ્થાથી છપાયેલાં પુસ્તકો વગેરેનું શું થાય ? ફેંકી દેવાં પડે ? જરાયે નહીં. વિદ્યાપીઠકોશે જોડણી નિશ્ચિત કરી તે પૂર્વે છપાયેલાં પુસ્તકો શું આપણે વાંચી શકતા નથી ? આજેયે વિદ્યાપીઠ-જોડણીનું અનુપાલન ન થયું હોય એવાં પુસ્તકો વંચાતાં નથી ? માત્ર

જોડણીના સુધારાથી કશો અવરોધ ઊભો થતો નથી, લિપિમાં ફેરફાર કરવાથી થોડો અવરોધ થાય. પણ એ યાદ રાખવું જોઈએ કે વિશાળ પ્રજાસમૂહને તો સમકાલે પ્રકાશિત થતા સાહિત્ય સાથે જ સંબંધ હોય છે, જૂના સાહિત્ય સાથે નહીં. આપણે ત્યાં એક તો સાક્ષરતા ઓછી છે, એમાંયે પાછી વાચકતા ઓછી. ત્યાં જૂનું સાહિત્ય વાંચનારા કેટલા ? ગણતર વિદ્વાનો જ. એ જૂની લિપિ-જોડણી શીખી-જાણી લઈ શકે. મધ્યકાલીન હસ્તપ્રત વાંચવા આજેયે એની લિપિ શીખવી જ પડે છે. સુધારાની વ્યવહારુતા-અવ્યવહારુતા ગણતર વિદ્વાનોની સગવડ-અગવડ પરથી નહીં, પણ વિશાળ પ્રજાસમૂહની સગવડ-અગવડ પરથી જ નક્કી થઈ શકે.

જોડણીસુધારની અવ્યવહારુતા દર્શાવવા એક અદ્‌ભુત દલીલ પણ થઈ રહી છે. એક ઈ-ઉ કરી નાખીએ એટલે નામનાં પાટિયાંઓ – સરકારી ખાતાંઓ, રેલ્વેસ્ટેશનો, દુકાનો વગેરેવગેરેનાં – તેમજ છાપેલાં નામસરનામાંવાળી સામગ્રી – લેટરહેડ્ઝ વગેરે – આવું કેટલુંક જૂનું રદ કરી નવેસરથી નિર્મિત કરવાની સ્થિતિ આવે એનું કેટલુંબધું ખરચ થાય ? આપણા દેશને આ પોષાય ? લાખો લોકોની રોટી, કપડાં, મકાન, શિક્ષણ, સ્વાસ્થ્ય વગેરેની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડવા માટે સરકાર પાસે નાણાં નથી, ત્યારે આ માટે પૈસા વેડફવા એ અનૈતિક નથી ? આ દલીલ કરનારે ખર્ચનો આંકડો ઘણો મોટો કલ્પ્યો છે એમાં શંકા નથી, પણ એણે એ વિચાર્યું નથી કે ખર્ચ અનેક સંસ્થાઓ ને વ્યક્તિઓ વચ્ચે વહેંચાઈ જવાનું છે અને વધારે મહત્ત્વની વાત તો એ છે કે પાટિયાં, લેટરહેડ્ઝ વગેરે કંઈ રાતોરાત બદલી નાખવામાં આવશે એવું નથી – કેટલીક જૂની સામગ્રી તો વપરાઈ ગયા પછી નવી તૈયાર થશે; ને અત્યારે પણ આ પાટિયાં વગેરે શુદ્ધ જોડણીથી કેટલાં લખાયેલાં હશે એ તો તપાસનો વિષય છે. આ દલીલ, ઊભા કરવામાં આવેલા એક હાઉથી વિશેષ કંઈ નથી.

પણ પ્રજાના સંસ્કારસાતત્યનું શું ? ફેરફારોથી એ સાતત્ય તૂટી નહીં જાય ? તો કહેવું જોઈએ કે સંસ્કારસાતત્યનો આધાર ભાષા છે, લિપિ કે જોડણી નહીં. અને લિપિ કે જોડણી બદલવાથી ભાષા બદલાતી નથી. અને આગળ જઈને કહીએ તો ભાષાસાહિત્ય સંસ્કારના વાહક છે, સંસ્કારના ખરા આધારો

તો છે સામાજિક સંસ્થાઓ અને વ્યવસ્થાઓ – ધર્મસંસ્થા, ન્યાયસંસ્થા, કુટુંબસંસ્થા, શિક્ષણવ્યવસ્થા, આર્થિક વ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા વગેરે. ગુજરાતી પ્રજાની ભાષા તો ગુજરાતી જ રહી છે, પણ એ સંસ્કારપરિવર્તનમાંથી પસાર થઈ રહી નથી ? શા કારણે ?

આગળ કહ્યું તેમ નવી જોડણીવ્યવસ્થાથી થોડો સમય મૂંઝવણો તો થવાની. પરિવર્તન આવે ત્યારે સંક્રાન્તિકાળ દરમિયાન ઓછીવત્તી તકલીફ ભોગવવાની આવતી હોય છે. પણ વિદ્યાપીઠ-જોડણી સર્વવ્યાપક રીતે જડબેસલાક થઈ ગઈ છે એવું કહેવાય એવું નથી એટલે આપણી તકલીફો પ્રમાણમાં ઓછી હોવાની. ભાષાશુદ્ધિ અભિયાન અત્યારે તો ઈ-ઉમાંથી હ્રસ્વ-દીર્ઘનો ભેદ લુપ્ત કરવાના એક જ મુદ્દા પર આવીને ઠર્યું છે. આ સુધારો તો ઘણી સરળતાથી અમલમાં મૂકી શકાય એવો છે: બીજા સુધારા આપણે ઇચ્છીએ તો તબક્કાવાર અમલમાં મૂકવાનું વિચારી શકાય, જેથી સંક્ષોભની સ્થિતિ ટાળી શકાય.

બધું વિચારતાં જોડણીવ્યવસ્થાની સુધારણા પહેલી દૃષ્ટિએ લાગે એટલી અવ્યવહારુ નથી. ને એની જે કંઈ થોડી અવ્યવહારુતા ભાસતી હોય તેને આપણે સુચિંતિત યોજના અને આપણા નિશ્ચયબળથી વ્યવહારુતામાં પલટાવી શકીએ.

## અસાધારણ જાગૃતિનો લાભ ઉઠાવીએ

ભાષાશુદ્ધિ અભિયાન જોડણીમાં એક ઈ-ઉ રાખવાના એકમાત્ર મુદ્દા પર આવીને ઠર્યું છે. વ્યવહારુતાની દૃષ્ટિએ આ યોગ્ય જ છે કેમકે એ મુદ્દો ખાસ કશી ગૂંચવણ વિનાનો છે, એ સુધારો સરળતાથી અને ઝડપથી અમલમાં મૂકી શકાય એવો છે ને એ સુધારો થવાથી જોડણીની ૭૫ ટકા ભૂલો નિરવકાશ થઈ જાય છે. પરંતુ આ મુદ્દા આગળ અટકી જવામાં આવે તો એથી મને થોડી નિરાશા થશે. આપણે એક મોટી તક ગુમાવી એવી લાગણી મને થશે. અત્યારે ભાષા-જોડણી-લિપિ બધાના પ્રશ્ને અસાધારણ જાગૃતિ આવી છે. પંડિતયુગમાં વિદ્વાનો જોડણીના પ્રશ્નની ચર્ચા કરતા હતા. અત્યારે માત્ર વિદ્વાનો કે ભાષાના અધ્યાપકો નહીં, શિક્ષકો, પત્રકારો, સમાજસેવકો ને અન્ય પ્રજાજનો એમાં ભાગ લઈ રહ્યા છે. પહેલાં બહુધા સાહિત્યપરિષદના મંચ પરથી ચર્ચાઓ થતી હતી, હવે મેદાન

મોકળું બન્યું છે. કેટલાંક વર્તમાનપત્રો, સામયિકો આ ચર્ચામાં રસ લઈ રહ્યાં છે. (સાહિત્ય-સામયિકો આનાથી અલિપ્ત જેવાં છે !), શ્રેણીબદ્ધ પુસ્તિકાઓ પ્રસિદ્ધ થઈ રહી છે અને ઉત્તમભાઈ ગજ્જર પ્રકાશિત થતું સઘળું સાહિત્ય રસ ધરાવતા લોકો સુધી પહોંચાડવાનો ભારે ઉદ્યમ જાતને ખર્ચે કરી રહ્યા છે, (મુંબઈમાં આ જવાબદારી ગુલાબે ભેડા ઉપાડી રહ્યા છે), ગુજરાતમાં ગુજરાતી ભાષાશુદ્ધિ અભિયાન અને મુંબઈમાં ગુજરાતી જોડણી મંચ જેવાં મંડળો કાર્યરત બન્યાં છે ને વારંવાર વિચારસભાઓ યોજી નવાનવા ઉદ્ભવતા મુદ્દાઓ વિશે મંથન કરે છે, સાર તારવે છે. આવું વાતાવરણ વારંવાર ઊભું થતું નથી હોતું. આ વાતાવરણમાં ભાષા-જોડણી-લિપિ વિશેની બીજી પણ કેટલીક જે ખરેખરી મૂંઝવણો છે તેની પૂરી છણાવટ કરી લાંબા સમય સુધી કામ આવે એવા નિર્ણયો કરી લેવાની તક ઝડપી લેવી જોઈએ.

## કાયમી કોશતંત્ર-ભાષાતંત્ર ઊભું કરીએ

જોડણીના નિયમો કરવામાત્રથી કામ સરતું નથી. નિયમો તો માર્ગદર્શક હોય છે. એનું માર્ગદર્શન લઈને ભાષાના શબ્દોની જોડણી નક્કી કરવાની હોય છે. ભાષામાં નવાનવા શબ્દો દાખલ થતા રહેતા હોય છે – બોલીઓમાંથી, દેશી-વિદેશી ભાષાઓમાંથી ને નવઘડતર રૂપે પણ. એની જોડણી નક્કી કરવાની આવે. ઉપરાંત સાર્થ શબ્દકોશમાં તો અર્થનિરૂપણનું મોટું ક્ષેત્ર હંમેશાં ખુલ્લું રહે છે. શબ્દોની અર્થછાયાઓ બદલાતી રહે છે, વૃદ્ધિ પામતી રહે છે અને નવા દાખલ થતા શબ્દોનો અર્થનિર્ણય કરવાનો હોય છે. આ માટે એક કાયમી કોશતંત્ર જ જોઈએ. કોઈ પણ સુસંસ્કૃત પ્રજાને આવા કાયમી કોશતંત્ર વિના ન ચાલે.

ગુજરાત વિદ્યાપીઠ કે ગુજરાતની અન્ય કોઈ યુનિવર્સિટી કે ગુજરાતી સાહિત્ય પરિષદ જેવી સંસ્થાએ આ જવાબદારી ઉપાડી લેવી જોઈએ અને ગુજરાત સરકારે એને ઉદારતાથી સર્વ સહાય પૂરી પાડવી જોઈએ. ગુજરાત સરકાર પણ આવું તંત્ર ઊભું કરી શકે. પણ આપણી આ સંસ્થાઓ સક્રિય બનશે કે કેમ એની શંકા રહે છે. તો, જેમ ગુજરાતી વિશ્વકોશનું કામ પ્રજાકીય ધોરણે ઊભું થયું તેમ કોશતંત્ર પણ પ્રજાકીય ધોરણે ઊભું કરવાનો પડકાર

ઝીલી લેવો જોઈએ. સૂચિત જોડણી પરિષદે એક ઠરાવ આવા કોશતંત્રની સ્થાપનાનો કરવો જોઈએ અને એ માટે પ્રજા સમક્ષ ટહેલ નાખવી જોઈએ.

અત્યારે જોડણી-લિપિ ઉપરાંત ગુજરાતી ભાષાવિનિયોગના પ્રશ્નો પણ ઊભરી રહ્યા છે. એટલે ખરેખર તો એને પણ આવરી લઈને કોશતંત્રને સ્થાને એક ભાષાતંત્ર સ્થાપવાનું વિચારવું જોઈએ. આ ભાષાતંત્ર માત્ર કોશ બનાવીને કે ભાષાવપરાશના નીતિનિયમો નક્કી કરીને બેસી ન રહે, એના અમલીકરણ માટે ઘટતી કાર્યવાહીઓ પણ કરે એવું ગોઠવવું જોઈએ.

કહેવાની જરૂર નથી કે આવા તંત્રનો પાયો સાંકડો નહીં, વિશાળ હોવો જોઈએ. ભાષા વિશે વિચારનારા સૌને સાથે લઈને એ ચાલે. એની કાર્યપદ્ધતિ જ એ જાતની ગોઠવવી જોઈએ.

## બીજી બાજુની ચૂપકીદી, ઉદાસીનતા, નિષ્ક્રિયતા

જોડણીવ્યવસ્થાના પરિવર્તન વિશે જ્યારે જાહેર ચર્ચાનું વાતાવરણ બરાબર જામ્યું છે ત્યારે ભાષાનિયામકની કચેરી, પાઠ્યપુસ્તક મંડળ વગેરે સરકારી તંત્રો તો જાણે સમજ્યા, પણ આપણી વિદ્યા-સાહિત્યસંસ્થાઓ તથા અગ્રણી સાહિત્યકારો, શિક્ષણકારો, વિચારશીલોએ એમાં ભાગીદારી નોંધાવવાનું ખાસ પસંદ કર્યું નથી. આ આંદોલનની નોંધ પણ ન લેવાઈ જાય એની જાણે એ કાળજી રાખતા હોય એવું લાગે. આ ભડકો, એને વિસ્તરવાની જગ્યા ન મળતાં, આપોઆપ ઠરી જશે એવી આશામાં કદાચ એ લોકો હોય. ગુજરાતી સાહિત્ય પરિષદે અસાઈત સાહિત્ય સભાની સાથે આ વિષયની ચર્ચાનો એક ઉપક્રમ રચ્યો, પણ પોતાના જૂના સમિતિ-ઠરાવને ભંડકિયામાંથી કાઢી, આગળની આવશ્યક કાર્યવાહી કરવાનું ઇચ્છ્યું નથી. ઊલટું 'પરબ'ના તંત્રી સુધારાવાદી આંદોલન વિશે બેજવાબદાર આક્ષેપો કરે છે.

મનુભાઈ પંચોળી, યશવંત શુક્લ, રામલાલ પરીખ જેવા આપણા અગ્રણી સાહિત્યકાર-શિક્ષણકારો આ પ્રશ્ને ચૂપ જણાય છે. મનુભાઈને મેં લખેલો પત્ર તો અનુત્તર રહ્યો છે, પણ ઉત્તમભાઈને એમણે લખ્યું છે કે "એ કામ તેના જાણકારોનું છે – પાણિની, હેમચંદ્રાચાર્ય વગેરેનું... આપણે પ્રયત્ન કરીએ પણ શાસ્ત્રીય ફેરફારો તો તેના જાણકારો કરે." મનુભાઈ સગવડપૂર્વક વીસરી ગયા

લાગે છે કે ગાંધીજીએ જોડણીવ્યવસ્થાનું કામ પાણિની, હેમચંદ્રાચાર્ય વગેરે પાસે કરાવ્યું નથી. લોકસેવક સાહિત્યકાર-શિક્ષણકારો પાસે કરાવ્યું છે (જે વર્ગમાં મનુભાઈ પોતે આવે).

ઘણાની આંખ ડૉ. હરિવલ્લભ ભાયાણી તરફ મંડાયેલી હોય એવું ભાસે છે. પરંતુ એક વાર એક ઈ-ઉનો મજબૂત રીતે પક્ષ કરનાર અને એ વિષયની જાહેર તટસ્થ અને શાસ્ત્રીય ચર્ચા નોતરનાર આજે સામે પક્ષે બેઠા છે અને જાહેર ચર્ચામાં ઊતરવા રાજી નથી તથા અંગત પત્રો ને વાર્તાલાપોમાં તટસ્થપણે નક્કર શાસ્ત્રીય મુદ્દાઓ રજૂ કરવાને બદલે પ્રતિપક્ષીની હેસિયતથી તરલ વ્યવહારુના મુદ્દાઓ રજૂ કરી રહ્યા છે. એ તો કાળવાણી ભાખે છે કે સુધારાવાદીઓ ગમે તે કરે – માથાં પછાડે કે આત્મવિલોપન કરે – કશું થવાનું નથી.

કે. કા. શાસ્ત્રી જોડણીવ્યવસ્થાના પુનર્વિચારમાં માનતા જણાય છે. પરિષદની જોડણી સમિતિના ઠરાવને એમનો ટેકો મળેલો જ છે. એ સક્રિય થાય તો જરૂર એમનું વજન પડે ને અભિયાનને મોટું બળ મળે. પણ સક્રિય થવા પરત્વે એમના મનમાં હિચકિચાટ હોય એવું વરતાયા કરે છે.

ઘણાબધા સાહિત્યકારો, ભાષાસાહિત્યના અધ્યાપકો તીરે ઊભા રહી તમાશો જોવાની સ્થિતિમાં છે. એમને કદાચ દિશા સૂઝતી નથી. કોઈ વળી શાણી શિખામણ પણ આપે છે કે સુધારા ખૂબ વિચારપૂર્વક કરવા જોઈએ, આમાં આંધળુકિયાં ન કરાય. સૂચિત જોડણીપરિષદ પાછી ઠેલાતી ગઈ છે ને ચર્ચા-વિચારણાને પૂરતો અવકાશ આપવામાં આવી રહ્યો છે એ એ જોઈ શકતા નથી. એ પોતે તો એક ડગલુંયે માંડવા તૈયાર નથી. જોડણીકોશના ઈ-ઉ અંગેના ગરબડિયા નિયમો, એ નિયમોનું પાલન કરવામાંયે જોડણીકોશની થયેલી ભૂલો, કોશની રૂ.૨૦ની કિંમતની પાંચમી આવૃત્તિ રૂ.૧૦માં આપી દઈ એનો સ્ટૉક ખાલી કરી, એનું જ પુનર્મુદ્રણ રૂ.૨૦૦માં ફટકારવાની નઠોરતા – આ બધાં વિશે એમને પોતાને તો કશુંયે સક્રિય થવા જેવું નથી, જાહેરમાં મોં ખોલવા જેવું પણ નથી. મનમાં ગણગણાટ કરતા હશે કદાચ.

જોડણીના પ્રશ્ને, એમ લાગે કે, કંઈક ગેરસમજ અને કંઈક ભણેલા ઉપલા

વર્ગનું સ્થાપિત હિત કામ કરી રહેલ છે. ગાંધીજીના બે અનુયાયીઓ – કાકા કાલેલકર અને કિશોરલાલ મશરૂવાળાએ બાળકો અને મૂંગાં કરોડો માટે લિપિની સરળ ચાવીઓ નિપજાવવાનો ક્રાન્તિકારી વિચાર આપ્યો, પરંતુ લાખો ગુજરાતી બાળકો ને અલ્પશિક્ષિત પ્રજાજનો માટે સરળ જોડણીવ્યવસ્થાનો આગ્રહ રાખવાનું, કોણ જાણે કેમ, એમને સૂઝ્યું નહીં. લિપિપરિવર્તન કરતાં જોડણી-પરિવર્તન ઓછા અવરોધોવાળું, વધુ વ્યવહારુ ને કદાચ વધુ મૂંઝવણોમાંથી મુક્ત કરનારું ગણાય. ગાંધીજીએ કોશિયો પણ સમજી શકે એવા સાહિત્યનું નિર્માણ કરવાની હાકલ કરી, પણ દુર્ભાગ્યે એમણે વિશાળ સમાજને અનુલક્ષીને સરળ જોડણીનિયમોનો આગ્રહ ન રાખ્યો. એમણે અરાજકતામાંથી એક વ્યવસ્થા – ભલે અધૂરી વ્યવસ્થા – ઊભી થાય એનાથી સંતોષ માન્યો.

## હવે શું ?

હવે શું ? રામલાલ પોતાનું કર્તવ્ય વીસરી ગયા, પંચોળી-શુક્લ -જવાબદારીમાંથી સરી ગયા, ભાયાણી ફરી ગયા, શાસ્ત્રી (માનો કે) ઠરી ગયા અને સરકારના ધુરાવાહકો ભાષાસાહિત્ય ને શિક્ષણના ક્ષેત્રે જેઓ વર્ચસ્ ધરાવે છે તેમના પ્રભાવથી ડરી ગયા તો શું ? આ કોઈ જોડણીવ્યવસ્થાના પરિવર્તનને ન સ્વીકારે તો શું ? મહેન્દ્ર મેઘાણી તો પોતે જે લિપિસુધારમાં માને છે તે લિપિમાં કોઈની પૂર્વસંમતિ વિના લખતા-છાપતા આવ્યા છે. એમની આ વિચારપ્રચારની – મૂંગી ક્રાન્તિની રીત છે. સ્વામી આનંદ પણ જોડણી-લિપિના પોતાના કેટલાક ખ્યાલ પ્રમાણે જ પોતાનાં લખાણો છપાય એનો આગ્રહ રાખતા હતા. હમણાંહમણાં બીજા કેટલાક સુધારાવાદીઓએ પણ પોતાને ઇષ્ટ એવી લિપિ-જોડણીમાં લખવું-છાપવું શરૂ કર્યું છે. આ રીતે તો ફરી જોડણીની અરાજકતામાં સરી પડાય એવી દહેશત વ્યક્ત થઈ રહી છે. હું પોતે નવી વ્યવસ્થા માન્ય ન થાય ત્યાં સુધી એના વ્યક્તિગત પ્રયોગો કરવામાં સામાન્ય રીતે માનતો નથી, પણ મને આ પ્રયોગોથી અરાજકતાની દહેશત થતી નથી. થોડા પ્રતિબદ્ધ માણસો પોતાને માર્ગે ચાલવાના જ, એમણે કદાચ ચાલવું પણ જોઈએ, પણ એથી કશી અરાજકતા ઊભી થતી નથી કેમકે બીજા લોકો સામાન્ય રીતે માન્ય ચીલો નહીં ચાતરવાના. આ છતાં સૂચિત જોડણીપરિષદના ઠરાવને મચક ન આપવામાં આવે

તો સુધારાવાદીઓ સંગઠિત રૂપે એ ઠરાવને અમલમાં મૂકે, એ પ્રમાણે (ને માત્ર એ પ્રમાણે) લખે-છાપે, બીજાઓને પણ આ સુધારામાં ભળવા પ્રેરે તો એમાં હું કશું ખોટું ન માનું. આ સત્યાગ્રહનો માર્ગ છે અને ચર્ચા-વિચારણાના સઘળા માર્ગો બંધ થયા પછી સત્યાગ્રહ એ જ તરણોપાય છે.

એક મિત્રે અકળામણમાં કહેલું કે વિદ્વાનો ને ઉપર બેઠેલાઓ સંમત ન થાય તો અમારે શું રામલાલકોશ સામે રામજીકોશ કરવો ? એટલેકે વિદ્યાપીઠના જોડણીશાસનની સમાંતર એક નવું લોકલક્ષી જોડણીશાસન પ્રવર્તાવવું ? હા, બીજો ઉપાય જ ન રહે તો એમ પણ કરવું પડે.

પણ આશા છે કે ગુજરાતના ડાહ્યા લોકો આવું કરવાની ફરજ નહીં પાડે.

# જોડણીવ્યવસ્થાનો પુનર્વિચાર

આગળ કહ્યું તેમ લેખનમાંથી હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉનો ભેદ દૂર કરવા આગળ સુધારા અભિયાન અટકી જાય એ હું યોગ્ય માનતો નથી. એ અત્યંત મહત્ત્વનો અને મોટો ફેરફાર થયા પછી કોઈ યોગ્ય તંત્ર દ્વારા બીજા ફેરફારો અંગે વિચાર ચાલુ રહેવો જોઈએ અને ઘટતા નિર્ણય લેવાવા જોઈએ. જોડણીવ્યવસ્થાના પુનર્વિચાર માગતા મુદ્દાઓ ઘણા હોઈ શકે છે. હું અહીં મને અગત્યના લાગતા થોડા મુદ્દાઓ વિશે મારી વિચારણા રજૂ કરું છું. બીજાઓ જુદું પણ વિચારતા હોય. બધી વિચારણાઓમાંથી, અંતે, સિદ્ધાંત અને વ્યવહારની દૃષ્ટિ કામે લગાડીને સાર તારવવાનો રહે.

## હ્રસ્વ-દીર્ઘ 'ઈ'-'ઉ'

ગુજરાતી જોડણીમાં સૌથી મોટો કોયડો હ્રસ્વદીર્ઘ 'ઈ'-'ઉ'નો છે. એને માટે જે નિયમો આપવામાં આવ્યા છે તે એટલાંબધાં વિવિધ ધોરણો પર આધાર રાખે છે કે એમાંથી માર્ગ કાઢવો આગળ કહ્યું તેમ, સાક્ષાત્ બૃહસ્પતિ માટે પણ મુશ્કેલ છે. કોશ પોતે પણ એ નિયમોને સુસંગત રીતે અનુસરી શક્યો નથી. ગુજરાતી ભાષામાં સ્વરોની હ્રસ્વતા-દીર્ઘતા અર્થભેદક નથી, એટલે લેખનમાં એવો ભેદ કરવા માટે કોઈ તાર્કિક કે વ્યવહારિક ભૂમિકા નથી. એ ભૂતકાળનો એક નિર્જીવ વારસો માત્ર છે. આ બાબતમાં હવે શું કરવું તે વિશે જુદાજુદા વિકલ્પો સંભવે છે :

(૧) 'ઈ'-'ઉ'ની જોડણીના નિયમો યથાતથ રાખવા પણ એના વિનિયોગમાં કોશે કરેલી ભૂલો સુધારી લેવી.

(૨) 'ઈ'-'ઉ'ની જોડણી પરત્વે કોઈ એક સાદું ધોરણ સ્વીકારવું – જેમકે શબ્દમાં 'ઈ'-'ઉ'નું સ્થાન. (મરાઠી ભાષામાં આવું ધોરણ હોવાનું જાણવા મળે છે.)

(૩) તદ્ભવ શબ્દોમાંથી હ્રસ્વ-દીર્ઘ 'ઈ'-'ઉ'નો ભેદ દૂર કરવો – એક

'ઈ'-'ઉ' સ્વીકારવા, પણ સંસ્કૃતાદિ ભાષાઓના તત્સમ શબ્દોને મૂળ મુજબ હ્રસ્વ-દીર્ઘ 'ઈ'-'ઉ'નો ભેદ કરીને લખવા.

(૪) સંસ્કૃત તત્સમ શબ્દોમાં હ્રસ્વદીર્ઘ 'ઈ'-'ઉ'નો ભેદ જાળવી રાખવો, પણ અંગ્રેજી, ફારસી ને અન્ય ભારતીય ભાષાઓમાંથી આવેલા શબ્દોમાં ગુજરાતી તદ્‌ભવ શબ્દોની જેમ એ ભેદ ન સ્વીકારવો – એક 'ઈ'-'ઉ' જ રાખવા.

(૫) ગુજરાતી લેખનમાંથી જ હ્રસ્વ-દીર્ઘ 'ઈ'-'ઉ'નો ભેદ નાબૂદ કરવો – એક 'ઈ'-'ઉ' જ રાખવા. આ બાબતમાં તત્સમ-તદ્‌ભવનો કોઈ ભેદ કરવો નહીં.

એમાં શંકા નથી કે સિદ્ધાંત અને વ્યવહાર ઉભય દષ્ટિએ છેલ્લો વિકલ્પ જ ટકી શકે તમે છે. પહેલા વિકલ્પમાં તો જડ રૂઢિપરસ્તતા સિવાય બીજું કંઈ વ્યક્ત થતું નથી. એમાં વાસ્તવિકતા પ્રત્યે આંખમીચામણાં કરી, જે છે તેને વળગી રહેવાની વૃત્તિ છે. નિયમો જ જો ગરબડિયા હોય તો એનું અનુપાલન ચોખ્ખું કેવી રીતે હોવાનું ? બીજો વિકલ્પ વચલો માર્ગ શોધે છે. એનાથી અવાસ્તવિક એવો હ્રસ્વદીર્ઘ ઈ-ઉનો ભેદ ટકાવી રાકવા સિવાય કોઈ હેતુ સરતો નથી.

વિચારણીય મુદ્દો હોય તો તે તત્સમ શબ્દોનો છે. સંસ્કૃત વગેરે ભાષાઓમાં જો હ્રસ્વ-દીર્ઘનો ભેદ હોય તો એમાંથી સીધા લીધેલા શબ્દોમાં આપણે પણ એ સાચવી રાખવો જોઈએ ને ? પણ તત્સમ શબ્દોને જે-તે ભાષાના જાણકાર સિવાય કોણ ઓળખી શકે ? તત્સમતાની સીમા ક્યાં સુધી એ પણ પ્રશ્ન થવાનો. સંસ્કૃતમાં 'શિખંડી' એ 'શિખંડિન્'નું પ્રથમા એકવચનનું રૂપ છે. આપણે 'શિખંડી'ને તત્સમ શબ્દ ગણવો ? પીડ, પૂજ, ખરીદ એ ધાતુઓ ગુજરાતી આખ્યાતિક રચનામાં પ્રવેશે પછીયે તત્સમ રહે છે એમ કહેવાય ? કોશે તત્સમતાના ખ્યાલથી જ કર્મણિમાં પૂજાવું, પીડાવું, ખરીદાવું આવી જોડણી સ્વીકારી છે. પણ એ સ્પષ્ટ છે કે 'પીડાથી' 'પૂજામાં' એ શબ્દોમાં 'પીડા' 'પૂજા'ની તત્સમતા જે રીતે સામે આવે છે તે રીતે 'પીડાવું' 'પૂજાવું'માં નથી આવતી. વધારે અગત્યનો મુદ્દો એ છે કે ગુજરાતી ભાષામાં દાખલ થયા પછી એ શબ્દો ગુજરાતી જ કહેવાય ને ? તત્સમ-તદ્‌ભવનો ભેદ તો ઐતિહાસિક ભાષાવિજ્ઞાનનો વિષય છે, વાસ્તવિક ભાષાવ્યવહારનો નહીં. તત્સમ રૂપે આવેલા

શબ્દોમાં લિંગપરિવર્તન થઈ શકે છે. સં.'પક્ષિન્' પુંલ્લિંગ છે, ગુજરાતી 'પક્ષી' નપુંસકલિંગ છે; 'સ્કૂલ' અંગ્રેજીમાં નપુંસકલિંગ છે, ગુજરાતીમાં સ્ત્રીલિંગ. હિંદીમાં તો નપુંસકલિંગ જ નથી, તેથી બીજી ભાષાના એ લિંગના શબ્દોને એણે પુંલ્લિંગ કે સ્ત્રીલિંગમાં નાખવાના રહે. જો બહારથી આણેલા શબ્દો આપણી લિંગવ્યવસ્થામાં દાખલ થતા હોય, તો એ આપણી જોડણીવ્યવસ્થામાં દાખલ કેમ ન થઈ શકે ? હ્રસ્વ-દીર્ઘ 'ઈ'-'ઉ' શું એટલાબધા પવિત્ર છે ?

સંસ્કૃત શબ્દો પરત્વે એવી દલીલ થવાની કે એ શબ્દો ઘણી ભારતીય ભાષાઓનો સમાન વારસો છે, અને વિકસતા જ્ઞાનવિજ્ઞાનને લગતા ઘણાબધા શબ્દો આપણે સંસ્કૃતની મદદથી નિપજાવીએ છીએ. એ શબ્દોની જોડણી બધે એકસરખી રહે તો એથી પરસ્પર વ્યવહારની સુગમતા રહે. આ દલીલના જવાબમાં કહી શકાય કે ગુજરાત કે ગુજરાતી ભાષા બહાર જેમને વ્યવહાર કરવાની જરૂર પડે છે એવો વર્ગ અત્યંત નાનકડો છે, એ પોતાનું સંભાળી લઈ શકે. અને બીજું એ કે થોડા સંસ્કૃત શબ્દોમાં 'ઈ'-'ઉ'ની જોડણી બદલાય એ કોઈ આપત્તિ જ નથી. મધ્યકાલીન ગુજરાતીમાં એમ થતું જ આવ્યું છે તથા અંગ્રેજી ભાષામાં લખતી વખતે આપણે સંસ્કૃત શબ્દોને હ્રસ્વદીર્ઘ 'ઈ'-'ઉ'ના ભેદ વિના લખીએ જ છીએ ! (Harivallabha Bhayaniમાં હ્રસ્વ-દીર્ઘ બન્ને ઈ માટે i જ વપરાયો છે ને અ-આ બન્ને માટે a.) સંસ્કૃત શબ્દોની જોડણી બદલવાથી ઊભી થનારી અગવડોનો ભય કેવળ માનસિક છે.

એટલે, છેવટે, તત્સમ-તદ્ભવનો ભેદ કર્યા વિના ગુજરાતી જોડણીમાં એક 'ઈ'-'ઉ' કરી નાખવા એ જ સાચો માર્ગ દેખાય છે.

## 'હ'શ્રુતિ

જોડણીનો એક ભારે ગૂંચવણભર્યો પ્રશ્ન 'હ' શ્રુતિનો છે. કોશે એવો નિયમ કર્યો છે કે કાં તો 'હ' છૂટો લખવો અથવા ન લખવો. ક્યાં લખવો, ક્યાં ન લખવો એ કોશે નક્કી કરી આપ્યું છે ને આપણે કોશમાંથી જોઈ લેવાનું રહે છે. જેમકે બહેન, લહાણી, મહાવત, પણ બીક, લેણું, માત (કરવું).

કોશની પ્રસ્તાવના પરથી સમજાય છે કે જોડાક્ષર બચાવવાના હેતુથી 'હ' જોડીને નહીં લખવાનું સ્વીકારવામાં આવ્યું છે. ક્યાં 'હ' લખવો, ક્યાં ન

લખવો તેનો નિર્ણય કોશે જે-તે ઉચ્ચારણની વ્યાપકતા વિશેના પોતાના ખ્યાલને અનુલક્ષીને કર્યો હશે.

કોશના નિયમની કેટલીક મુશ્કેલીઓ છે. એક તો, 'હ' છૂટો લખવાથી વાસ્તવિક ઉચ્ચારણથી જુદું જ ચિત્ર ઊભું થાય છે. વાસ્તવિક ઉચ્ચારણ તો 'બ્હેન' લખાય એના જેવું છે. (પ્રબોધ પંડિત અહીં 'બ', મર્મરયુક્ત 'એ' અને 'ન' છે એમ કહે). 'બહેન' લખવાથી એક કૃત્રિમ ઉચ્ચારણને અવકાશ આપવા જેવું થાય છે. જોડાક્ષર બચાવવાના હેતુથીયે આ કરવા જેવું ગણાય કે કેમ તે વિચારવા જેવું છે. બીજું, 'હ'શ્રુતિના સ્થાન પરત્વે કોશમાં કંઈક જુદીજુદી સ્થિતિ સ્વીકારાઈ છે. 'બહેન' 'લહાણી' વગેરેમાં 'એ' 'આ' વગેરે સ્વર પૂર્વે 'હ'શ્રુતિ મુકાઈ છે, જ્યારે 'નાહવું' 'મોહવું' વગેરેમાં 'આ' 'ઓ' વગેરે સ્વર પછી ('નહાવું', 'મહોવું' એમ નથી). 'નાહવું'નાં જુદાંજુદાં રૂપોમાં પણ જુદીજુદી સ્થિતિ છે – નાહીએ, નાહો, નાહીશું, પણ નહાશે, નહાશો, નહાજે. ત્રીજું, સંકળાયેલા શબ્દોમાં જ 'હ'શ્રુતિ વિનાનાં અને 'હ'શ્રુતિવાળાં એવાં બે રૂપો જોવાં મળે છે. જેમકે 'નાહવું'નાં કેટલાંક રૂપોમાં 'હ'શ્રુતિ છોડી દેવામાં આવી છે. 'મહોરવું' ક્રિયાપદમાં 'હ'શ્રુતિ છે પણ 'મોર' (આંબાનો) એ સંજ્ઞામાં નથી. છેલ્લે, 'હ'શ્રુતિ છોડી દેવામાં આવી છે એવા કેટલાક શબ્દો આજે ફેરતપાસ માગે છે. 'બાંયધરી' નહીં પણ 'બાંહેધરી' જ વ્યાપક રીતે લખાતું-બોલાતું હોય એવી ધારણા છે. એવું જ 'માત કરવું' – 'મહાત કરવું' વિશે કહી શકાય. વ્યુત્પત્તિ જ્યાં 'હ'શ્રુતિને ટેકો આપે છે ત્યાં પણ હશ્રુતિ છોડી દેવામાં આવી હોય એવા દાખલા જડે છે.

આનો ઉપાય શો ? એમ લાગે છે કે નીચેનાં સૂચનો વિચારવાં જોઈએ :

(૧) 'હ'શ્રુતિને જોડાક્ષર રૂપે લખવાનું સ્વીકારવું. જેમકે, 'બ્હેન', 'લ્હાણી' 'ન્હાવું' વગેરે.

(૨) 'હ'શ્રુતિને અનુલક્ષીને કોશના શબ્દોનું સંશોધન કરવું અને વ્યુત્પત્તિ તથા વ્યાપક વ્યવહારને અનુલક્ષીને પુનર્નિર્ણય કરવા.

(૩) 'હ'શ્રુતિ પરત્વે વિકલ્પોને વધુ અવકાશ આપવો.

ગુજરાતી ભાષામાં જોડાક્ષરો અલ્પ છે એમ કહેવાય એવું નથી.

જોડાક્ષરોવાળા ઘણા સંસ્કૃત તત્સમ શબ્દો આપણે વાપરીએ છીએ. 'હ'શ્રુતિને જોડાક્ષર રૂપે લખવાથી ગુજરાતી લેખનમાં એવા શબ્દોનો બહુ મોટો વધારો થવા સંભવ નથી. મુદ્રણમાં તો હવે બીબાંગોઠવણીને બદલે બટન દબાવવાની સરળ પદ્ધતિ આવી ગઈ છે. એટલે ત્યાં શ્રમ વધવાનો સવાલ નથી. બધું જોતાં 'હ'શ્રુતિને જોડાક્ષર રૂપે લખવાથી કોઈ આપત્તિ નથી, અને વાસ્તવિક ઉચ્ચારણની નજીક રહેવાય છે તથા 'હ'ના સ્થાન વિશેની મૂંઝવણ દૂર થાય છે એ લાભ છે. હું આ સૂચન સ્વીકારવાના પક્ષમાં છું.

'હ'શ્રુતિવાળા શબ્દોની ફેરતપાસ કરવામાં સૈદ્ધાન્તિક કોઈ મુશ્કેલી ન હોવી જોઈએ. પણ વ્યાવહારિક પ્રશ્નો ઊભા થાય. ગુજરાતના કેટલાક પ્રદેશોની બોલીમાં 'હ'શ્રુતિનો લોપ થયેલો છે. એટલે 'હ'શ્રુતિની વ્યાપકતા નક્કી કરવાનું કામ જરા અઘરું છે. પરંતુ ભાષાની પૂર્વપરંપરા ને વ્યુત્પત્તિને આપણે મદદમાં આણી શકીએ. એ પછીયે મૂંઝવણો રહે તો વિકલ્પો આપવામાં હું કંઈ ખોટું ન માનું. આમેય લોકો – શિક્ષિત લોકો પણ – કેટલીક છૂટ લઈ લેતા હોય છે, સહજ રીતે જ પોતાની બોલીના પ્રભાવ તળે લખતા હોય છે તો એને નિયમપૂર્વકતા અર્પવામાં શો વાંધો ? અલબત્ત, આ કામ જરૂરી સર્વેક્ષણો પછી ને ઘણા વિચારપૂર્વક અધિકારી વિદ્વાનો દ્વારા થવું જોઈએ.

## અનુસ્વાર

જોડણીકોશનો આ અંગેનો નિયમ અસ્પષ્ટ છે એમ કહેવાય. નિયમ આમ આપવામાં આવ્યો છે : અનુસ્વારના ભિન્નભિન્ન ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો વાપરવાં નહીં.

પણ પછી નોંધ મૂકવામાં આવી છે કે : શક્ય હોય ત્યાં અનુસ્વારના વિકલ્પે અનુનાસિકો વાપરી શકાય. ઉદા. અંત-અન્ત; દંડ-દણ્ડ, શાંત-શાન્ત, બૅંક-બૅન્ક.

ખરેખર તો આ નોંધથી આગળ અપાયેલો નિયમ ઊડી જાય છે અને વિકલ્પનાં દ્વાર ખુલ્લાં થઈ જાય છે. જોકે કોશે પોતાની શબ્દસામગ્રીમાં અંત, દંડ, શાંત, બૅંક એમ અનુસ્વારના ચિહ્નથી જ, ને એ ક્રમમાં જ, આ શબ્દો આપ્યા છે.

ગુજરાતીમાં વ્યાપક લેખનરૂઢિ અનુનાસિકના ચિહ્નનો ઉપયોગ કરવાની છે – 'શાન્ત' નહીં પણ 'શાંત' વગેરે. અલબત્ત, પાછળ જ્યાં એ જ વર્ગનો વ્યંજન હોય ત્યાં જ આમ થાય છે, અન્યત્ર અનુનાસિક વ્યંજન જ લખાય છે – 'વાઙ્મય', 'મન્મથ', 'ષણ્મુખ', 'આમ્નાય'. (ગુજરાતી 'સણકો' 'બનજો' 'અમથો' વગેરે શબ્દો પણ આ પ્રકારના છે, પણ ત્યાં આપણે અનુનાસિક વ્યંજનને આખા લખવાની રૂઢિ સ્વીકારી છે.)

પ્રશ્ન એ છે કે બધા અનુનાસિક વ્યંજનોને, આમ, એક જ – અનુસ્વારના – ચિહ્નથી રજૂ કરવા બરાબર છે ? એથી વાસ્તવિક ઉચ્ચારણનું પ્રતિબિંબ યથાતથ ઝિલાતું નથી અને સ્વરની અનુનાસિકતા સાથે એની ભ્રાંતિ થાય છે. 'રેંટિયો કાંત' અને 'કાંત કવિ'ના 'કાંત' ઉચ્ચારણદષ્ટિએ અને અર્થદષ્ટિએ જુદા છે એમાં શંકા નથી. 'કાન્ત કવિ' એમ લખવાથી જ આ ભેળસેળ નિવારી શકાય.

આપણા માટે ત્રણ રસ્તાઓ રહે છે :

(૧) પાછળ અન્ય વ્યંજન સાથે જોડાતા અનુનાસિક વ્યંજનો માટે એમનાં અલગઅલગ ચિહ્નો જ વાપરવાં. સ્વરની અનુનાસિકતા હોય ત્યાં જ અનુસ્વારનું ચિહ્ન વાપરવું.

(૨) અત્યારે વ્યાપક રૂઢિ છે તે મુજબ પાછળ પોતાના વર્ગના વ્યંજન સાથે જોડાતા અનુનાસિક વ્યંજનો તેમજ સ્વરની અનુનાસિકતા માટે અનુસ્વારનું જ ચિહ્ન વાપરવું.

(૩) અનુનાસિક વ્યંજનો માટે એમનાં ચિહ્નો ને અનુસ્વાર બન્નેનો વિકલ્પ સ્વીકારવો.

પહેલો માર્ગ શાસ્ત્રશુદ્ધ છે એમ કહેવાય. પણ લાંબા કાળથી જે સરલીકરણ થઈ ગયું છે એને નષ્ટ કરી નાખવું યોગ્ય છે કે કેમ તે વિચારવા જેવું છે. પછી 'કંપવું' ('કમ્પવું') ને 'કાંપવું'નો ભેદ કરવાની સ્થિતિ આવે જે ઘણા લોકો માટે મૂંઝવણભરી હોવાની. 'જંપવું'ને 'જમ્પવું' લખવાનું થાય. કેટલાક ઉચ્ચારભેદો પણ સામે આવે. 'ગાંધી'માં વ્યુત્પત્તિની દષ્ટિએ સ્વરની અનુનાસિકતા છે એમ કહેવાય ને માન્ય ઉચ્ચારણ પણ એ લેખાય છે, પરંતુ કેટલેક ઠેકાણે – ખાસ કરીને કાઠિયાવાડમાં – 'ગાન્ધી' ઉચ્ચારણ થતું જોવા

મળે છે. 'ગાંડો' પણ 'ગાણ્ડો' (કે 'ગાન્ડો') ઉચ્ચારાય છે. આવી સ્થિતિમાં શું કરવું એ પ્રશ્ન ઊભો થાય. વસ્તુતઃ પોતાના વર્ગ સાથે જોડાતા અનુનાસિક વ્યંજનનું ઉચ્ચારણ આગવું જ રહેવાનું, એને માટે લેખનશુદ્ધિની આવશ્યકતા નથી. 'કાંત'-'કાન્ત' જેવા શબ્દો આપણી ભાષામાં વિરલ છે અને સંદર્ભ ભ્રાન્તિને અવકાશ રહેવા દેતો નથી.

હું પોતે અનુસ્વારના એકમાત્ર ચિહ્નનો પક્ષપાતી છું. વિકલ્પ ચાલુ રાખવાનું હજીયે વિચારી શકાય, પણ અનુનાસિક વ્યંજનોને એમના વ્યંજનચિહ્નોથી જ લખવા એવા શુદ્ધિના આગ્રહને, સરલતાને ભોગે, ન સ્વીકારી શકું.

## સંવૃત-વિવૃત 'એ' 'ઓ'

માન્ય ગુજરાતી ભાષામાં સંવૃત-વિવૃત્ત 'એ'-'ઓ'નો ભેદ આપણે સ્વીકાર્યો છે. પણ જોડણીકોશે એમ ઠરાવ્યું છે કે ગુજરાતી શબ્દોમાં સંવૃત-વિવૃતનો ભેદ ન દર્શાવવો અને 'એ'-'ઓ' એ ચિહ્નો જ વાપરવાં. પરંતુ અંગ્રેજી ભાષામાં આ ભેદ દર્શાવવો અને 'એ'-'ઍ', 'ઓ'-'ઑ' એમ બેવડાં ચિહ્ન વાપરવાં. દેખીતી રીતે જ આ નિયમ કઢંગો છે. બન્નેમાં આ ભેદ દર્શાવવો કે ન દર્શાવવો એવો એકસરખો નિયમ જ હોવો ઘટે. જો પ્રાદેશિક બોલીભેદોને લક્ષમાં રાખીને ગુજરાતીમાં સંવૃત-વિવૃતનો ભેદ જતો કરવામાં આવ્યો હોય તો અંગ્રેજી ભાષા માટે નવી લિપિવ્યવસ્થા શા માટે ઊભી કરવી જોઈએ ? એનાથી તો એવો ખ્યાલ પોષાય કે ગુજરાતીમાં વિવૃત 'ઍ'-'ઑ' નથી. વળી ગુજરાતી પ્રજા અંગ્રેજી શબ્દોમાં ક્યાં વિવૃત ઉચ્ચારણો કરે છે એ સંશોધનનો વિષય છે.

આપણી પાસે ત્રણ વિકલ્પો છે :

(૧) ગુજરાતી-અંગ્રેજીના ભેદ વગર સર્વત્ર એક 'એ'-'ઓ' જ રાખવા.

(૨) ગુજરાતી-અંગ્રેજી બન્નેમાં સંવૃત-વિવૃતનો ભેદ કરી અલગ ચિહ્નોથી એ દર્શાવવો.

(૩) ગુજરાતી તેમજ અંગ્રેજીમાં સંવૃત-વિવૃત બતાવવા - ન બતાવવાનો વિકલ્પ ખુલ્લો રાખવો.

હું પોતે પહેલા વિકલ્પનો પક્ષપાતી છું. પ્રાદેશિક ઉચ્ચારણભેદોની સ્થિતિ

જોતાં એ વ્યવહારુ લાગે છે. એક સરલીકરણ થઈ ગયું છે તેમાંથી પાછા હઠવાની જરૂર નથી, એને આગળ લઈ જવું જોઈએ.

## 'શ'-'સ'

તદ્ભવ શબ્દોમાં 'શ'-'સ'ના લેખનની બાબતમાં કોશની સ્થિતિ અસ્પષ્ટ છે, એની નીતિ એકધારી નથી. પ્રાકૃત ભૂમિકામાં જ સંસ્કૃતના 'શ'-'ષ' લુપ્ત થઈ ગયેલા અને માત્ર 'સ' જ બચેલો. એટલે ગુજરાતી તદ્ભવ શબ્દોમાં 'સ' જ યથાર્થ ગણાય. માત્ર તાલવ્યના પરિસરમાં એનું ઉચ્ચારણ 'શ' થતું જોવા મળે છે. ઉપરાંત ગુજરાતીમાં 'ષ' સ્વતંત્ર ધ્વનિઘટક તરીકે ટક્યો નથી, એને સ્થાને 'શ' જ ઉચ્ચારાય છે.

કોશ આ સ્થિતિનું સુસંગત રીતે અનુસરણ કરી શક્યો નથી. 'વિષે'-'વિશે' એવો એણે વિકલ્પ રાખ્યો છે. 'શ'-'સ' પરત્વે પણ, જોશ-જોસ, શગડી-સગડી, વીશ-વીસ – એમ વિકલ્પ, શું – એમ કેવળ 'શ', તથા ચાળીસ, પચાસ, તુળસી – એમ માત્ર 'સ' એમ ત્રણે સ્થિતિ જોવા મળે છે. આમાં તાલવ્યનો પરિસર નથી ત્યાંયે 'શ' થયો છે, અંને છે ત્યાં 'સ' રહ્યો છે ! મને નથી લાગતું કે આપણે બધા કોશને ચુસ્તપણે અનુસરતા હોઈએ. એ અઘરું છે.

સરળ સ્થિતિ તો એ હોવાની કે તદ્ભવ શબ્દોમાં મૂળના 'ષ'નો સર્વત્ર 'શ' કરવો અને 'શ'નો 'સ'. તાલવ્યને સંપર્કે 'શ' રાખવાનું વિચારી શકાય, પણ એવો સંદર્ભનિયત ભેદ કરવાની જરૂર હું જોતો નથી. આથી ઊલટું, સંસ્કૃત તત્સમ શબ્દોમાં પણ 'ષ'ને 'શ' કરી વાસ્તવિકતાને અનુસરવાનું હું પસંદ કરું. સ્વામી આનંદ જેવાએ એમ કર્યું જ છે ને ?

## બીજા કેટલાક મુદ્દા

બીજા કેટલાક મુદ્દાઓનો સંક્ષેપમાં નિર્દેશ કરી લઈએ :

(૧) ગુજરાતીની આક્ષરિક વ્યવસ્થા એવી છે કે એમાં શબ્દાંતર્ગત 'અ' ઉચ્ચારાતો નથી. 'કાંસકો', 'રાજકોટ', 'મળસકું' એ 'કાંસ્કો' 'રાજ્કોટ', 'મળસ્કું' એમ ઉચ્ચારાય છે. અન્ય ભાષામાંથી આવેલા શબ્દોમાં પણ આ સ્થિતિ થવાની. કોશે 'અ' સાથેનો અખંડ અક્ષર લખવાનું રાખ્યું છે, 'અ'કારનો લોપ

કરી જોડાક્ષર લખવાનું રાખ્યું છે અને વિકલ્પ પણ સ્વીકાર્યો છે. આપણું લેખન પણ કોશને અનુસરતું રહી શકતું નથી. આમાં કોઈ ચોખ્ખી વ્યવસ્થા ઊભી કરી શકાય કે કેમ તે વિચારવું જોઈએ.

(૨) અલ્પપ્રાણ તથા મહાપ્રાણ વ્યંજન સંયુક્ત હોય તેવા તદ્ભવ શબ્દોમાં કોશ બેવડો મહાપ્રાણ લખવાનો આદેશ આપે છે – 'ચોખ્ખું' 'પથ્થર'. પણ 'ચ્છ'નો અપવાદ રાખે છે – 'અચ્છેર'. સંસ્કૃત શબ્દોમાં અલ્પપ્રાણ, મહાપ્રાણના સંયોગ આપણી સામે આવવાના જ, તો એ જ રીતે ગુજરાતી તદ્ભવ શબ્દો લખવાનું વિચારી શકાય અગર બધે જ બે મહાપ્રાણ લખવાનું રાખી શકાય.

(૩) નામોમાં કોશ 'દરિયો' 'સહિયર' 'પોતિયું' - એમ 'ઇય'વાળી જોડણી નક્કી કરે છે, પણ ક્રિયાપદોમાં 'કરીએ' 'જઈએ' એમ 'ઈઅ'વાળી જોડણી સ્વીકારે છે. નામના બહુવચનમાં પણ 'ઈઅ' રહે છે – સ્ત્રીઓ, દરજીઓ વગેરે. આમાં કંઈ એકરૂપતા લાવી શકાય કે કેમ તે વિચારવું જોઈએ.

## અંગ્રેજી શબ્દો

અંગ્રેજી શબ્દો ગુજરાતી લિપિમાં લખવાનો પ્રશ્ન કૂટ છે. અંગ્રેજીની ધ્વનિવ્યવસ્થા ગુજરાતી કરતાં જુદી છે. જેમકે, અંગ્રેજીમાં મૂર્ધન્ય, દંત્ય એવી બે શ્રેણીને બદલે એક વર્ત્સ્ય શ્રેણી છે. તેથી 'ત'-'ટ', 'ન'-'ણ'ના લેખનનો સંભ્રમ ઊભો થઈ શકે છે. 't'ને આપણે 'ટ' તરીકે લખવાનું ને 'th' ને 'થ' તરીકે લખવાનું સ્વીકાર્યું છે : 'thought'-'થૉટ.'

આથી વધારે ગૂંચવણભર્યો પ્રશ્ન અંગ્રેજી વાસ્તવિક ઉચ્ચારણોને ગુજરાતીમાં ઉતારવાનો છે. અંગ્રેજી શબ્દોનાં આપણાં ઘણાં ઉચ્ચારણો અંગ્રેજી જોડણી પર આધારિત હોય છે (જે શુદ્ધ અંગ્રેજી ઉચ્ચારણો ઘણી વાર નથી હોતાં) ને ગુજરાતી લેખનમાં એને આપણે પ્રતિબિંબિત કરીએ છીએ. કોશમાં જે અંગ્રેજી શબ્દો દાખલ થયા છે તેની જોડણી શુદ્ધ અંગ્રેજી ઉચ્ચારણ અનુસાર બધે થઈ શકી નથી.

ભૃગુરાય અંજારિયાના આગ્રહથી મેં અંગ્રેજી શબ્દોની ગુજરાતી જોડણી એના મૂળ ઉચ્ચારણની નજીક રહીને કરવાનું સ્વીકાર્યું છે. એ માટે ડેન્યલ

જોન્ઝના ઉચ્ચારકોશની હું મદદ લઉં છું. પણ મારે એટલીબધી વાર એ કોશની મદદ લેવી પડે છે ને એવા કોયડા ઊભા થાય છે કે આ કરવા જેવું છે કે કેમ એ વિશે હવે હું સાશંક થવા લાગ્યો છું. જો અંગ્રેજી શબ્દોના ઉચ્ચાર જ આપણે ત્યાં બદલાઈ જતા હોય ને એના પર કોઈ નિયમન ન હોય, તો જોડણીમાં મૂળ ઉચ્ચારણને અનુસરવાનો આગ્રહ રાખવા જેવો ખરો ? અંગ્રેજી ભાષા પણ પરભાષામાંથી લીધેલા શબ્દોને પોતાની ઉચ્ચારવ્યવસ્થામાં નથી નાખતી ?

એમ લાગે છે કે જાણકારોએ સાથે બેસી આ વિષયમાં કોઈ વ્યવહારુ માર્ગ કાઢવો જોઈએ અને અંગ્રેજી શબ્દોની ગુજરાતી જોડણી નક્કી કરી એનો કોશ આપવાનું વિચારવું જોઈએ. એ કોશમાં શબ્દો ઉમેરતા જવાનું પણ રહેશે જ.

# શ્રી મનુભાઈ પંચોળી પરનો અનુત્તરિત પત્ર

## જયંત કોઠારી

૫-૨-૯૮

આદરણીય મુરબ્બી શ્રી મનુભાઈ,

આપનું સ્વાસ્થ્ય સારું હશે.

આ પત્રનો કંઈ પ્રતિભાવ આપના તરફથી મળશે કે કેમ એ જાણતો નથી, પરંતુ જરૂરી લાગે છે ને મન થઈ આવ્યું છે માટે લખું છું. રામજીભાઈ વગેરે મિત્રો ભાષાશુદ્ધિ અભિયાન ચલાવી રહ્યા છે એનાથી આપ સુમાહિતગાર હો જ. એનું સાહિત્ય પણ આપની પાસે આવતું હશે. આપ આ વિષયમાં શું વિચારો છો એ જાણવા મળતું નથી. એ જાણવા મળે અને આપ સક્રિય બનો એવી ખાસ અપેક્ષા રહે છે. કારણ એ કે આ અભિયાન લોકલક્ષી છે. રજૂ થઈ રહેલા બધા વિચારો સાથે કદાચ સંમત ન થઈ શકાય, પણ એમાંથી અવશ્ય અને તરત કરવા જેવું કેટલુંક જરૂર તારવી શકાય. ખાસ કરીને જોડણીના વિષયમાં. વિદ્યાપીઠકોશના તદ્ભવ શબ્દોના જોડણીનિયમો અત્યંત ગૂંચવણભર્યા છે અને કોશ પોતે એનું ૧૦૦ ટકા ચુસ્તતાથી પાલન કરી શક્યો નથી. વિશાળ પ્રજાસમૂહ હવે ભણવા આવી રહ્યો છે ત્યારે એને આવી અતંત્રતાથી મૂંઝવવો ન જોઈએ અને જોડણીનિયમોનું સરલીકરણ કરવું જોઈએ એમ લાંબા વખતથી મને પ્રતીત થયું છે. પાઠ્યપુસ્તકો તૈયાર કરતાં આ સમજાયું છે. વિદ્વાનોના પ્રતિનિધિ તરીકે હું મારી જાતને ગુનેગાર તરીકે પણ જોઉં છું. આપણે બધા પણ અંગ્રેજી જોડણીમાં નહીં તેટલી ગુજરાતી જોડણીમાં મુશ્કેલી અનુભવીએ છીએ.

જોડણીનિયમોમાં કેટલુંક સરલીકરણ કશી આપત્તિ વિના થઈ શકે એમ છે. પણ વિદ્વાનો ને સમાજના અગ્રણીઓ કોણ જાણે કેમ મૂંગા છે. એમને કશું

કર્તવ્ય દેખાતું નથી. વિદ્યાપીઠ-કોશ નિયમોનું પાલન બરાબર કરે એ કહેવાનુંયે નહીં ! બીજી ક્યાં આશા રાખવી ? ભૃગુરાય અંજારિયાએ જાતને નિચોવી કોશ અંગે પત્રો લખ્યા, લેખ લખ્યો પણ વિદ્યાપીઠતંત્ર તો ઠીક, આપણા વિદ્યાપુરુષોએ પણ કશો ટેકો ન કર્યો. આ સ્થિતિ અત્યંત દુઃખદ છે. અત્યારે આ વિચારવલોણું ચાલી રહ્યું છે – કેટલાક ભાષાપ્રેમીઓ, પ્રજાપ્રેમીઓ જાતને ઘસીને એ કરી રહ્યા છે ત્યારે તીરે ઊભા રહી તમાશો જોયા કરવા પાછળ કયો ખ્યાલ હશે ? આ આંદોલન આપોઆપ મરી પરવારશે એવી આશા હશે ? તો એ ગુજરાતના પ્રજાજીવનની કરુણતા હશે.

વધુ શું લખું ? આપ સુજ્ઞ છો.

જયંત કોઠારીનાં વંદન



# અર્વાચીન ગુજરાતી ઇકાર-ઉકારનાં ઉચ્ચારણ અને જોડણી

## હરિવલ્લભ ભાયાણી

માત્ર વાતચીત અને ધારણામાં જ અસ્તિત્વ ધરાવતી ભેંસના દૂધની વહેંચણી વિશે જાણે કે ખરેખર દૂધની વહેંચણી કરવાની હોય તેટલા જ જોરશોરથી ઝઘડો થઈ શકતો હોવાનું જે જાણીતો ટુચકો નોંધે છે તેવું જ કાંઈક ગુજરાતી જોડણીના ઘણાખરા ચર્ચાસ્પદ મુદ્દાઓ બાબત – અને ખાસ કરીને તેમાં મૂર્ધન્ય સ્થાન ભોગવતી ઇ-ઉની જોડણી બાબત બનેલું છે. હ્રસ્વદીર્ઘના નિયમો, પેટાનિયમો અને ઉપ-પેટાનિયમો, અપવાદો અને પ્રતિઅપવાદો તથા તેમને લગતી ચર્ચાચર્ચીનું સાહિત્ય એ શાખાપ્રશાખા ને અગણિત વડવાઈઓના વિકટ વિસ્તારવાળા વટરાજનો ખ્યાલ આપે છે; અને એમાં ખૂબી પાછી એ છે કે આ વટરાજને મૂળ છે ખરાં, કે તે એક કલ્પનાનું ભૂત છે તેની બહુ તપાસ કરવાની કોઈએ ઝાઝી પરવા નથી કરી. તત્ત્વબોધ થાય ત્યારે જે આનંદ થતો હોય તે, પણ વાદચર્ચાનો પોતાનો આગવો શુદ્ધ આનંદ માણવાની ગૂઢ વૃત્તિથી

પ્રેરાઈને આ ચર્ચાઓ થઈ હોવાની આપણને શંકા જાય છે. કારણ, જેની પાસે ધ્વનિપારખુ દૃષ્ટિ છે, અને આપણા સ્વરોના ઇતિહાસનું આછુંપાતળું પણ જ્ઞાન છે તે તો તરત જોઈ શકે તેમ છે કે અર્વાચીન ગુજરાતી ઉચ્ચારણમાં ઇ, ઉ વગેરે સ્વરોની હ્રસ્વતા-દીર્ઘતા વચ્ચેનું ભેદભાન જ નષ્ટ થયેલું છે. અર્થબોધ માટે વ્યાપક રૂપે સ્વરોની માત્રા (ક્વૉંટિટી) કશો ભાગ ભજવતી નથી. એટલે તેમને હ્રસ્વતા-દીર્ઘતાસૂચક જુદાંજુદાં બે લિપિચિહ્નોથી બતાવવાની જરૂર નથી. આથી વ્યવહારને – અને કેટલેક અંશે શાસ્ત્રને પણ – લાગેવળગે છે ત્યાં સુધી તો ક્યાં હ્રસ્વ અને ક્યાં દીર્ઘ તેનો નિર્ણય શશવિષાણની લંબાઈ, પહોળાઈ, આકાર વગેરેનો નિર્ણય કરવાની તોલે આવે છે. આશા છે કે ચર્ચાપ્રાપ્ત સ્વરોમાં માત્રાભેદના લોપનો ઇતિહાસ; ઉચ્ચારણમાં વ્યક્ત થતા, અર્થબોધને માટે આવશ્યક તેમજ અનાવશ્યક ધ્વનિઅંશો; અને એ સ્વરોનું આધુનિક સ્વરૂપ ઇત્યાદિને સ્પર્શતી પ્રસ્તુત વિચારણાથી આ વિષયમાં શંકાને સ્થાન નહીં રહે.

### ઇકાર-ઉકારના ઉચ્ચારણમાં માત્રાભેદનો ક્રમિક લોપ

પહેલાં ઇતિહાસની દૃષ્ટિએ જોઈએ. સંસ્કૃતમાં ઇ-ઉના હ્રસ્વદીર્ઘ સ્વરૂપો વચ્ચે સ્પષ્ટ ભેદ હતો. સંસ્કૃત રૂપતંત્રમાં આ ભેદ ખુલ્લો દેખાય છે. તેમાં ઇકારાંત-ઉકારાંત અંગો ઈકારાંત-ઊકારાંત અંગોથી જુદો ભાગ ભજવે છે. તેમનાં કેટલાંક વિભક્તિરૂપો ભિન્નભિન્ન પ્રત્યયોથી સધાય છે. એટલે સંસ્કૃત શબ્દોના રૂપતંત્રકીય (મૉર્ફૉલૉજિકલ) વ્યક્તિત્વના નિર્ણય માટે ઇકાર-ઉકારની હ્રસ્વતા-દીર્ઘતા પણ પાયારૂપ હતી.

પણ સમય સાથે વિકારક વલણો પ્રવર્તે જતાં હોવાથી, ભાષાસ્વરૂપમાં પલટા આવતા ગયા અને માધ્યમિક ભારતીય-આર્ય કે પ્રાકૃત ભૂમિકા દરમિયાન હ્રસ્વતાદીર્ઘતાનું મૂલ્ય લુપ્ત થવા લાગ્યું. પ્રાકૃત કાવ્યો અને પાછળના સમયના સંસ્કૃત કાવ્યોમાંથી – 'શિશુપાલવધ' જેવામાંથી પણ – છંદ ખાતર હ્રસ્વદીર્ઘની છૂટ લેવાયાનાં ઉદાહરણો મળે છે, અને એનાં મૂળ ઉચ્ચારણમાં આવેલા પરિવર્તનમાં હતાં. પ્રાકૃત વૈયાકરણો સમાસમાં મૂળના દીર્ઘને સ્થાને હ્રસ્વ સ્વર કે હ્રસ્વને સ્થાને દીર્ઘ સ્વર આવતો હોવાનું નોંધે છે તે પણ ઉપરની હકીકતનું જ સૂચક છે. પ્રાકૃત વ્યાકરણકારોએ નોંધેલી હકીકતનો અર્થ એટલો જ કે મૂળમાં

ચીવટથી જળવાઈ રહેલો હ્રસ્વદીર્ઘ વચ્ચેનો ભેદ શિથિલ થવા લાગ્યા હતો. આમાં છંદોમૂલક જરૂરિયાતોનો સહારો મળ્યો. चारि(री)मई, पइ(ई)हरं, वेल(ला)वणं, मुअ(आ)यंतं વગેરે હેમચંદ્રે નોંધેલાં ઉદાહરણોની ખરી ઉપપત્તિ આ છે. છંદને આધારે આવા ફેરફાર ઘણા થતા. એટલે તેમની નોંધ તો લીધા વિના ન જ ચાલે. પણ આ ફેરફાર છંદ જેવા બાહ્ય કારણ પર આધાર રાખતો હોવાથી – ક્યાંક્યાં હ્રસ્વદીર્ઘ થાય છે, તેની યાદી આપવી શક્ય ન હતી. આથી પ્રાકૃત વ્યાકરણકારો પોતાની લાક્ષણિક શિથિલતાથી કહી દે છે કે હ્રસ્વદીર્ઘની છૂટ પ્રાકૃત સમાસોમાં અતંત્રપણે લેવાય છે.

પણ ઉચ્ચારણમાંથી ભેદ ઘસાતો જતો હોવાથી હ્રસ્વદીર્ઘની બાબતમાં લખાણમાં શિથિલતા વધ્યે જ જતી હતી. અંત્યાક્ષરનું સ્વરૂપ અગત્યનું હોવા છતાં તેમાં શિથિલતા પ્રવેશ કરવા લાગી અને આમાં સાદૃશ્યનો પ્રભાવ ભળતાં હ્રસ્વ ને દીર્ઘ ઇકારાંત-ઉકારાંત અંગોનાં રૂપાખ્યાન વચ્ચેનો ભેદ લુપ્ત થયો. અકારાંત અને આકારાંત રૂપાખ્યાનોનો ભેદ હજી જળવાઈ રહ્યો હતો, કારણ અકાર પ્રકૃષ્ટપણે સ્ત્રીલિંગનો સૂચક હતો; અને અકારાંત અંગો નિયમે કરીને પુંલ્લિંગ કે નપુંસકલિંગ હતાં. પણ જ્યાં છૂટ લઈ શકાતી હોય તેવે સ્થળે (ઉ.ત. સમાસમાં, जउण-यडं વગેરે) આકાર હ્રસ્વ થતો પણ પછી અપભ્રંશના સમય સુધીમાં તો અંત્યાક્ષરને હ્રસ્વ કરવાનું વ્યાપક વલણ સ્થિર બને છે – જોકે સાથોસાથ સાહિત્યમાં આગલી ભૂમિકાના દીર્ઘસ્વરાંત રૂપો વપરાતાં રહે છે. આ દશાને હેમચંદ્ર, અપભ્રંશમાં ઘણુંખરું મૂળના કોઈ સ્વરને સ્થાને બીજો કોઈ પણ સ્વર આવે એવા અશાસ્ત્રીય વચનોથી વર્ણવી છે.

પ્રાચીન ગુજરાતી ભૂમિકામાં પણ ઇકાર-ઉકારની ઉપર વર્ણવેલી સ્થિતિ ચાલુ હતી એટલું જ નહીં, પણ લેખનમાં હ્રસ્વ અને દીર્ઘ ઇકાર-ઉકાર વચ્ચેની ગરબડ લાક્ષણિક બની ચૂકી હતી. પ્રાચીન ગુજરાતી કૃતિનું સંપાદન કરવાનો જેને થોડોક પણ અનુભવ હોય તે કહી શકશે કે પ્રાચીન ગુજરાતી પ્રતોમાં ઇકાર-ઉકાર, અનુનાસિક વગેરેની બાબતમાં પ્રવર્તતી ઉગ્ર શિથિલતા તેના કાર્યમાં કેટલી અડચણો ઊભી કરે છે. "ખાસ કરીને ઇકાર-ઉકારના હ્રસ્વદીર્ઘનો કોઈ ચોક્કસ નિયમ આપણી ભાષાના જૂના લેખકો સાચવતા નથી. જેઓ સંસ્કૃત-

પ્રાકૃતના મહાધુરંધર વિદ્વાનો હતા, અને જેમણે હજારો શ્લોકવાળા મોટામોટા ગ્રંથ, કાવ્યો, શાસ્ત્રો લખ્યાં છે, તેઓ પણ જ્યારે પોતાની માતૃભાષામાં કાંઈ રચના કરે છે કે લખે છે તો તેમાં ભાષાની વિશુદ્ધતા કે જોડણીની એકરૂપતાની કશી પણ ચોક્કસાઈ દેખાતી નથી.'' (આચાર્ય જિનવિજય મુનિ, ભરતેશ્વર બાહુબલિ રાસ, ઉપોદ્‌ઘાત.)

આપણા અર્વાચીન ઉચ્ચારણમાં ઇ-ઉ વગેરે સ્વરોની હ્રસ્વતાદીર્ઘતાનું ભાન લુપ્તપ્રાય છે એ તટસ્થતાથી જોનારને તરત જ જણાઈ આવશે. બીજા સ્વરો ને વ્યંજનોનું અન્યથી ભિન્ન સ્વતંત્ર વ્યક્તિત્વ તેમના ઉચ્ચારણમાંથી આપણો કાન અસંદિગ્ધપણે પકડી આપે છે; પણ તેવું સ્વરોની હ્રસ્વતાદીર્ઘતા બાબતમાં નથી બનતું. 'ગોળ' અને 'ગૉળ'નાં સંવૃત અને વિવૃત ઓકાર અશિક્ષિત પણ વિના પ્રયાસે વરતી શકે છે. 'કાન' ને 'ગાન'ના વ્યંજનોમાં રહેલો ભેદ કહેવા માટે વિશિષ્ટ નિયમોના જ્ઞાનની જરૂર નથી પડતી. જ્યારે આપણે ત્યાં, શ્રુતલેખન વેળા લખાવનારને દીર્ઘ સ્વર અભિપ્રેત હોય ત્યારે ભાર દઈ લંબાવીને 'મૂ-ઉ-ઉકયું' કહેવું પડે છે ત્યારે જ વિદ્યાર્થીને સ્વર દીર્ઘ હોવાનો ખ્યાલ આપી શકાય છે. આવી રીતે અથવા તો અંગ્રેજીની જેમ વિશિષ્ટ નિયમો દ્વારા જ જોડણીનો ખ્યાલ આવે એવું હોય ત્યારે જોડણી ધ્વનિબિંબી (ફોનેટિક) નહીં, પણ ઐતિહાસિક જ હોય. ઉચ્ચારણમાં વ્યાપક સ્વરૂપે હ્રસ્વદીર્ઘનું ભાન ન જળવાયું હોવાથી જ હોપકમિટીએ એ ભેદને જતો કરેલો. અને કોઈ પણ સામાન્ય માણસના – અથવા તો સામાન્ય શું કામ, જોડણીકોશના કે તેવા કોઈ ખાસ ઘડી કાઢેલા નિયમોનો અભ્યાસ કરીને તેને આધારે લખવાનો ઠીકઠીક મહાવરો જેણે પાડ્યો હોય, તેવાઓની નાની સંખ્યાને બાદ કરતાં દરેક ગુજરાતી લખનારના – લખાણમાં ઇ-ઉની હ્રસ્વતાદીર્ઘતા બાબત અનવસ્થા પ્રવર્તતી હોય છે. નાનપણથી તેણે સાંભળેલું સ્વાભાવિક ઉચ્ચારણ અને કેળવણી અને મુદ્રિત ભાષાએ આપેલો તેનો કૃત્રિમ સંસ્કાર : એ બેની અથડામણને લઈને તેના મનમાં આ બાબતે ઠીકઠીક અનિશ્ચય હોય છે. આપણામાંના કોઈકોઈને 'મૂકવું'ના 'મૂ' વગેરેમાં ઉકાર દીર્ઘ સંભળાતો હોવાનો ભ્રમ રહે છે તેના મૂળમાં પણ લિખિત ભાષાના સંસ્કાર જ છે. કેમકે 'મૂકવું'માં પહેલો ઉકાર હ્રસ્વ છે કે દીર્ઘ એમ

સવાલ પુછાતાં ઉત્તર આપવા માટે એ વ્યક્તિ 'મૂકવું' મનમાં બેત્રણ વાર ઉચ્ચારે છે – 'મૂકવું'ના ઉચ્ચારણ-સંસ્કાર પોતાની સ્મૃતિમાં જીવિત કરે છે. પણ આવા વિષયમાં ધ્વનિકીય ઘટનાઓને તપાસવાની દૃષ્ટિ કેળવાઈ ન હોય તો વાચનસંસ્કારોની છાપ પડ્યા વિના ન જ રહે, ને એટલે દીર્ઘ સાંભળવાનો ભ્રમ થાય. અને કોઈ શબ્દ કે ધ્વનિના વાસ્તવિક ઉચ્ચારણનો નિર્ણય તેને એકલોઅટૂલો ઉચ્ચારીને, બીજી ભાષાસામગ્રીથી અળગો કરીએ એ કૃત્રિમ સ્થિતિમાં નહીં, પણ સળંગ વાણીપ્રવાહમાં તેનો પ્રયોગ થાય તે સમયના ઉચ્ચારણને આધારે જ કરાય. આ રીતે સાંભળતાં ઇકાર-ઉકારના ઉચ્ચારણમાં ભેદ નહીં વરતાય. આવી બાબતોનો નિર્ણય કરવામાં શાસ્ત્રીય રીતે કેળવાયેલી ન હોય તેવી વ્યક્તિ કેમ અનધિકૃત છે એ નીચેના ટાંચણથી સ્પષ્ટ થશે :

"Terms like 'long', 'half-long', 'short', etc. express a mere relation. A sound which is long with reference to another may be short in relation to a third; what is considered as long in one language may be short in another because of difference in general tempo characteristic of each. It goes without saying that the quantity of a sound is quite distinct from its pitch, stress or acoustic colouring. *But here more than elsewhere mental illusions play on important part.* Vowels which are generally believed long are often short; others which are regarded as short often surpass in length those which are deemed long. Again and again graphic methods show that sounds supposed to be long are in reality only more stressed or higher pitched... Very often the term 'long' and 'short' refer to subjective or mental impressions rather than to physical properties." (વિલિઅમ ગ્રાફ, લેંગ્વેજ ઍંડ લેંગ્વેજીઝ, ૧૯૩૨, ૫૨-૫૩.)

પણ ગુજરાતીની બાબતમાં તો આમ ખરેખર શું ઉચ્ચારાય છે તેની

સાચીખોટી તપાસને પણ કોઈ મહત્ત્વ નથી અપાયું. આપણી ભાષાના વ્યાકરણનો સ્વતંત્રપણે નહીં, પણ ઘણુંખરું સંસ્કૃત વ્યાકરણના એક પડછાયા રૂપે જ વિચાર થયો છે. સંસ્કૃતમાં હ્રસ્વદીર્ઘના સ્પષ્ટ ભેદ, એટલે આપણા વ્યાકરણમાં પણ એ જોઈએ જ ને ? અને તેમાં ગુજરાતી વગેરેમાં આગલી ભૂમિકાનો સંયુક્ત વ્યંજન એકવડો થતાં ઘણી વાર પૂર્વસ્વર દીર્ઘ થતો હોવાનું વલણ જાણવામાં આવ્યું. આનો આધાર લઈને એમ માની લેવામાં આવ્યું કે એવો દીર્ઘ પ્રચલિત ઉચ્ચારણમાં પણ દીર્ઘ બોલાય છે. કેટલીક ભારતીય ભાષાઓ અને ભારતીય સાહિત્યનો વર્ષોથી અભ્યાસ કરી રહેલા બે પ્રતિષ્ઠિત વિદ્વાનોનો આ વિશેનો અભિપ્રાય આ પ્રમાણે છે :

૧. "As in Bengali and perhaps in Gujarati, there is in spoken Nepali no longer any distinction of quantity or quality between long i and short i, of long u and short u. i represents equally Sk. i, ī before two or more consonants and ī. So too with u... There is in consequence as in Bengali and Gujarati much hesitation in the use of the long and short forms in writing... And since there is no distinction in pronunciation I have uniformly used the short form.

The general adoption of the system of spelling advocated in this dictionary, would without any violent break with the tradition give Nepali a practical and phonetic system of spelling and would lessen the difficulties of teaching children and others to read and write." (આર. એલ. ટર્નર, નેપાલી ડિક્શનરી, ભૂમિકા).

નેપાળીને ઉદ્દેશીને કહેવાયેલાં આ વચનો ગુજરાતીને પણ બરાબર લાગુ પડે છે.

૨. "રશિઅનની જેમ અર્વાચીન ગુજરાતીએ પણ દીર્ઘ ને હ્રસ્વ સ્વરો વચ્ચેનો ભેદ જતો કર્યો છે; એટલેકે જોકે બોલાતી વાણીના પ્રવાહમાં ભારવાહક

સ્વરો દીર્ઘ ને ભારરહિત સ્વરો હ્રસ્વ ઉચ્ચારાય છે, તોપણ સ્વર સ્વતઃ માત્રાદષ્ટિએ ઉદાસીન – તટસ્થ છે. સ્વરની માત્રાને, સંસ્કૃતમાં છે તેથી ઊલટું, વ્યાકરણી વિભાગ સાથે કશી લેવાદેવા નથી. હવે, નાગરી વર્ણમાળા 'એ' ને 'ઓ' – આ બંને ગુજરાતીમાં 'હ્રસ્વ' ને 'દીર્ઘ' રૂપે નહીં, પણ 'વિવૃત' ને 'સંવૃત' રૂપે છે – નો માત્રાભેદ (એટલેકે હ્રસ્વતાદીર્ઘતા) વ્યક્ત કરતી નથી; 'અ' ને 'આ' વચ્ચે ગરબડ કે ભ્રમ થવો શક્ય જ નથી, કેમકે તેમની વચ્ચે પૂરેપૂરો સ્વરૂપભેદ (ક્વૉલિટેટિવ ડિફરંસ) છે; પણ ઇ-ઈ ને ઉ-ઊની બાબત તદ્દન જુદી છે. બીજી કોઈ પણ રીતે શિથિલતાથી વંચિત નથી રહી શક્યો એવો તેમની વચ્ચે અર્વાચીન ભાષામાં દેખાડાતો ભેદ એ એક વ્યાકરણી તૂત (ગ્રામેટિકલ ફિક્ષન) હોવા સિવાય બીજું કશું નથી. આ જાતનું તૂત ઊભું થયું હોવાનું કારણ એ કે સંસ્કૃતમાં એ બંને (હ્રસ્વ ને દીર્ઘ) વર્ણો હસ્તી ધરાવે છે; એટલે તેમને ત્યાંથી અહીં ખેંચી લાવવામાં આવ્યા છે. અને આથી ધ્વનિતંત્ર અને વર્ણમાળા બને તેટલાં સંસ્કૃત જેવાં દેખાય એ હેતુ સધાય છે." (લુડ્વિગ આલ્સ્ડૉર્ફ સંપાદિત 'કુમારપાલપ્રતિબોધ', પૃ.૨૧૦; અહીં મૂળ શબ્દોનું ગુજરાતી કર્યું છે).

પોતાના પ્રસ્તુત સંપાદનમાં પરિશિષ્ટમાં ત્રણ ગુજરાતી રાસાપ્રબંધોના નમૂના આપતાં ગુજરાતી હસ્તપ્રતોની વિશિષ્ટતાઓ અંગે આલ્સ્ડૉર્ફ કહે છે : 'પ્રસ્તુત હાથપ્રતના લહિયાઓ ઇ ને ઈ તથા ઉ ને ઊ વચ્ચે એટલી અરાજકતાભરી ને ભેદભાન વિનાની ગરબડ કરે છે કે ઇ, ઉ સાથે હ્રસ્વતા ને ઈ, ઊ સાથે દીર્ઘતા સંકળાયેલી હોવાનો તેમના મનમાં ખ્યાલ હોય એ પ્રમાણસાધ્ય જ નથી."

'મૂકવું', 'તૂટવું' એવી જોડણી શબ્દના મૂળની દષ્ટિએ સૂચક છે એ ખરું. આવા શબ્દોમાં દીર્ઘ ઊ મૂળનાં मुक्क-, तुट्ट- વગેરે અંગોમાંથી સંયુક્ત વ્યંજનના ઋજુભાવ સાથે પૂર્વસ્વર દીર્ઘ થયાનો દ્યોતક છે. પણ એવા ઐતિહાસિક કારણે તેને અર્વાચીન ઉચ્ચારણમાંથી નષ્ટ થયો હોય તોપણ લેખનમાં વ્યક્ત ન કરી શકાય. કેમકે એ આપણી લિપિની પરંપરાની વિરુદ્ધ છે. મૂળના अल्प-, आत्मन्- ને अर्प्- એ ત્રણેનું માધ્યમિક ભારતીય-આર્ય ઉચ્ચારણ अप्प- થયું, ત્યારે લખાણમાં પણ ત્રણે માટે કશા ભેદ વિના अप्प જ વપરાતું. તે વેળા કોઈને

ચિંતા ન થઈ કે આ એક અપ્પ-, અલ્પ-ને સ્થાને હશે, આત્મન્-ને સ્થાને હશે કે અર્પ્-ને સ્થાને હશે. વ્યુત્પત્તિ એકાદ ધ્વનિવીગત ઉપર નિર્ભર નથી હોતી. એ રીતે આપણે ત્યાં સ્થૂળમાને ધ્વનિસંવાદી કે ઉચ્ચારાનુસારી જોડણીની જ પરંપરા છે. ને તેથી 'મૂકવું', 'તૂટવું' જેવી જોડણી માટે કશો આધાર નથી.[1]

આ ચર્ચા પરથી ફલિત થતો નિર્ણય સર્વમાન્ય થાય તો ગુજરાતી લખનારી જનતા પરથી એક જબ્બર નિષ્કારણ બોજો દૂર થાય; અને સત્યસ્વીકારના સુવર્ણ સાથે સરળતાની સુગંધ ભળે. પણ આ વિશેની વિદ્વાનોની સ્પષ્ટ વિચારણા અને માર્ગદર્શનને અભાવે, અને ગમે તેમ કરી એકવાક્યતા સાધવાના આગ્રહથી વિદ્યાપીઠના જોડણીકોશની જોડણી હવે તો સર્વમાન્ય જેવી બની ગઈ છે. તે પૂરેપૂરી દૃઢમૂળ થતાં, જેમ અંગ્રેજી અને ફ્રેંચ જોડણીની ભયંકર અરાજકતા દૂર કરવાના પ્રયત્નોનું પરિણામ શૂન્યવત્ આવ્યું છે, તેમ આપણે ત્યાં પણ તેનું પુનરાવર્તન જ થશે એમ લાગે છે.

[વાગ્વ્યાપાર, ૧૯૫૪માંથી સ્વલ્પ સંક્ષેપ સાથે]



## જોડણીકોશ વિશે

### ભૃગુરાય અંજારિયા

• જોડણીનિયમો પોતે જ તેમાં રહેલા આશયો વધારે સારી રીતે પાર પડે એ પ્રકારના સુધારા-વધારાને હજી પણ પાત્ર છે.

• આપણે ક્યારે, કયું તત્ત્વ કયા શબ્દને લાગુ પડે છે તે જાણી શકતા નથી. આમ થાય ત્યારે નિયમ રચ્યાનો અર્થ ન રહે.

---

૧. ધ્વનિસંવાદી જોડણી પાછળ આવું પીઠબળ હોવાથી, ગુજરાતી વર્ણમાળામાં અનુસ્વાર અને અનુનાસિક માટે તથા સંવૃત-વિવૃત એ, ઓ માટે વિશિષ્ટ સંકેતો યોજવાથી, અને જરૂર પડે ત્યાં વિકલ્પનો આશરો લેવાથી, આપણા ઉચ્ચારણ અને લેખન વચ્ચે રહેલી કેટલીક મુખ્યમુખ્ય વિસંગતિઓ ટાળી શકાય.

• ન સમજાય એવી એક પણ પદ્ધતિથી નિયમ તૂટ્યા કરે પછી નિયમ આપ્યાનો ખાસ અર્થ રહેતો નથી.

• નિયમના સાંકડા દ્વાર ઉપર મનાઈ હુકમ ફરમાવીને જે શબ્દો કોતરેલા છે તેને પ્રવેશ ન મળે, પણ એ જ રીતે નિયમને વશ થાય એવા સંખ્યાબંધ શબ્દો બાજુના જ જંગી દરવાજામાં થઈ રોકટોક વિના પ્રવેશે છે. આવે વખતે નિયમો આદિવાસીઓના 'ટબૂ' (નિષેધો) જેવા અર્થહીન અતાર્કિક બની જાય છે.

• નિયમો આત્મસાત્ ન થયા હોવાથી કેટલાકનાં ઇંગિતો જોડણીમાં ઊતર્યાં નહીં. અથવા ખોટી રીતે ઊતર્યાં. આવી નિયમવિરુદ્ધ જોડણીમાંની કેટલીકનો સુધારો આવૃત્તિઓ સુધી ચાલ્યો છે, તો કેટલીક સુધર્યા વિનાની રહી ગઈ છે. કેટલીક જોડણી પહેલી આવૃત્તિમાં આપેલા લાંબા શુદ્ધિપત્રકમાં ખોટી ગણાઈને સુધારાઈ છે અને આ 'સુધારા' વળી પછીની આવૃત્તિમાં રદ કરવા પડ્યા છે.

• કોશને કોઈ એક જરા પણ સમજદાર વ્યક્તિ એકવાક્યતાની અને નિયમ લાગુ પડવાની દૃષ્ટિએ ચીવટથી જોઈ ગઈ નથી.

• સાચી જોડણી લખવા-શીખવા-શીખવવા માગનાર માટે કોશ નથી કાનની દોરવણી રહેવા દેતો, નથી તર્કની દોરવણી રહેવા દેતો, કે નથી પોતાના નિયમની દોરવણી રહેવા દેતો ! જોડણીનો પ્રશ્ન આમ વિના કારણે કઠિન રહ્યો છે.

['જોડણીકોશ વિશે'ના પૂંઠા પરની તારવણીમાંથી]



## એ વચન ઝનૂની ને બાલિશ છે

### સ્વામી આનંદ

હવે પછી મનમાની જોડણી કરવાનો કોઈને અધિકાર નથી એવી મતલબનું જે વચન વિદ્યાપીઠવાળાઓએ એમના જોડણીકોશના મુખપૃષ્ઠ પર

ટાંક્યું છે તે બહુ વાંધાભર્યું છે. ઈશુ કે મહમદ પછી સત્યના આવિષ્કારને અને દુનિયાના તારણહારોની પરંપરાને ટર્મિનસ આવી ગયું, અગર તો મરવા અગાઉ ખ્રિસ્તી કે મુસ્લિમ ધર્મને અપનાવ્યા વગર ગાંધીનોય મોક્ષ નથી એમ માનનારા ખ્રિસ્તી કે મુસ્લિમ ધર્માન્ધોની સ્લોગનોના જેટલું જ એ ઝનૂની અને બાલિશ છે. આવું વચન ગાંધીજી કદી બોલે-લખે નહીં. અને કદાચ કશા ખાસ સંદર્ભમાં એમણે કદી એવું કહ્યું-લખ્યું હોય તોપણ તેને ટાંકનારાઓએ તેનો જેવો અર્થ અભિપ્રેત ગણ્યો છે તેવા અર્થમાં એમણે તે કહ્યું હોય એ તો તદ્દન અસંભવિત જેવી વાત છે. ગાંધીજીના આખા જીવન અને વહેવારથી એ વિરુદ્ધનું છે. ગાંધીજી હાડોહાડ ડેમૉક્રેટ હતા એ કોણ નથી જાણતું ?

ટૂંકમાં, મારું ચાલે તો ગુજરાતી જોડણીમાંથી હું બધા વિકલ્પો કાઢી નાખું, જોડણી બનતા લગી ઉચ્ચાર પ્રમાણે રાખું, ભાષાસમૃદ્ધિના બારે દરવાજા મોકળાં રાખું અને જોડણી-વ્યાકરણના વખતોવખતના નવસંસ્કરણને સારુ પૂરો અવકાશ રાખું. વળી મારું ચાલે તો સૂરદાસ-તુલસીદાસે કર્યું તેમ સંસ્કૃત તત્સમનો ચીલો છોડી ૯૦ ટકા જોડાક્ષરોને કાઢી નાખી લખવા, છાપવા, વાંચવા, ઉચ્ચારવાનું બુધઅબુધ સૌને માટે સાવ સહેલું કરી મૂકું. હ્રસ્વદીર્ઘ, માત્રા-અનુસ્વારના બાલની ખાલ ઉતારવાના ગોરખધંધા મેલી નરવા પ્રેમ, ભેરુભાવ તથા કદરદાનીના ઍપ્રોચપૂર્વક ભાષાને ખેડવાનું મહત્ત્વ આપણે સમજીશું તે દિવસે 'શું સાં પેસા ચાર'વાળી ભાષાનો કાયાકલ્પ થશે.

['ચરિત્રનો દેશ'માંથી]



## બાળકો અને મૂંગાં કરોડો માટે

### કાકા કાલેલકર

હવે લિપિ સાર્વત્રિક કરવાનો વારો આવ્યો છે. આપણી લિપિમાં જે આંતરિક દોષો છે તે દૂર કરીને લિપિને વધુ શાસ્ત્રીય અને વધારે સુલભ બનાવીએ તો લિપિપ્રચારમાં મોટી મદદ થશે.

આ લિપિસુધારાના કામમાં સૌથી મોટી મુશ્કેલી એ છે કે જેમને તેનાથી વધારે ને વધારે ફાયદો થવાનો છે એવા તો ભવિષ્યના લોકો જ, એટલે આપણાં બાળબચ્ચાં છે – અને તે તો આજે પોતાનો મત આપી શકવાના નથી. તેમજ આ લિપિના સુધારથી જે કરોડો લોકોને લાભ પહોંચવાનો છે તેઓ પણ નથી આ વસ્તુનો વિચાર કરી શકતા કે નથી પોતાનો મત સુધ્ધાં આપી શકતા.

લિપિમાં પરિવર્તન કરવાનો જેમને અધિકાર છે તેઓ 'પરિવર્તન' શબ્દ સાંભળતાંવેંત જ ઘબરાઈ જાય છે. પોતાનાં ભાઈબહેનો અને બાળબચ્ચાંઓને આમાં લાભ જ છે તે આ લોકો જોઈ શકતા નથી.

આપણા દેશના કરોડો નિરક્ષર લોકોની સગવડ માટે જે કંઈ ઉપાય કરી શકાય અને તેમને અક્ષરજ્ઞાન આપવાની પદ્ધતિમાં જેટલી સરળતા આણી શકાય તેટલી આપણે આણવી જ જોઈએ. નિરક્ષર અને લગભગ મૂક જેવી જનતાની સગવડ તરફ દુર્લક્ષ કરવું એ રાષ્ટ્રદ્રોહનું પાપ કરવા બરાબર છે.

[મહેન્દ્ર મેઘાણીએ કરેલા સંકલનમાંથી]



# ચાવીઓ સરળ હોવી જોઈએ

## કિશોરલાલ મશરૂવાળા

ભાષાશુદ્ધિ એ કોઈ સ્વતંત્ર સાધ્ય નથી. ભાષા પોતે જ જીવનનું સાધ્ય નથી પણ સાધન છે, તો એની શુદ્ધિ વિશે તો શું કહેવું ?

ભાષા કરતાંયે લિપિ વધારે બાહ્ય વસ્તુ છે. ભાષાને લખાણમાં પ્રગટ કરવાનું એ સાધન છે. એને લખનારના ધર્મ, પ્રાંત, રાષ્ટ્ર વગેરે સાથે સંબંધ નથી. ટેવ સાથે સંબંધ છે ખરો. એને વિશે એવું મમત્વ હોવાની જરૂર નથી કે એમાં ફેરફાર કરવામાં વટલાઈ જતા હોઈએ. ભાષા અને લિપિ પૈકી એકને જતી કરવાનો પ્રસંગ આવે તો લિપિનો ત્યાગ કરવો ઘટે.

ભાષા, લિપિ અને વેશ એકસરખાં રાખવા માગો તોયે તદ્દન એકસરખાં રહી શકતાં નથી. એમાં ફેરફાર પડી જાય છે. આ મારી બાપીકી ભાષા, લિપિ

કે વેશ એ મિથ્યાભિમાન જ છે. ક્યારેક બીજી જ ભાષા બોલનારા, લિપિ લખનારા અને વેશ રાખનારા એના પૂર્વજો હતા જ. કોઈ માણસ પોતાની બાપીકી એક પણ રીતને સંપૂર્ણપણે વળગી રહી શકતો નથી. સારું છે માટે ન છોડવાનો આગ્રહ ઠીક છે, પણ બાપીકું છે માટે સારું ન હોય તોયે વળગી રહેવાનો આગ્રહ ક્રાંતિની વાતોની સાથે સુસંગત નથી.

કળણમાં પડેલી ભેંસને કાઢવા કરતાં જૂના ચીલામાં પડેલી ટેવો અને મમતાઓને કાઢવી વધારે કઠણ છે. ભાષાઓ અને લિપિઓ આપણા વહેવારની સગવડ માટે છે. આપણા પર ભૂત બનીને સવાર થાય એ સારું નથી. જરૂર પડ્યે આપણે એમને બદલીયે શકીએ.

આજે બહોળે હાથે અને ઝપાટાબંધ અક્ષરજ્ઞાન ફેલાવવાની આવશ્યકતા ઊભી થયેલી છે. જેમ રસ્તા ઉપર સાર્વજનિક વપરાશ માટે ઊભા કરેલા નળની ચકલી એવી ન હોવી જોઈએ કે તેને ઉઘાડવા માટે ખૂબ બળ કે કુનેહ કે ખાસ તાલીમ લેવી આવશ્યક થાય, તેમ પુસ્તકોને ઉઘાડવાની ચાવીઓ પણ જેમ બને તેમ સર્વને સુલભ થઈ શકે, વાપરવાની રીત ઝપાટાબંધ આવડી જાય એવી હોવી જરૂરી છે.

[મહેન્દ્ર મેઘાણીએ કરેલા સંકલનમાંથી]



'રણુની રાણી' સમી વિસનગરની એમ. એન. કૉલેજમાં અધ્યાપન-કાર્ય કરી ગયેલા સાહિત્યપૂજક પ્રાધ્યાપકો : પ્રા. હસિત બૂચ, પ્રા. જિતેન્દ્ર અ. દવે અને ડૉ. મહેન્દ્ર અ. દવે અને ચોથા વિદ્યાપુરુષ તે મોડાસાની આર્ટ્સ-સાયંસ કૉલેજના ભૂતપૂર્વ આચાર્ય ડૉ. ધીરુભાઈ ઠાકર. આ ચાર સરસ્વતી-ઉપાસકોએ અનેકને સાહિત્ય-પ્રવૃત્તિઓમાં અખૂટ રસ લેતા કર્યા છે, અને આજે તો એ ચાર વિદ્યાગુરુઓનો સાહિત્યપરિવાર એક વિશાળ વટવૃક્ષસમો લહેરાય છે, જેમાંથી વિવિધ સાહિત્યપ્રવૃત્તિઓ રૂપી અનેક નવી નવી વડવાઈઓ ફૂટી રહી છે અને આનર્તપ્રદેશની અસ્મિતાને પરિપુષ્ટ કરતી રહી છે.

રૂપ નહિ પણ ગોષ્ઠિના આદર્શસૂત્રને પ્રત્યક્ષ પ્રવૃત્તિઓમાં ચરિતાર્થ કરતી 'કાવ્યગોષ્ઠિ'ની સ્થાપના થઈ ૧૯૭૪માં. કવિ શ્રી સુંદરમ્‌ના આશીર્વાદ અને સરસપુર આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજના સહયોગથી શરૂ થયેલી આ હોદ્દેદારો વગરની સ્વયંસંચાલિત સાહિત્યિક સંસ્થાએ સાહિત્ય અને કળાના ક્ષેત્રમાં આગવી પ્રતિભા ઉપસાવી છે. ગુજરાતભરમાં કાવ્યગોષ્ઠિની સહયોગી સંસ્થાઓની સંખ્યા ૪૭ છે. સાહિત્યક્ષેત્રે અધ્યયનની પ્રવૃત્તિ અને જાગૃતિ માટે કાવ્યગોષ્ઠિએ ટૂંક સમયમાં જ અનેક નક્કર અને ભવ્ય કાર્યક્રમોનું સુંદર આયોજન-સંચાલન કર્યું છે. તેનાં દૃષ્ટિવાન આયોજનોને લીધે સમગ્ર ગુજરાતમાં કાવ્યગોષ્ઠિએ રસિકજનોનું ધ્યાન આકર્ષિત કર્યું છે. શુદ્ધ સાહિત્યોપાસના-ચર્ચા-વ્યાખ્યાનો-સંગોષ્ઠિઓ—ગુજરાતી, ભારતીય અને વિશ્વ-સાહિત્યના કર્તા અને કૃતિઓના અનેરા આસ્વાદના કાર્યક્રમોને લીધે તથા દર વર્ષે યોજાતા સાહિત્યસત્ર અને કાવ્યસત્રોને લીધે કાવ્યગોષ્ઠિ માત્ર ગોષ્ઠિ નહિ પણ નક્કર સારસ્વતકાર્યો ભણી અગ્રેસર રહી છે.

**સાહિત્યસત્ર-કાવ્યસત્ર :** અત્યાર સુધી ૩ સાહિત્યસત્રો અને ૩ કાવ્યસત્રો યોજાયાં છે. પ્રથમ સાહિત્યસત્ર અમદાવાદમાં યોજાયું, જેમાં ગોષ્ઠિના કવિમિત્રોનો પ્રથમ કાવ્યસંગ્રહ 'અપલક' ( સં. 'મધુકર'-મફત ઓઝા ) પ્રકાશિત કરવામાં આવ્યો. દ્વિતીય સાહિત્યસત્ર થોડાસર મુકામે યોજાયું, જેમાં કવિતા, નવલકથા અને લોકસાહિત્ય પર ચર્ચાઓ થઈ. સર્વ શ્રી બીપિન ઝવેરી, પ્રિયકાંત

રમેશ શિમ્પી 'મધુકર'

---

## કાવ્યગોષ્ઠિ : પ્રવૃત્ત સાહિત્ય-સંસ્થા

---

મણિયાર, નલિન રાવળ, લાલભાઈ પટેલ અને મનસુખ ભટ્ટે પ્રવચનો આપ્યાં હતાં.

તૃતીય સાહિત્યસત્ર સોજા મુકામે યોજાયું, જેમાં દયારામ અને પ્રિયકાંત પર ચર્ચા થઈ, જેમાં સર્વશ્રી રમણલાલ જોશી, રાધેશ્યામ શર્મા, પિનાકિન દવે, ભોળાભાઈ પટેલ, ઇન્દુકુમાર ત્રિવેદી, ધીરુ પરીખ, સોમાભાઈ પટેલ, કે. કા. શાસ્ત્રી, ઊર્મિલાબહેન પટેલ તથા પી. સી. પરીખે ભાગ લીધો હતો.

**કાવ્યસત્ર :** પ્રથમ કાવ્યસત્ર સાવરકુંડલા ખાતે યોજાયું હતું, જેમાં બાળસાહિત્ય અને લોકસાહિત્ય વિષય પર સર્વશ્રી તખ્તસિંહ પરમાર, વ્રજલાલ દવે, જયંત શુક્લ, હિંમત ખાટસુરિયાએ પોતાના વિચારો રજૂ કર્યા હતા.

દ્વિતીય કાવ્યસત્ર વિસનગર ખાતે યોજાયું હતું, જેમાં ગુજરાતી નાટક, રંગભૂમિ અને ઉ. શુ.ના સાહિત્યકારો વિશે સર્વશ્રી પુષ્કર ચંદરવાકર, જિતેન્દ્ર દવે, સુસ્મિતા મ્હેડ, જેઠાલાલ ત્રિવેદી, દિનકર ભોજક વગેરેએ ભાગ લીધો હતો.

તૃતીય કાવ્યસત્ર આદિપુર-કચ્છ ખાતે તોલાણી કૉલેજના સૌજન્યથી યોજવામાં આવ્યું હતું. વિશ્વ-કવિતાને આવરી લેતા સેમિનારમાં શ્રી વ્રજલાલ દવેએ કવિતા, શ્રી સુધીર દેસાઈએ રશિયન કવિતા, શ્રી પ્રભાશંકર ફડકેએ કચ્છી કવિતા, શ્રી જગદીશ દવેએ મરાઠી કવિતા, શ્રી રમેશ ત્રિપાઠીએ હિન્દી કવિતા, શ્રી હરીશ વસવાણીએ સિંધી કવિતા તથા ગુજરાતી ગઝલમાં પ્રયોગશીલતા પર ડૉ. ધીરેન્દ્ર મહેતા, કચ્છી કવિઓ પર પ્રા. કનુભાઈ ગોરે પોતાના વિચારો રજૂ કર્યા હતા. જાણીતા વિદ્વાન પ્રિ. ઉપેન્દ્ર પંડ્યા અધ્યક્ષ-સ્થાને હતા.

દરેક સત્ર બેથી ત્રણ દિવસનું હોઈ તેમાં આવનારે સ્વખર્ચે આવવાનું હોય છે. ભોજન અને નિવાસની નિઃશુલ્ક વ્યવસ્થા

નિમંત્રક–આયોજક સંસ્થાઓ આત્મીયતાથી કરતી હોય છે. ચર્ચા–પ્રવચનો અને કવિ-સંમેલનો તથા સ્થાનિક સર્વ જનતાને ધ્યાનમાં રાખીને લોકસાહિત્ય તથા મનોરંજન કાર્યક્રમો યોજાતા હોય છે. બાળકો માટે દરેક સત્રમાં શ્રી હરીશ નાયકનું વાર્તાકથન હોય છે.

**પ્રકાશનપ્રવૃત્તિ** : અત્યાર સુધી કાવ્યગોષ્ટિના સમગ્ર ગુજરાતના કવિમિત્રોના કવિતાઓના ત્રણ સંગ્રહો પ્રકાશિત થયા છે : ‘ અપલક ’, ‘ લોહીનો લય ’, અને ‘ સવારના સૂરજને પૂછો.’

**સાહિત્ય–આસ્વાદ–પ્રવચનો** : વિશિષ્ટ ભારતીય અને વિશ્વ-કવિઓ અને કૃતિઓ પર દર બીજા અને ચોથા રવિવારે ૫–૩૦ વાગે સરસપુર કૉલેજમાં યોજાતી વ્યાખ્યાનમાળાઓમાં વિશ્વકવિતા પર અત્યાર સુધી પાબ્લો નેરૂદા, ડબ્લ્યુ. બી. યીટ્સ, રશિઅન પોએટ્રી, અમેરિકન પોએટ્રી પર પ્રા. વ્રજલાલ દવે, પ્રા. મફત ઓઝા, હસરત સયાનીએ વ્યાખ્યાનમાળાઓ આપી હતી. પ્રા. શ્રીકાંત માહુલીકરે પંચરાત્ર તથા શ્રી રમેશ શિમ્પીએ ‘ નવી મરાઠી કવિતા ’ પર પ્રવચનો આપ્યાં હતાં. સર્વ શ્રી જોરાવરસિંહ જાદવ, દુલેરાય કારાણી, મીઠાલાલ પરસાણા વગેરેએ લોકસાહિત્ય પર પ્રવચનો આપ્યાં છે. ગુંજન (મહેસાણા), બઝમેશાગીલ (કલોલ), વટવા શાયર ગ્રુપ, કવિમિલન (વડોદરા), સંબંધ (ભાવનગર), કવિસભા (ગાંધીનગર)ના કવિમિત્રોના કવિતા–વાચનના કાર્યક્રમો થયા છે. શ્રી મનહર દિલદાર રચિત ગઝલમાં સત્યનારાયણની કથાનો અભિનવ કાર્યક્રમ યોજાયો હતો. અત્યાર સુધી દસેક કવિતા–સંગ્રહોનાં પ્રકાશનો, વિદ્વાન વિવેચકોના આસ્વાદો સાથે રજૂ થયા હતા—

શકુનના : સતીશ ડણાક | છાલક : રતિલાલ સથવારા
તરસ : જયંત શુક્લ | એકાંતોની સોડમાં : વ્રજલાલ દવે
વિદિશા : રમેશ પંડ્યા ‘આરસ’ | શ્વાસ ભીતરથી ફોરે : મફત ઓઝા
સંભાવના : દાઉદ જરગેલા ‘કંટક’ | લીલપ લાગણીની : જોઈતારામ પટેલ

ભાષાવ્યવસ્થાસુધારણા વિષયક આધુનિક સાહિત્ય

જોડણીવિચાર, રામજીભાઈ પટેલ

ગુજરાતી સાહિત્ય પરિષદ ગ્રંથાલય

અમદાવાદ-૯

"પેલી ભઠ્ઠીની વાત. બધે ઠેકાણે ખબર કાઢી. એક જગાએ વેચનારે બનાવટ કરવાનું ધાર્યું. લાલીને બદલે વાલી પધરાવવાની વાત હતી." એ બોલતા હતા ત્યાં બાપુની આંખમાં કાંક બીજો ભાવ જોતાં અટકયા. લાનીં આવીને શાર્ઝી પાછળ ઊભો હતો. હાથમાં સળગાવ્યા વિનાની સિગાર.

"દીવાસળી છે?"

શાર્ઝી લાનીં સામું નજર નાખીને બોલ્યા: "તમારી વાતની વચ્ચે આવ્યો, માફ કરજો."

"પણ આ ભઠ્ઠીનું શું છે?"

ફરીથી શાર્ઝીએ લાનીં સામું જોયું. ચહેરો જુગારી જ રાખી શકે એટલો સ્વસ્થ હતો. "માફ કરજો પણ હું આપને–"

"આ છે કૉન્સ્ટેબલ લાનીં. અમારા કુટુમ્બના ખેરખ્વાહ છે. અને લાનીં, આ મિ. શાર્ઝી, અમારા ભાડવાત."

બન્નેએ હાથ મિલાવ્યા. હાથ મિલાવ્યા એમ નહીં કહી શકાય. પણ આંગળીથી આંગળી અડકાડી. અને શાર્ઝીએ રેશમી રૂમાલ કાઢીને આંગળી લૂછી નાખી.

"મને લાગે છે કે હું આપને ઓળખું છું," લાનીં સિગારેટ સળગાવતાં બોલ્યો.

"હાજી. આપણે હમણાં જ મળ્યા."

"નાજી, આ પહેલાં મળેલા."

"મને ખાસ ખ્યાલ નહીં. મોટે ભાગે તો હું સફરમાં હોઉં." રૂમાલ બરાબર ઘડીબંધ વાળીને ખીસામાં મૂકતાં કે,' "આવજો ત્યારે. શુભરાત. અને મીઠાં સ્વપ્નાં!"

"જુવોને–"

"મારે ઉતાવળ કરવી જોઈએ. હમણાં હું જૂનો કરાર (ઓલ્ડ ટેસ્ટામેન્ટ) વાંચું છું અને અધવચ્ચે આવ્યો છું."

"પણ આ ભઠ્ઠીનું શું કહ્યું આપે? કોને જોઈએ છે ભઠ્ઠી? કોઈ કશું કરવાનું હોય તો મારે જાણવું જોઈએ."

"મેં ક્યાં કહ્યું છે? હું તો પદ્દીની વાત કરતો હતો! શુભરાત." કહી એ જતા રહ્યા. આજે તો એ ચાનું પાણી કરવા પણ ન રોકાયા. પહેલી જ વાર આમ બન્યું.

એટલે આચરકૂચર જે પડ્યું'તું તે આપ્યું. એણે ખાઇ લીધું. અને કપડાં બદલીને અમે અહીં આવ્યાં. મેરી, લગન એટલે આપ–લે, બન્ને. એકલું આપવાનું નહીં અને એકલું લેવાનું નહીં. આપ આપ ખોટું, લે લે ખોટું, સરખી રીતે રહેવું જોઈએ."

"મારો જ્યોર્જ પણ આમ જ કરે. ઈશ્વર એને શાંતિ આપો!" અને મિસિસ ફ્રાર્સીએ એમના સદ્ગત પતિની વાત કહી.

અને થોડીકાકી બાકી કેમ રહે? કે', "બસ આ મેટને અવલ નંબરનાં ઈંડાં જોઈએ. એનો ભાવ મોંઘો તે આપણને પાલવે નહીં. પણ દુકાનદારને સમજાવી રાખેલું તે બીજા મારકાંનાં ઈંડાં, પહેલા મારકાના ખોખામાં આપે. અને ભાઈસાહેબ હોંશે હોંશે, પહેલા મારકાનાં ઈંડાં ખાઉં છું એમ કરીને ખાય."

"અને એક બીજી વાત પણ છે ભાયડાઓની," અનુભવી મીનમામીએ વિશેષમાં ઉમેર્યું. "એમની મરજી હોય ત્યાં લગી ગમે તેટલા રગડો. એ કાંઈ નહીં બોલે. તમારો રગડવાનો હક્ક છે એમ માનીને ચૂપ રહેશે. પણ જ્યાં જરીક ચડ્યો ત્યાં? બસ તમારો કશો જ હક્ક નથી એમ કે'વાનો! એટલે ભલી થઈને માઈકને કરવું હોય એ કરવા દે."

આ શિખામણને લીધે કે બીજાં કારણસર. પણ માએ બાપુને એ ધારતા હતા તે કરવા દીધું. રસોડું એ કામચલાઉ ડીસ્ટીલરી બની. લાર્ની હવે લગભગ નિયમિત રીતે સાંજે આવતો અને દારૂ ગાળવાના કામમાં મદદ કરતો. એ આવે એ માને ગમતું. ગમે તેમ તોય એની હાજરીમાં જે કામ થાય તે પ્રતિષ્ઠાવંતું અને કાયદેસરનું એવો એને ખ્યાલ હતો.

"આ તમે ભેગા થઈને બધું ઉકાળો છો ત્યારે એ ગણવેશ પહેરીને આવતા હોય તો?" માએ બાપુને કહ્યું.

"પણ તો આપણે પોલીસ કમિશનરને જ આવવા અને સહાય કરવાનું આમંત્રણ આપીએ તો?"

શાહજાદા શાર્કી આમ આ સાહસથી અળગા રહ્યા હતા. હવે તો એ રસોડામાં ચા મૂકવા પણ આવતા ન હતા. એકવાર બાપુ એમને ભેટી ગયા. પૂછ્યું હમણાં ઓછું આવતા હતા એ વિષે.

"કામમાં છું. બધું ગોઠવાયું નથી. જવાનું થાય તો જલદી પણ થાય. નહીંતર વિલંબમાં પડે. અને મારા વિના પણ તમારું ચાલે છે. તમને પેલી નોંધ આપી છે એ મુજબ કરવાનું. કાંઈ પૂછવું હોય તો જરૂર પૂછજો મિ. લોક્લીન, પણ મને આ આટલું પાણી ને આટલું આ એમાં રસ નથી."

"એ તો ઠીક પણ તમે આવતા જ નથી એ—"

"જુવો, તમારું રસોડું ચોક્કસ મોટું. પણ એમાં પોલીસ અને હું એ બે ન સમાઈએ."

"લાર્નીની વાત કરો છો? એ તો ભટ્ટી લાવ્યો. ક્યાંથી લાવ્યો એ તો હું તમને નહીં કહી શકું. પણ તમે લાર્ની વિષે મનમાં કશી ફિકર ન રાખતા."

"બનવા જોગ છે કે લાર્ની પોલીસોમાં રતન હોય. પણ એ તો સડેલાં સો મણ ફળમાં એક સારું નંગ. પોલીસથી ભાઈબંધી ન કરવી, મિ. લોક્લીન. નેવું ટકા જીવ તમારી સાથે પણ દસ ટકા પોલીસખાતાનો. આવજો. શુભરાત."

આ ઘડી લગીમાં લોક્લીનના રસોડામાં શું થવાનું છે એ વાતના વાવડ પડોશમાં અને બીજે એટલા ફેલાઈ ગયેલા કે રોજેરોજ લોક આવે. કાંક સલાહસૂચન કરે. કાંક મદદ કરતા જાય. મેટકાફ તરફથી પીચની પેટીઓ અને ચાર પીપ દારૂને દ્રવણ પહેલાં આથો ચઢવા દેવા માટે મળેલાં. રસોડામાં હતાં એ બધાં તપેલાં-તપેલીનો ઉપયોગ કરવામાં આવેલો. હવે પછીના પ્રયોગ—આથો ચઢીને ફેણાય એ-માટે બધો મસાલો તૈયાર કરવામાં આવેલો.

અને હવે રસોડાને બદલે ભોંયરાને પ્રયોગભૂમિ બનાવવામાં આવેલું. હકીકતમાં પહેલો માળ એટલે જ ભોંયતળિયું હતું પણ બાંધનારાએ નાનકડું ભોંયરું બનાવેલું. ત્યાં ચૂલા અને એવું બધું બનાવેલું અને પીપ પીપડાં એવું બધું મૂકેલું. છત ઘણી નીચી તે નાનું બાળક જ ઊભે ઊભું જઈ શકે.

અહીં પીપડાં મૂક્યાં. લૂગડાની નળીથી પાણી લઈ જઈને ભીનાં રાખેલાં. આ પીપડામાં પીચનો દગડો ભરવાનો હતો એ રાત હવે આવી પહોંચી.

ફક્કડ કપડાં પહેરીને બાંયમાં હીરાનાં બટન લગાડીને શાહજાદા શાર્કી આવ્યા. હાથમાં ચામડાની બ્રીફકેસ. પોતે રસોડામાં ન આવ્યા પણ બાપુને ઓરડામાં બોલાવ્યા. કે': "ભારે અગત્યનું કામ આવી પહોંચ્યું છે તે જવું પડે છે. કદાચ અઠવાડિયું થશે. મારો કમરો ખાલી રાખશો."

"એની ચિંતા ન કરતા," બાપુએ કહ્યું.

"અને રગડામાં આથો ચઢાવ્યા પછી જ પીપડાં બંધ કરજો."

"જરૂર."

"તો બધી ભલી દુવાઓ. મારે માટે ચાખવા રાખી મૂકજો."

પછી તો ભોંયરામાં જવા માટે સરઘસ નીકળ્યું. બધાના હાથમાં રગડાનું તપેલું. બાપુના હાથમાં આથા માટેનાં પડીકાં. લાકડાનાં પગથિયાં ઊતરીને એક એક કરીને આગળ વધ્યા. એમનાં પગલાંનો થબ! થબ! થબ! કરતો અવાજ આવ્યો. અને સાથે જ કષ્ટાવાનો અવાજ નીચેથી આવવા લાગ્યો. સરઘસની પ્રમુખ વ્યક્તિઓ જ ભૂલી ગઈ હતી કે છત નીચી હતી. એ તો સીધા જતા હતા તે માથું છતે ભટકાય. ઈશ્વરનું નામ દીધે શું વળે? પછી તો બેવડ વળીને જાય તે અસંસ્કારી લોકની કશી જડ માન્યતા મુજબ બાધાઆખડી ઉતારતા હોય એવું લાગે: અંધારામાં અટવાવાનું, પછી અથડાવાનું, કષ્ટાવાનું, ટટાર થવાનું, ઉપરની નળી સાથે માથું ટીચાવાનું, ફરી કષ્ટાવાનું, બેવડ વળીને આગળ વધવાનું અને પીપડામાં, રગડો ઠાલવવાની ક્રિયા જાણે ધાર્મિક વિધિ જેમ થતી.

બધો રગડો આવી ગયો. આથો ઉમેરાયો. પીપડાં બંધ થયાં. બાકીનું તો કુદરતે કરવાનું હતું. પીપડાંને ભઠ્ઠીથી દૂર મૂક્યાં. પછી આ અવૈતનિક દારૂ ગાળનારા પાછા પહેલે માળ જઈ પહોંચ્યા. કેડે ચસક આવેલી તે તસુતસુ કરીને ટટાર થયા. ઘરડા હતા એમને તો ટટાર થતાં ખાસ્સો પા કલાક થયો.

એ રાત વીતી અને પછી હોનારત થઈ. પૂછો છો ક્યારે? અરે ભાઈ, દુનિયાની બધી હોનારતો બને છે એ વખતે. રાતના અઢી અને સાડાચારની વચ્ચે. જે વખતે માણસનું હૃદય ધબકવાનું ભૂલી જાય છે અને સ્વપ્નાંની ચમકદાર સૃષ્ટિ સાકાર બને છે તે વખતે.

ભમ્મ! ઘરમાં અંધારું હતું અને બધું સૂમસામ હતું ત્યારે મોટો ધડાકાબંધ અવાજ આવ્યો. રેલવેનો ખુગદો ફાટે એવો.

મા તો સફાળી કૂદી. મારા રૂમમાં દોડી આવીને મને લીધો. કેનેથના રૂમમાં જઈને કેનેથને લીધો.

ભઅઅમ્મ્મ્અ !!

ફરીથી પહેલાં કરતાં મોટો ધડાકો. ભોંયતળિયેથી. રસોડાની છાજલી પર કાચની રકાબી ખખડી. તપેલાં-તપેલી અને વાસણ-કૂસણ બધું ખખડી ઊઠયું.

બાપુ બિચારા મૂંઝવણમાં ખમીસ ખોસતા હતા. "તમે અહીં રહો. હું નીચે જાઉં છું. બોઈલર ફાટયું લાગે છે."

દરમ્યાન ભાડવાતો સળવળ્યા. બારણાં ખોલી અને ધાંટા પાડવા લાગ્યા.

બાપુ નીચે ગયા અને દરેક ઓરડામાં બત્તી સળગાવતા ગયા. અહીં તો કશું લાગતું ન હતું. એક ખુરશી આડી પડી હતી. પછી એ ભોંયરામાં ગયા. જેવું ખોલ્યું એવું ભમ્મ! ધરતી ધ્રૂજી ઊઠી. રસોડામાં વાસણ ખખડયાં. બાપુ ભોંયરામાંથી બહાર નીકળી ગયા.

પાછી બધે શાંતિ. બાપુએ ભોંયરાનું બારણું ખોલીને અંધારામાં જોયું. નીચેથી બસ પીચની મઘમઘતી સોડમ આવે. બાપુએ બત્તી કરીને અંદર જોયું.

પીચનો રગડો ભર્યો હતો તે ત્રણે પીપડાં ફાટી ગયાં હતાં. ઢાંકણાનો તો ચૂરો થઈ ગયેલો. રગડો બધે રેલાયેલો. તેજાબ જેવાં ટીપાં બાઝેલાં. પીચની સોડમનો મઘમઘાટ અત્યંત તીવ્ર લાગે. અઠવાડિયાંની મહેનત પર સાવ પાણી ફરી વળ્યું.

વિશેષ ધ્યાનથી જોયું તો ચોથું પીપડું પણ ખદબદતું હતું. હમણાં ફાટશે હમણાં ફાટશે એમ થાય. ઢાંકણું ઉપર જવા મથે. ખીલા બળ કરીને એને પીપ સરસું રાખવા મથે. તરત જ કોશ જેવું કશું લાવીને બાપુએ ઢાંકણું કાઢી લીધું. આસવ બહાર રેલાયો.

પેલા નકૂચો સામે મઢેલા જંગનાં સાલપાંખડાં આમ વેરાયેલાં જોતાં બાપુ ત્યાં થોડી ક્ષણ ઊભા રહ્યા. પછી રસોડામાં જઈ એમણે ભોંયરાનું બારણું બંધ કરી દીધું. મા મને તેડીને રસોડાના બારણામાં ઊભી હતી. આંખથી જ એણે શું થયું એ પૂછ્યું. કેનેથ એને પડખે ઊભો હતો. પૂરો ડઘાયેલો. એને મન તો ધરતીનો છેડો આવી ગયો હોય એમ લાગતું હતું. હજુ આ દુનિયામાંથી બીજે સ્થળે જવાની એની તૈયારી ન હતી. શાળાનું ઘરકામ નોંતું કર્યું. હજુ શરૂ જ કર્યું ન હતું!

આ પ્રથમ છાપ મને આજે પણ સ્પષ્ટ યાદ છે. ધડાકો, માને લાગેલી બીક, બાપુ ત્યાં ઊભા છે, અત્યંત ગમગીન છે. અને એ બધાથી વિશેષ સ્પષ્ટ તો પીચની ગરમ સોઢ આવતી હતી. એ વખતે એ શું એનો ખ્યાલ નહીં. પણ કશું સારું ખાવાનું નજીકમાં છે એવું તો લાગેલું.

"પણ શું થયું? બોઈલર ફાટયું? અને આ ગંધ શેની છે?"

"તું ભલી થઈને સૂઈ કેમ નથી જતી? ઉઘાડે પગે ઊભી છે અને છોકરાં પણ ખુલ્લાં તે શરદી લાગશે એની ખબર પડે છે? ન્યુમોનિયા થશે તો મારું શું થશે?"

"પણ થયું શું?"

"જાણવું જ છે? પીચ બ્રાન્ડીનું પીપ ફાટયું."

"શું કહ્યું?"

"ત્રણ પીપમાં રગડો ભર્યો હતો તે ફાટયાં. સાંભળ્યું? સમજ્યાં? કે આખી રાત આ જ બોલ્યા કરું? હવે જાવ. સૂઈ જાવ."

પણ મા નાફરમાન થઈને રસોડાના ટેબલ પાસે બેઠી અને હસવા માંડી. કાંઈ તંગ હાલતને લીધે હસી કે પછી તંગ દશા દૂર થતાં હસી એ સમજાયું નહીં. પણ એટલું હસી કે આંખમાં આંસુ આવ્યાં. એના સામું જોઈને કેનેથ હસવા માંડયો. એ બેને હસતાં જોઈ હું હસ્યો. એક બાપુ સિવાય બીજાં હસતાં હતાં.

"જોયું?" હાસ્ય અને આંસુ વચ્ચે મા બોલતી. "નો'તી કે'તી? કહ્યું'તું ને મેં!"

બાપુએ છેવટે અમને બધાંને ઉપર તગડયાં. પોતે ઊંઘ્યા નહીં પણ પાણીની સૂંઢ ભોંયરામાં બધે મારી. પણ ધડાકાના જોસને લીધે રગડો બધે છાઈ ગયેલો. અને પાણીના જોસથી ઊખડે નહીં. કામે ગયા ત્યારે પણ સોઢ તો બેહદ આવતી હતી.

એ રાતે અવેતન દારૂ ગાળનારાની મંત્રણા સમિતિની રસોડામાં બેઠક મળી: લાનીર્, મેટકાકા અને ડેનિસમામા હાજર હતા. બધા બેવડ વળીને ભોંયરામાં જઈ આવેલા. એમનાં આશા અને અરમાનમાંથી જે બચ્યું હતું, ભીંતે-છતે ચોંટયું હતું તે જોઈને પાછા ઉપર આવ્યા. બધા મનમાં તે

મનમાં શું થયું અને બધું આમ મટિયામેટ કેમ થઈ ગયું એનો તાળો મેળવતા હતા.

ભઠ્ઠી–હજુ તો એનો ઉપયોગ જ કર્યો ન હતો—એટલે લગી પ્રયોગ પહોંચ્યો ન હતો–અફસર લાનીંને પાછી આપવામાં આવી. જે રીતે એ અહીં લાવ્યા હતા એ જ રીતે–એક એક અંગ છૂટું પાડીને–એ પાછી મૂકી આવ્યા. બાપુએ દારૂ ગાળવાનો નિર્ણય ત્યાં ને ત્યાં છાંડ્યો. "ખૂબ ગૂંચવાડો છે."

સુખીમાં સુખી તો મારી મા. ભલે ઘસીઘસીને ફરસ અને છત ધોવાં પડે. ઘરમાંથી પીચની સોઢ નાબૂદ કરવા લાખ લાખ કોશિશ કરવી પડે. પણ ધૂપ બાળતાં, ગુલાબજળ છાટતાં એને મનમાં ખૂબ આનંદ હતો.

અને મામાં રહેલી સ્ત્રી લાંબો વખત ચૂપ ન રહી શકે. છેલ્લો ઘા મારી જોયો. હજુ પીચની કેટલીક પેટી એમ જ અકબંધ પડી હતી. એક રાતે માએ બાપુને ટુકડા કરીને પીચ આપ્યાં.

"આ રૂપે પણ તમને ગમશે એમ મને લાગ્યું!" આંખમાં લાવી શકાય એટલો નિર્દોષ ભાવ લાવીને મા બોલી.

"ઓ ભગવાન!" બોલતાંકને બાપુ ઊભા થઈને ઘર બહાર ભાગ્યા તે દોઢે ટલાકે આવ્યા. આવ્યા એવી પીચની પેટી ઉપાડીને પધરાવી દીધાં ગટરમાં. પછી નજર ટકરાય એમ મા સામું જોયું. પણ એ ચૂપ હતી. પણ સાંજે ભરત ભરવા બેઠી ત્યારે ગીત ગણગણતી.

માના જીવનમાં આવેલી સુખીમાં સુખી ક્ષણોમાંની એક ગણી શકાય.

ગુરુવારે રાતે એ જ કપડાં પહેરેલા શાહજાદા શાર્ટ આવ્યા. આંખ રાતી ચોળ. થાકી ગયેલા લાગે. સફેદ રેશમી ખમીસ આટલા દિવસ બદલ્યું જ ન હોય એવું ચીમળાયેલું રાબોડિયું લાગે. આ જ કપડાં પહેરીને સૂઈ ગયા હશે એવું દેખાવ પરથી લાગે. નીચે બાપુને પોતે પાછા આવી ગયા છે તે કહેવા રોકાયા અને ત્યાં બધી વાતની એમને ખબર પડી. નીચે જઈને ચોથું પીપ તપાસી આવ્યા.

"પણ તમે એમાં ગેસ બહાર કાઢવા માટે નળી મૂકી ન હતી! આથો ચઢે એટલે અંદર ગેસ થાય. એને બહાર જવાનો માર્ગ ન આપ્યો

હોય તો ભેળો જઈને ધડાકો કરે. ભાંગીને ભુક્કા કરે બધું." પછી એમણે આપેલી પેલી નોંધ માગી. બાપુએ આપી.

"જુવો અહીં શું લખ્યું છે તે! તમે ધ્યાન ન આપ્યું! આથાનું પણ નિરાશા જેવું છે. બહુ ભેળું થાય અને બીજો માર્ગ ન રહે તો બસ ભમ્મ! ભમ્મ! કુદરતનું કામ બધું ચોખ્ખું. પણ એના પર ધ્યાન રાખવું પડે."

માને નમન કરી ઉપર ગયા અને લાગલગાટ સત્તાવીસ કલાક ઊંઘ્યા.

## ૫

## એકની પાછળ બે

શુક્રવાર આવ્યો અને માએ આખી સવાર સફાઈમાં ગાળી. દર અઠવાડિયે શુક્રવારે બધી વસ્તુની સફાઈ થાય. વચ્ચે કેનેથ નિશાળેથી આવ્યો તેને જમાડ્યો અને વાપરવા માટે એક પેની આપી. પછી પાછી પોતું અને ઝાડુ, જાજમ સાફ કરવાની પીંછી, રાચરચિલા પર લગાડવાનું પોલિશ લઈને માથા પર કપડું બાંધી કચરા સામે મેદાને પડી.

પણ બપોરે શાહજાદા શાર્કીએ એના કામમાં ભંગ પાડ્યો. આમ તો રોજ જેટલા સ્વસ્થ પણ કશીક વાતે બેચેન છે એવું પણ ભાસે. માને કહે: 'મિસિસ લોકલીન, મારી કશીક વસ્તુ આવવાની છે. પડીકું હશે. જોડાના ખોખા જેટલું મોટું." બન્ને હાથથી માપ બતાવતા હોય એમ કર્યું.

"જોતી રહીશ."

"ગમે તે ઘડીએ આવી પહોંચશે. કોક ખાસ માણસ આપી જાય કે પછી ટપાલમાં આવે. આવશે એટલું નક્કી. આવે ત્યારે મને ખબર આપશો?"

"ચોક્કસ, મિ. શાર્કી."

"આમ તો હું અહીં જ છું. પણ શું કહેવાય? એનો આધાર તો તગદીર પર—"

શાહજાદા શાર્કીએ બોલવાનું અધૂરું છોડ્યું. કશુંક સાંભળતો હોય એમ એમણે ગરદન ઘુમાવી. જરાકે હાલ્યા નહીં ઊભા હતા ત્યાંથી. પથ્થરની અશબ્દતા જાણે એમના ચહેરા પર આવીને બેઠી. માએ પણ સાંભળવાની

કોશિશ કરે પણ માને કાને તો મોટર સાઇકલનો અવાજ સંભળાયો. અવાજ નજીક આવતો લાગ્યો અને મોટો થતો ગયો. થોડી વારમાં તો અમારી શેરી જાણે એ અવાજથી ભરાઈ ગઈ. અને પછી અવાજ ઘર પાસે જ થંભ્યો.

બહાર પગલાં સંભળાયાં. ઓછામાં ઓછા બે માણસ હશે. પગલાં અમારો ઓટલો ચઢ્યાં. પછી પહેલે માળને બારણે જબરજસ્ત ટકોરા પડ્યા.

શાહજાદા જરાક જ ખસ્યા. નીચલો હોઠ કરડતા કશાક વિચારમાં પડ્યા. "ભારે થઈ! ભારે થઈ!" એ બબડ્યા.

"કોઈક છે."

"ખરી વાત."

"તમને બોલાવે છે?"

"મારા મિત્રો છે. બે જણા." અને મૂરઝાઈ ગયેલી સ્વસ્થતા પાછી આવી. "તમે અહીં રહો. પતાવું છું."

અને એ ઝડપભેર ઓરડામાંથી ગયા અને દાદર ચઢી ગયા.

**ઉપર** બારણું ઠોકવાનું ચાલુ હતું. પણ પછી થંભી ગયું. માએ બારીમાંથી જોવાની કોશિશ કરી. બે માણસ બારણા આગળના ઢોળાવ પાસે ઊભા હતા. બન્નેનાં કપડાં સાધારણ. એક લાંબો, બીજો ગટ્ટો.

માએ પોતાં કરવાનું અને સફાઈ કરવાનું ચાલુ રાખ્યું. એને એમ કે શાર્લીએ મુલાકાતીઓને અંદર બોલાવ્યા હશે. પણ ત્યાં તો શાર્લી પોતે બહાર જવાની તૈયારી કરીને હાથમાં ખલતો લઈને આવી પહોંચ્યા એટલે માને નવાઈ લાગી.

"ખાસ કામ આવી પડયું તે અચાનક જ જવું પડે છે. પણ તમને કહીને જવું જોઈએ. ક્યારે પાછો આવીશ તે ખબર નથી. એટલે કમરો ખાલી ન રાખતાં."

"પણ–પણ–"

"આવું બને એ મને જરાકે પસંદ નથી. અવિનયને તો હું મખમલમાં કાંટા ભોંકયા જેવું ગણું છું. પણ હમણાં વાત કરવા રોકાઈ શકાય

એવું નથી. આ દસ ડૉલર લ્યો. સામાન બધો હું અત્યારે સાથે લઈ જઈ શકું એવું નથી. તમે એ સંભાળજો. મારા પર ઉપકાર થશે."

"શાર્ક ! એ શાર્ક ! અમને ખબર છે અંદર છે તું એ. બહાર આવ. આવે છે કે પછી અમે આવીએ ?"

શાર્કીએ માને ચૂપ રહેવા ઇશારત કરી. પણ મા ગભરાઈ ગયેલી. પેલા બારણું ઠોકે, ધાંટા પાડે, અને આ ભાઈ એકાએક ભાગવાની તૈયારી કરે. બહારથી સ્વસ્થ લાગે પણ એના મનમાં પણ ઉચાટ છે. તે આમ અડખે પડખે નજર નાખે તે પરથી ખબર પડે.

"કોઈ બીજો રસ્તો છે બહાર જવાનો? પાછળથી ?" ધીમા અવાજે એણે પૂછ્યું.

"આ લોક કોણ છે? એમને શું કામ છે તમારું ?" બારણે ઠોકાઠોક શરૂ થઈ એટલે માએ પૂછ્યું.

"છે કામ. પણ અત્યારે ચર્ચા થાય એવું નથી. પાછલો રસ્તો છે? જઈ શકું ?"

"હા, પાછલી ગલીમાંથી. વાડ પછી વાડ ચઢવી પડશે. ત્યાંથી ગલીમાં થઈને પ્રોસ્પેક્ટ પાર્ક જવાય છે."

"એનું નામ નસીબ!" પાછું પેલું મોહક સ્મિત એમને ચહેરે રમી ગયું. "મારે તો માત્ર તક જોઈએ." મા એમને પાછળ મૂકવા ગઈ. પેલા બે બારણે ઠોકતા હતા અને "બહાર નીકળ, શાર્ક !" એ પડકારતા હતા.

મિ. શાર્કીએ ખૂબ લાગણીપૂર્વક માનો હાથ દબાવ્યો: "તમે મારે માટે જે કર્યું તે બદલ શી રીતે આભાર માનું? પણ એક વિશેષ ઉપકાર કરજો. હું સલામત નીકળી ન જાઉં ત્યાં લગી બારણું ખોલતાં નહીં. મારા મિત્રો તમને પરેશાન નહીં કરે. પૂછે તો કે'જો કે મને ઉપાડી ગયા. નિરાશ થશે. આજ લગી નિરાશ થતા જ આવ્યા છે. મિ. લોકલીનને મારા સાદર પ્રણામ કહેજો. રૂબરૂ ન મળાયું એનો મને રંજ છે." ખલતાનાં નાકાં બરાબર કોણીએ ભરાવીને શાર્કીએ ડગ્લાસ ફેરબેંક્સ જેવો કૂદકો માર્યો તે વાડના છેલ્લા ટપ્પા પર, ત્યાં જરાક બેસી કપડાં ઠીક કરી, માને નમસ્કાર કરીને ગયા.

અમારા ઘરની આસપાસનાં મકાન ઢોળાવ પર હતાં તે છેક લગી

દેખાતું. માએ જોયું. શાર્લી છેલ્લી વાડ ઓળંગી ગયો. ત્યાંથી પણ એણે સલામ કરી. બસ શાહજાદા શાર્લીનું છેલ્લું દર્શન.

મા ઘરમાં પાછી ગઈ. રસોડામાં કશા નિર્ણય પર આવ્યા વિના ઊભી રહી. પોતે અસહાય લાગતી હતી. પેલા બે ઠોકઠોક કરતા હતા. શાર્લી જે રીતે પાછલે બારણેથી ભાગ્યા એ જોતાં તો એમણે શાર્લીને પણ સારા પ્રમાણમાં ગભરાવ્યા હશે.

પણ બહારથી કશો અવાજ આવતો ન હતો. કદાચ એ બે જતા રહ્યા હશે. થોડી વાર મા ઊભી. બારણું ઠોકવાનો અવાજ આવતો ન હતો. માએ માન્યું બધું સલામત હશે. પાછું સફાઈનું કામ શરૂ કર્યું.

પણ ત્યાં તો એમાંનો એક બારીમાંથી પોતાના સામું જોતો હતો એ જોયું. મા ડઘાઈને બે ડગલાં પાછાં હટી ગઈ. બધી હિમ્મત એકઠી કરીને ધારીને જોયું. એ કાંઈ પોતાના સામું જોતા ન હતા. એમણે પોતાને હજુ જોઈ પણ ન હતી. ઓરડામાં અંધારા જેવું હતું. બહાર અજવાળામાંથી અંદર જોવા આંખ ખેંચવી પડે. આંખ ખેંચે એને લીધે મોં પણ જાણે ખેંચાયેલું દેખાય. માથું અમુક રીતે રાખવું પડે. બારી બહારથી ચોટેલી એથી મુશ્કેલી વધતી હતી. ઉપરાંત બારી હતી ભોંયતળિયાની સપાટીએ એટલે એને બેસી જવું પડેલું અને સળિયા પકડી રાખવા પડેલા. બસ પ્રાણીસંગ્રહાલયમાં બંદર જેવી રીતે પાંજરાના સળિયા પકડીને બેસે છે એવો લાગે.

બીજો માણસ એની પાસે ઊભેલો. એના પગ જ દેખાય. પેલો ગટ્ટી નીચે બેઠો બેઠો પેલા ઊભેલા સામું જોઈને ઓરડામાં શું દેખાય છે તે કહેતો લાગ્યો. પેલા પગ ત્યાંથી હટ્યા, પાછા આવ્યા. આગળ જાય ને પાછા આવે. પગવાળાએ ગુસ્સામાં પગ પછાડ્યો એ માએ જોયું. પછી પાછા અલોપ. ગટ્ટી ઊભો થઈને પગ પાછળ, હાથ ખંખેરતો ગયો.

મા થાકીને ખુરશીમાં બેસી ગઈ. પણ હવે થોડી નિરાંત લાગતી હતી. ત્યાં તો બારણાં પર લાત પડી. ઠોકાયું. ભારે ખખડાટ થયો. "ખોલ, બારણું ખોલ." અવાજ આવે. મા ભગવાનને યાદ કરે. વધુ લાત. વધુ ઠોકઠોક.

મા તો જાણે હમણાં બેભાન થશે એવું થયું. પણ એણે નિર્ણય કરી લીધો. ગમે તે થાય. બારણું ખોલવાની નથી. ઘરમાં એકલી હતી. શાહજાદા શાર્કી તો રફુચક્કર થઈ ગયા હતા. બીજા ભાડવાત પોતપોતાને કામે. એ જમાનામાં ઘરમાં ટેલીફોન પણ નહીં તે કોકને મદદે બોલાવે.

પેલા બે તો અડપ્યા રહેલા. બસ હવે ઘંટડી ઠોકયા કરે. અને એનો પડઘો આખા ઘરમાં પડયા કરે. હું ઉપલે માળે વામકુક્ષી કરતો હતો. હું અવાજથી જાગ્યો હોઈશ અને મેંય સામો પડકાર કરવા માંડયો હશે. નહીં તો મા ઉપર ન આવત અને મને કેડે લઈને દાદર પર બેસી જઈને 'છાનો રે' ટીપ્પી' એમ કહ્યા કરતી ન હોત.

ઘંટડીનો રણકો ગાંડી કરી મૂકશે એવો ભય લાગ્યો તે ક્ષણે જ એમણે ઘંટડી વગાડવાનું છોડી દીધું. હવે એ બારણું હચમચાવતા હતા અને કર્કશ અવાજે પૂછ્યા કરે: "કોઈ ઘરે છે કે નહીં?"

આ પણ છોડી દીધું. એટલે બધું શાંત થઈ ગયું. મા એ જતા રહ્યા હશે એમ પણ આશા રાખી શકતી નહીં. મને હુલાવતી એ દાદર પર બેસી રહી પણ એનું આખું અંગ ધ્રૂજ્યા કરે.

અને ત્યાં એ લોક ઉપલે માળે આવ્યા. ત્યાંનું બારણું હચમચાવવા લાગ્યા. લાતો મારે. "અલ્યા શાર્ક! ખોલ 'લ્યા! બહાર આવ, નહીં તો ખેર નથી તારી!"

પણ આ ય બંધ થયું અને પછી એમનો કશો અવાજ સંભળાયો નહીં. નહીં લાત, નહીં પગલાં, નહીં ઘાંટા. પણ મારી મા હજુ રાહ જોતી રહી. કલાક વીત્યો હશે. કશો અવાજ કર્યા વિના એ નીચે ઊતરી. હું એની કેડે બેઠેલો. ધીરેધીરે એ બારી પાસે આવી. અને બહાર નજર નાખી એવી જ છળી ગઈ. પેલા બે તો ત્યાં જ હતા. આગલા ઓટલે બેઠેલા. અહીંથી જશે જ નહીં એવું લાગે. પેલા ગટ્ટીએ પગમાંથી એક જોડો કાઢેલો અને એ જોડામાં જોયા કરતો હતો. લાંબડો પાસે બેઠો બેઠો પોતાના હાથ આમળ્યા કરતો હતો.

મા દબે પગલે રસોડામાં ગઈ. પાછલું બારણું બરાબર વાસેલું હતું એની ખાતરી કરી જોઈ. કશા કામમાં મન પરોવવા એણે ચા કરી. કશો અવાજ ન થાય એમ જઈને એ મારે માટે નાસ્તો લાવી. ગરમ દૂધ પાયું. "છાનો રે' ટીપ્પી. અવાજ નહીં કરવાનો."

અને ત્યાં તો એને નવી ફિકર થવા લાગી. કેનેથને નિશાળેથી પાછા આવવાનો વખત થયો. આનું શું કરવું?

શું કરવું એનો એણે તાત્કાલિક નિર્ણય કરી લીધો. જેવો એ બારણે આવ્યો છે એમ ખબર પડે કે પટ દઈને બારણું અડધું ખોલીને અંદર ખેંચી લઈને ઝટ બારણું બંધ કરી દેવાનું. મનમાં યોજના ઘડાઈ એવું જ યાદ આવ્યું: આજે તો શુક્રવાર. શુક્રવારે બપોરે તો કેનેથ હરવખતે ભાઈબંધને ત્યાં જતો અને મોડો ઘેર આવતો.

આખી બપોર એ મને લઈને ત્યાં જ બેસી રહી. એકવાર ઓરડામાં જઈ આવી. પેલા ગયા કે બેઠા હતા તે જોયું. ગદ્દી હવે બીજો જોડો કાઢીને જોતો હતો અને લાંબડો આંટા મારતો હતો. એ ડગલાં જાય ને અટકી જાય. ઘર સામું જુએ.

મા પાછી રસોડામાં આવી. હું કાંક બેચેન લાગતો હતો તે મને શાંત કરવા પેલી ચાંપો આપી.

પેલા બે પાછા કામે લાગ્યા. ભોંયતળિયાનું બારણું હચમચાવ્યું. અને પછી ઉપલે માળે નસીબ અજમાવ્યું. પાછા નીચે આવી બારી ઠોકવા માંડી.

**વખત** વીત્યો. અંધારું થવા આવ્યું. સાંજ ઢળતી હતી. કેનેથ હમણાં આવી પહોંચશે એની માને ફિકર થવા લાગી. બાપુ સાત પહેલાં પાછા આવવાના ન હતા. આ ફિકરમાં આજે સફાઈ પણ થઈ ન હતી. અને ભઠિયારાને ત્યાંથી રોટી લાવવાની પણ રહી ગઈ.

આ બે બલા અહીંથી ટળે તો સારું? કેમ જતા નથી? શું જોઈએ છે એમને?

પછી એ આગલે બારણે આવ્યા હતા. ઘંટડી ઠોકતા હતા. થોડી થોડી વારે દબાવે, પછી ખૂબ જોસથી પાંચસાત મિનિટ દબાવી રાખે. માને કેનેથ હશે એમ ભણકારા થયા કરે. મને ઉપાડીને દબે પગલે એ મોટા ખંડમાં ગઈ. ત્યાં બારણે ઠોકવાનો અવાજ આવ્યો. કોક પુરુષનો અવાજ બોલતો હતો: "મેરી, મેરી, તું ઘેર છે?"

આ તો મેટકાકા! માને તો હૈયા પરથી મોટી શિલા હટી ગઈ. બારણું ખોલ્યું. ધસમસતા મેટકાકા અંદર આવ્યા. બે થેલી ખાંડની ઉપાડીને આવેલા.

સીધા કામ પરથી જ આવે. ચહેરો લાલ લાલ થઈ ગયેલો. આમે લાંબા પહોળા તે આ કપડાંમાં તો ઓર લાગે. માની બધી ચિંતા એમને જોતાં જ દૂર થઈ ગઈ.

"મને થયું કે તું ઘરમાં નહીં હોય. તારે અને માઇક માટે. ડક્કા પરથી લાવ્યો. થયું, રસ્તે જતાં મૂકતો જાઉં. એ જાડિયા—" કહી એમણે મારા પેટમાં આંગળી ઘોંચી.

"મેટ, મેટ—" મા બોલી.

"શું છે મેરી? તબિયત નથી સારી?"

"એ માણસ! મેટ, મારા પર કાંઈ વીત્યું છે આજે?"

અને પછી એણે મિ. શાર્કીના એકાએક જવાની, આ બે પાછળ પડેલાની, એમણે બારણાં કેવાં હચમચાવ્યાં, ઠોક્યાં, ઘંટડી કેવી વગાડી એ બધાની દાસ્તાન લંબાણથી કહી. "નથી ટળતા અહીંથી, મેટ!"

"ટળશે નહીં તો જશે ક્યાં? શરત મારવી છે?" ખાંડની બીજી થેલી બરાબર મૂકીને એમણે ડગલી ને બંડી ઉતારવાં માંડ્યાં. "ઓછાં કપડાં હોય તો હાથ બરાબર ચાલે."

"મેટ, જરા સંભાળથી—"

"તમે અહીં રહો મેરી, હું બહાર જ એમને સીધા કરું છું."

"મેટ, એ નઠારા માણસો છે!"

"તે આપણે ક્યાં ભગત છીએ? બગડ્યા એટલે કોઇના નહીં. યાદ છે પેલા વેઇટરો અને મૅનેજરને સીધા કરેલા તે? તમે, માઇક, હું અને બીડી એટલાં હતાં. મારા બીરના જામમાંથી લોખંડની ચાકી નીકળેલી. ચાંપલા કહે કે અમે કાંઇ બીરમાં ચાકીઓ નથી નાખતા!"

આટલો પહેલાના અનુભવનો ઇતિહાસ માંડીને મેટ બહાર નીકળ્યા. પેલા આગળના ઓટલા પર બેઠા હતા. મેટની ચાલમાં જ કશુંક એવું ડારક હતું કે તરત પેલા ઊભા થઈ ગયા. મેટકાકાના ચહેરાનાં બે મોરાં: એક હસતું અને બીજું લડાક. અત્યારે આ લડાક મોરું એમને ચહેરે આવી બેઠેલું. આંખ અડધી મીંચી એમણે શીંગડાં ભરાવવા તૈયાર થયેલા બોકડા જેમ માથું નીચું ઢાળેલું. બોલે તેય હોઠ પૂરા ખોલીને નહીં પણ એક છેડેથી બોલે. શબ્દ બહાર નીકળી શકે એટલો જ હોઠ ખોલે.

"ચલો, ટળો અહીંથી."

"તું કોણ છે?" પેલો લાંબડો બોલ્યો.

"હું જીપ્સીનો બાદશાહ છું. પણ તું કોણ મૂવો છે?"

"અરે સાંભળ યાર, અમે જરા—" ગટ્ટી બોલ્યો.

"યાર યાર ન કર. લાત મારીશ તે અડદાલો નીકળી જશે. ટળો અહીંથી."

"અમે એક ભાઈની રાહ જોઈએ છીએ."

"એ અહીં નથી."

"ગઈ કાલે હતો."

"ગઈ કાલ આજ નથી." હવે મેટકાકાની આંખ પૂરેપૂરી મીંચાએલી હતી. એનો અર્થ એ થયો કે હવે દે ધનાધનને માટે તૈયાર હતા. હાથ પીઠ પાછળ વાળેલા અને મૂઠીઓ વળેલી.

ગટ્ટી આમ આ એમાં જરા ઓછો લડાક. એ જરા આગળ આવીને કે': "યાર, અમારે—"

"તમારામાંથી પહેલું કોનું થોબડું રંગું? મારા મનમાં કશો પક્ષપાત નથી." લાંબડો એમાં નેતા જેવો લાગતો હતો તેને ઉદ્દેશીને કે': "તારાથી શરૂ કરીએ અને આ ઠીંગુજી તો પાનસોપારીમાં."

લાંબડાએ ડોક કરડીને મેટકાકા સામે ત્રાટક કરવાનો યત્ન કર્યો પણ એમાં એને સફળતા ન મળી.

"ચાલ બાર્ની," એનો સાથી એનો હાથ પકડતાં બોલ્યો.

ઘર યાદ રાખવા બાર્નીએ ઘર સામું જોયું. "ઠીક છે, જગર."

"ચાલતી પકડો," પેલા મોટર સાઈકલ પર બેઠા એ જોઈ રહીને મેટકાકા બોલ્યા. બાર્ની હાંકતો હતો. જગર બાર્નીની કેડે હાથ વીંટીને પાછળ બેઠો. દેખાતા બંધ થયા ત્યાં લગી મેટકાકા ઓટલે ઊભા રહ્યા.

એ રાતે બાપુ ઘેર આવ્યા અને આખી વાત સાંભળી ત્યારે એમનો પિત્તો ઊછળી પડ્યો. શુક્રવારની રાત એટલે પોકર રમવાની રાત. બધાં સગાં અહીં આવવાનાં. મા તો બપોરના બનાવથી હજુય ધ્રૂજે.

પેલા બે પાછા આવે તો પહોંચી વળવા બાપુ શનિવારે ઘેર રહેવા માગતા હતા. મેટકાકાનો પ્રચંડ વિરોધ. "આવ્યાં હવે!" એ બોલ્યા. "અને તમે એક દિવસનો પગાર એ માટે શા સારુ ખૂઓ? સવારે મારે જવાનું છે પણ કશું કામ નીકળે એમ નથી. વહાણ તો રવિવારે રાત્રે આવશે. નવ વાગ્યામાં તો હું બુકલીન પાછો આવીશ. ઘેર જતાં અહીં થતો જઈશ."

"હું લાર્નીને વાત કરું છું. માનો કે તમારે કામ નીકળ્યું અને તમે વહેલા નીકળી ન શકયા. બપોરે હું છૂટી લઈ લઈશ. એ એને માટે પૂરી તૈયારી કરીશ."

"અડધા કલાકમાં પાછા. કાલે લાર્નીને છુટ્ટી છે. જરાક મોડે લગી ઊંઘવાનો છે પણ દસ વાગતામાં આવી પહોંચશે અહીં. હું બપોરે આવી જઈશ. મેટ, લાર્ની અને હું સંભાળી લઈશું બધું."

બાપુ કામે ગયા ત્યારે લાર્ની અને જગરનું નામનિશાન ન મળે. થોડીવાર પછી કેનેથ પણ નીકળી પડયો. પોણાનવે મા ઓરડામાં આવી. સૂરજનો પ્રકાશ અંદર આવે એ માટે બારી ખોલવા ગઈ ત્યાં જોયું. પેલા બે હાજર હતા. થોડી ક્ષણ તો જાણે હૈયું બેસી ગયા જેવું થયું.

સામી પગથી પર ઊભા ઊભા અમારા ઘર સામું જોતા હતા. માએ બારી પાસેથી હટી જવાનું કર્યું. પણ મોડી પડી. પેલાએ એને જોઈ અને એ સડક ઓળંગી આ બાજુ આવવા લાગ્યા.

પણ એ જ ક્ષણે મેટકાકા પણ આવતા હતા. પૂરો જોગાનુજોગ. એક અઠવાડિયું આની તાલીમ લીધી હોય તો આટલું સરસ તો ગોઠવાય નહીં. મેટકાકા પણ આટલા નસીબદાર હોય એ માની શકયા નહીં એટલે જરા અટકી ગયા. પણ પછી લગભગ દોડીને આડેધડે દેવા માંડી. પેલો ગદ્દી જગર તો જાણે પેલા જેમ ભોંય ભેગો થઇ ગયો, લાંબડાને એક ભરાબર થોબડા પર પડી. પછી એક પડી કાન પર. પગ ધરતી પર ટકયા નહીં તે પડયો. હાથ પહોળા થઈ ગયા અને ટાંટિયા ઊંચા થઇ ગયા.

"જરા મહેરબાની કરીને ફરી ઊભા થાવ તે બીજીવાર દઉં." એના પર ઝૂકતાં મેટકાકા બોલ્યા. પેલા ઠીંગુજી તો હાથેપગે થતા આગળ જતા હતા. એમના સામું તો મેટકાકાએ નજરે ન નાખી. યાદ આવ્યું તે એ ટોપી

પડી ગઇ હતી એ લેવા આવ્યો અને ટોપી લઈને સામી પગથી પર જઈને ધૂળ ખંખેરતો બેઠો.

બાર્ની ઊભો થયો નહીં. રસ્તા વચ્ચે જ પડ્યો રહ્યો. મેટકાકાની આંખમાં તો કતલ કરી દઉં એવો ભાવ હતો. મેટકાકાને મુક્કાબાજીની તક મળે ત્યારે આનંદ વર્તે. "કુંવર, ઊભા થઈ જાવ," જોડાની એડી મારતાં કાકા બોલ્યા. પેલો ઊભો ન થયો. "નથી ઊભા થવાતું? લે ઊભો કરું." અને ડગલાની ફેંટ પકડીને ઊભો કરી, ઢસડીને જગર બેઠો હતો ત્યાં ઘસડી ગયો. "લો બિરાજો આપના યાર સાથે!" કહી જગર પાસે પોટલું મૂકે એમ મૂકયો.

જગરે સાથીદારને કહ્યું: "ચાલ બાર્ની."

લાંબડાએ મોં પર રૂમાલ દબાવ્યો. મેટકાકાએ એની ટોપી ઉપાડીને ફેંકી તે સીધી બાર્નીના મોઢા પર વાગી. ધીરેથી ચાલતો એ મોટર સાઈકલ તરફ ગયો. "આવીશ હું પાછો."

"શોખથી આવજો. આમંત્રણ છે તમને. મળવાનો સમય ૭ થી ૭."

રસ્તાની ધૂળ એમનાં કપડાં પર ઠીક ચોટેલી. બન્ને ખોડંગાતા મોટર સાઇકલ પાસે ગયા. મેટકાકા એમને જોતા ઊભા રહ્યા. બાર્ની ચલાવે અને જગર એની કેડ પકડીને પાછળ બેઠેલો. વળાંક લઈને મોટર સાઇકલ મેટકાકા પાસેથી નીકળી. પેલા બે મેટકાકાને મુક્કા બતાવે. મેટકાકા હસ્યા અને ધસ્યા. પેલાએ મોટર સાઈકલને 'કીક' મારી ને ભાગ્યા.

દેખાતા બંધ થયા ત્યાં લગી એ ઊભા રહ્યા. પછી બાળક જેમ હરખાતા ઘરમાં આવ્યા. વિશ્વવિજયની વાત કરી નાસ્તાને ન્યાય આપ્યો.

**એમાં** એક પણ પાછો ન ફર્યો. લાર્ની એમની ખબર લેવા આંટા મારે પણ પેલા દેખાયા જ નહીં.

શાર્કી તરફથી ઘણા મહિના લગી કશા સમાચાર ન મળ્યા. જે ચીજ આવશે, એવી એમની કલ્પના હતી તે એમના ગયા પછી દસેક દિવસે આવી. જોડાના ખોખા જેવો આકાર અને કદ. ખોલ્યા વિના મા અને બાપુએ એમના બીજા માલસામાન સાથે ભોંયરામાં મૂકી રાખ્યું. ઉપર તાડપતરી ઢાંકી.

૧૯૨૨ના ઉનાળામાં બાબાપુને ઇંગ્લંડથી લખેલો એમનો પત્ર મળ્યો.

નાનકડી નોંધ: 'ઉતાવળે જવા બદલ દિલગીરી, સામાન સાચવીને મૂકવા વિનંતી. પેલી ચીજનો ઉલ્લેખ નહીં. પોતે ક્યાં છે કે હશે એવું સરનામું નહીં. એટલે કાગળ પણ ક્યાં લખવો?

એ જે કમરામાં રહેતા હતા તે ભાડે આપી દીધો. ધીર ધીરે શાહ-જાદા શાર્ફી કુટુમ્બમાં વાતના વિષય તરીકે પણ નામશેષ થયા.

દરમ્યાન વખત વીતતો હતો અને દુનિયા સાથે હિસાબ પાડવાનો મારો વખત આવી લાગ્યો તે મેં વહેવાર-વેપાર શરૂ કર્યો.

## ૬

## દુનિયા સાથે પટ્ટી પાડી

**એમ** આપણે મોટા થતા ગયા. અને મોટા થતા ગયા એ સાથે બારણા બહાર ગૂંચળું વળીને પડેલી દુનિયા વિષે કકડે બચકે જ્ઞાન મેળવવા લાગ્યા. મને ખબર પડી: અમે જેને શહેર કહેવાય છે એવી જગામાં રહેતાં હતાં. આ શહેર તો પંખી ઊડે એમ ચારે દિશામાં ફેલાયેલું. મોટું મોટું. અને આપણને જ્ઞાન લાધ્યું. અમારું ઘર એટલે ધુમાડિયાં, ઢળતાં છાપરાં અને માથે એક આકાશ એવાં અનેક ઝુમખાંમાંનું એક.

અમારા ઘર પર મોટા તંબૂ જેવું આકાશ. આ તંબૂ ઉતારી લેવા કોઈ ક્યારેય આવે નહીં. આકાશ એટલે કાંઈ નહીં અને હવા એ બેનું સરખે ભાગે મિશ્રણ. ન તમે એને અડી શકો. ન એનો તમે સ્વાદ લઈ શકો. પણ એ તો ત્યાંનું ત્યાં—મોજૂદ. સવારે જુઓ તો પાણી જેવું સફેદ. બપોર સુધીમાં વાદળી થાય. સાંજ પડવા આવે ત્યારે ધુમાડિયા-રાખોડીઆ રંગનું થાય અને રાતે કાળું ભમ્મર. આકાશને મેં ક્યારેય આ રંગપલટો કરતાં જોયું નથી, આખો દાડો, હવેલીમાં હડપચી ગોઠવી, બારીએ ઊભો રહી, એના અનંત વિસ્તારને નાખી નજરે જોતા રહેવાનો ઉદ્યમ કર્યો છે છતાં રંગપલટો જોયો નથી.

અને એમાંય કુદરતનાં નખરાં ને નાચગાન મેં ખૂબ ધ્યાનપૂર્વક જોયાં છે. મને વરસાદ ખૂબ ગમે. બારી પર એ જે રીતે તાલ આપે છે, બારીના કાચ ધીમે ધીમે રોતા કરી, ત્યાં ને ત્યાં બાઝતાં આંસુને ધીરે ધીરે સરકવા દે છે—જાણે પેલું સંગીત એને પ્રવાહી કરી દેતું ન હોય! બરફ એ ધીમો

અને સફેદ વરસાદ. વળ ખાવાની અને ચોટી રહેવાની એને વિશેષ ફાવટ. પાછું બારીઓ પર ચઢી જાય. કાચવર થીજી જાય. ફેડા પર બાઝી જાય. પગથિયાં પર સફેદ જાજમ બિછાવી દે. આવે ત્યારે ડંખ લઈને આવે, મરે ત્યારે પીગળીને મરી જાય. બરફ એટલે સુંદરતા—અને સુંદરતા જેમ બરફ પણ જાણે અનંતની ખોજમાં વિલીન થઈ જાય.

ગાજવીજ અને મેઘના તોફાન વિષે મારા ખ્યાલ જરા ભેળસેળ થઈ ગયેલા છે. વીજળી માટે મને આદર છે. આકાશમાં તેજસ્વી અને ઝૂકી પડેલો ઘોડેસવાર વાદળનાં ટોળાંને ભાલા મારતો ચાલતો હોય એમ ચાલે. પણ ગાજવીજ થાય કે આપણે ઘરમાં જમવાના ટેબલ નીચે ભરાઈ જઈએ. હમણાં બારીઓ તોડશે અને અંદર આવશે એમ બીક લાગે.

અમારું ઘર એટલે બધાં ઘરોમાં અત્યંત મજબૂત એવો મારો ખ્યાલ હતો. પાયો મજબૂત, પાકું ચણેલું, ત્રણ માળ, નાનકડું ભોંયરું અને ભોંયરામાંથી પીચની સોઢ આવે. માથે છાપરું, ઘરમાં તાપણી. આ ઘરમાં વસનારા બધા મારા પક્ષના. મારી લોકપ્રિયતા ચાલુ રહેલી. જે પણ કરું, આ બધાની વાહવાહ મળી જાય. હવે ઊંચા આસન પરથી મારી તરક્કી થઈ. હું ઘૂંટણિયાં ભરતાં શીખ્યો. હાથેપગે થઈને બધે ઘૂમી વળું. હા, હજુ વેગ નહીં આવેલો; પણ આપણા ભાંખોડિયા ભરવામાં પણ કલાત્મક અંશ જરૂર હશે, નહીં તો આ બધાને એમાં આટલો બધો રસ ન પડત. કેનેથ જેમ હું અંદર બહાર કૂદકા મારી શકતો નહીં તોય એની લોકપ્રિયતા આપણાથી અડધી પણ નહીં.

આ ઘૂંટણિયાં ભરવા એ અદ્ભુત ખેલ છે. આ ગતિની ખબર પડી કે તરત જ આ ઓરડામાં કે કોઠારમાં કે બીજે બધે શું શું છે એની આપણને ખબર પડી ગઈ. આમાં સહુથી રસિક શોધ તો જમવાના ખંડમાં પડી રહેતો પગે ચલાવવાનો સીવવાનો સંચો. આપણે એના પર આસન ઝમાવીને ઝોલાં ખાઈએ.

**અને** એટલામાં હું ચાલતો થયો. ટગુમગુ. એકે પગલાનો વિશ્વાસ નહીં. જરા ઝૂકયા કે અડબડિયું. અકસ્માત. વાગે. મા–બાપુના હાથમાં દોડીને પહોંચવાનું ખૂબ ગમે. કયારેક તો ત્યાં પહોંચતાં પહેલાં જ ગબડી ગયા હોઈએ. જે હાલતમાં હોઈએ એ વિષે મોટેથી આખા જગતને ખબર કરીએ.

પણુ એ બધાં મને ફરીથી યત્ન કરવા, મંડયા રહેવા સમજાવે, પટાવે અને આપણેય પાછું ઝુકાવીએ. એ એક એક પગલા પર ખૂબ દાદ મળે. જો હું આ પરમ સિદ્ધિ પર વારી જાઉં અને મારી જાતને અદ્દ્ભુત માની બેસું તો એમાં મારો વાંક ન હતો.

ચાલવાની સિદ્ધિ પ્રાપ્ત થઈ કે હું નાનકડો સંશોધક બની ગયો. પગે ચાલીને ભોંયતળિયાના કમરા ફેંદ્યા. કયારેક ઓરડામાં જતો રહું, પગથિયાંનો અભ્યાસ કરું, એકાદ બે ડગલાં ભરું. પણુ ડહાપણુ આવે અને પાછો ફરી જાઉં. વાર છે હજુ એની.

એક કેનેથ મારો પ્રશંસક થવાની ધરાર ના પાડે. હું ચાલતો થયો ત્યારેય એ કદી મદદ ન કરે. હું ખુરશી કે ટેબલ પકડતો ચાલું. ભાઈ ઘરમાં કશું ખાવા આવે. મારા પડવા–આખડવા–ચાલવાને જુએ. એકલા જ હોઈએ તો પાસે આવીને હડસેલો દે તે આપણે ગબડી પડીએ. ત્યાં તો એ ખરતા તારા જેમ ચાલી નીકળે અને આપણે મૂઢ બનીને બેઠા રહીએ. નવાઇ લાગે, ગુસ્સો નહીં. કેનેથ આ ધક્કો મારવાનું એટલી વાર કરે કે એને આવતો જોઈને હું ભીંત કે બીજા કશાનો આધાર લઈ ઊભો રહી જાઉં. જો એ વહેલો આવી ચઢે અને આપણાથી કશો સહારો ન લઈ શકાય તો આપ-મેળે જ ભોંય પર લંબાવી દઉં અને "કેવો ચાટ પાડયો!" એમ એના સામું જોઉં.

પણુ ત્યાં એણે ચાલ બદલી. છાનોમાનો આવે અને ધક્કો મારી જાય. એક રવિવારે એ બરાબર પકડાઈ ગયો. એ ચોરપગલે આવ્યો અને મને ગબડાવ્યો. બાપુ રસોડામાં બેઠા બેઠા જુએ. એમણે ઘાંટો પાડયો: "કેનેથ!"

કેનેથ ગભરાઈ ગયો અને ભાગ્યો. બાપુ એની પાછળ, પરો કાઢતા કાઢતા દોડયા. દાદર પરથી ભાઈસાહેબ પકડાઈ ગયા. બસ. કેનેથભાઈએ એ દિવસથી મને હડસેલાનું છોડી દીધું. ત્યાર પછી હું પડયો હોઉં તો મારા વાંકે. પણુ એ દિવસે કેનેથ પકડાયો ન હોત તો ય એની આ દોંગાઈ તો એને એમ પણુ મૂકી જ દેવી પડત. કારણ? કારણુ તો એ કે હવે હું બોલતો થયો અને કાંક થાય કે તરત એના સામું આંગળી ચીંધી શકતો.

આમ તો થોડો વખત થયાં હું બોલતો થયો હતો. પણુ એમાંથી કશો અર્થ આ લોક તારવી શકતાં ન હતાં. એ બોલે એની બધી ખબર મને

બહુ પહેલેથી પડે. એમાં મને જરાકે મુશ્કેલી ન નડે. પણ હું બોલું એ એમને ન સમજાય. એક માર્ગી રસ્તા જેવું. હું બોલું એ સાંભળે, ઉત્તેજન આપે પણ સમજે નહીં. અને થોડાક સમયમાં એમની સમજમાં ગણનાપાત્ર સુધારો થયો. પછી તો ઘણા વિષય પર હું એમની સાથે વાર્તાલાપ કરી શકું. જવાબ મળી શકે એવા ઘણા સવાલ પૂછી શકું. સવાલના નમૂના: આ સૂરજને ત્યાં કોણે ટંગાડ્યો? ઓગળી જાય પછી બરફ ક્યાં જાય છે? કૂતરાં જોડા કેમ નથી પહેરતાં? વગેરે.

**મારા** મોભામાં હવે ફેર થવા લાગ્યો. બધા મને વહાલ ખૂબ ખૂબ કરતા હતા. પણ હવે મને પણ ઠપકો અવારનવાર દેતા. આમ કરો, આમ ન થાય એવું પણ હવે મને કે'વાવા લાગ્યું. મને આથી માઠું લાગ્યું. હું તો માનતો હતો કે આપણે તો ઉત્તમોમાં પણ ઉત્તમ. કોણ કે' આપણને? હા, આ કેનેથને બધા કે', બધા ઠપકો આપે, બધા ઠપકારે. પણ આપણને કોઈ ન કે'—ન કહી શકે!

એટલે શિસ્તની વાસ્તવિકતાનો પ્રથમ સ્પર્શ થઇ ચૂકયો. કોઈ પણ બાળક આ આઘાત માનસિક ક્ષોભ અને નિરાશાની લાગણી સિવાય બીજી કોઈ રીત ખમી શકતું નથી.

'ટીપ્પી, આમ નહીં', 'ટીપ્પી, એને ન અડ', 'ટીપ્પી, એને મૂકી દે',' ટીપ્પી, ત્યાંથી હટી જા,' બસ એક કદી ન અટકતું ગીત ચાલે. પહેલ પ્રથમ તો આપણે કાને ધર્યું નહીં. પણ મા-બાપુની શિખામણ ન માની એનાં પરિણામ પણ તરત જ જોવાં-અનુભવવાં મળ્યાં.

સઘડીમાં આંગળી ન નાખવા વિષે — નિયમ સારો. "બળી જવાય" "દાઝે" એમ બોલી ઊઠેલા જ્યારે આપણે પ્રયોગવીરની અદાથી હાથ અંદર ધરવા ગયેલા ત્યારે. આપણે ન સાંભળ્યું. અને તરત જ એમનું કહેવું ન સાંભળ્યું એનું પરિણામ ભોગવ્યું. એટલે એ પરથી "દાઝે" એ શબ્દ અને અનુભવ આપણા મન પર અંકિત થયો. કેટલીક વાતોમાં આમના પર વિશ્વાસ મૂકવો જોઇએ એમ થયું.

પણ આવી વાતોમાં ભારે વિરોધાભાસ. હું પાછળના વાડામાં રેતી ખોદું ઉછાળું એનો વાંધો નહીં. પણ અહીં ઓરડામાં રેતી ન લવાય આઈસ્ક્રીમ કોન આંગળીથી ખવાય. પણ બાફેલું બટાકું ન ખવાય. દૂધ

સવારના નાસ્તામાં ફ્લેક્સ પર નંખાય પણ શાકમાં ન નંખાય. કેટલો ગડબડ ગોટો હતો આ?

**અમારા** ઘરમાં હમેશાં હસાહસ ચાલુ રહેતી. હસવું સહેલું છે પણ હસાવવાનું કામ મુશ્કેલ છે. એટલે હું કાંક કરું કે બોલું અને મોટેરાં રાજી થાય ત્યારે આપણને કાંક પ્રાપ્તિ થયાનો આનંદ થાય. આપણે પોતે કાંક છીએ એ લાગણી દૃઢ બને અને બધાને રાજી કર્યાનો સંતોષ થાય. પણ આ રાજી કરવાનુંય અજબ કામ છે: લાંબું ચાલતું નથી.

દાખલો આપું: એક વાર મને બાપુની સ્ટ્રો હેટ મળી ગઈ. અત્યંત કડક. રંગીન પટ્ટી આસપાસ ચોઢેલો. બાળક કરે જ એ રીતે મેં પણ પહેરી જોઇ. મારા માથા કરતાં કંઈ મોટી. બીજા મોટા માથાના માપની. ધાર છેક નાક પર આવે એટલે શ્વાસ પણ મોંએથી લેવાનો. ચાલું એટલે આમ તેમ આમ ત્રેમ થાય. વારે ઘડીએ મોં ઊંચું કરીને પગલું ક્યાં પડે છે તે જોવું પડે. બાપુ જોઈ ગયા. એમને તો ખૂબ મઝા પડી. ઊંઘમાં કોક ચાલતું હોય એવું લાગે. ખૂબ ખૂબ હસ્યા. બીજી રાતે ઘરમાં મહેમાનો આવ્યા એટલે બાપુએ એમની આગળ આપણો ખેલ કરાવ્યો. મેટકાકા તો એટલા રાજી થયા કે વાત ન પૂછો.

એટલે દિવસો લગી આપણે આ સ્ટ્રો હેટ માથેથી ઉતારવા જ ન દઈએ. જ્યાં જઈએ ત્યાં સાથે ને સાથે. પણ દિવસ પછી દિવસ આવે અને પ્રેક્ષકોનું હસવાનું રાજી થવાનું ઓછું થતું આવે. એક દિવસ માએ માથા પરથી ઝૂંટવી લીધી. "હવે એ સારું ન લાગે, ટીપ્પી!"

કેમ સારું ન લાગે એ મને સમજાય નહીં. હેટ એની એ. મારું માથું પણ એનું એ જ હતું. મારા ધ્યાનમાં આવે એવું બદલાયું ન હતું. કશું બદલાયું ન હતું. તો પછી કેમ સારું ન લાગે? કાંઈ સમજાતું ન હતું.

એક વાર રાતે બાપુ કેનેથને ભૂગોળ શિખવાડે. હું પાસે ઊભો ઊભો સાંભળું. બાપુએ પૂછ્યું: "આપણા દેશની મોટામાં મોટી નદી કઈ?"

ભાઈ જવાબ દે એ પહેલાં જ આપણે બરાડી ઊઠ્યા. થોડા દિવસ પહેલાં જ સાંભળ્યું હતું ને: "ટીપ્પી નદી." અને નદીનું નામ મારા નામ પરથી પડ્યું હશે એમ માની લઈને માનભેર ઉમેર્યું: "મિસ્તર ટીપ્પી નદી!"

બાપુ તો હસીને બેવડ થઈ ગયા. રસોડામાંથી માને બોલાવી. હું જે

બોલ્યો હતો તે કહ્યું. માને પણ બાપુ જેટલો જ આનંદ થયો. પાસે ખેંચીને બોકી લીધી. એક કેનેથ પર કશી અસર ન થઈ. સાવ નારાજ થઈને ઊભો રહ્યો!

મુલાકાતીઓ આવ્યા અને ચાલ્યું: સવાલ પુછાય: "આપણા દેશમાં મોટામાં મોટી નદી કઈ?"

જવાબ હાજર હતો. પટ દઈને બોલીએ: "મિસ્તર ટીપ્પી નદી!" અને બધા ખડખડ હસે. ક્યારેક તો હસવા માટે ભાડે રાખ્યા હોય એવું લાગે.

મને થયું: આપણા હાથમાં કશું કાયમ ચાલે એવું આવી ગયું. આપણી લોકપ્રિયતામાં જરાકે ઉનતા નહીં આવે. બધા બાળકને આવું થતું હશે. પણ કરુણ બીના એ કે બાપુ હવે સવાલ પૂછતા નથી. થોડા દિવસ તો એ સવાલ ન પૂછે તો ય આપણે "ટીપ્પી નદી" "ટીપ્પી નદી" ઠોક્યા કર્યું. પણ બાપુએ જ બંધી ફરમાવી: "આખો ઘડી સારું ન લાગે. અને હવે ગબાગબ કર્યા કરતાં સૂઈ જાવ."

છોડી દીધું આપણે. આ મોટા કહેવાતા માણસો સાવ વિચિત્ર હોય છે. એના કરતાં પેલા સીવવાના સંચાના ઝૂલા પર ઝૂલવું શું ખોટું?

આ ગાળામાં આ વર્તુળમાં મારી ગાનાર તરીકે નામના નીકળી. ઝાઝું નહીં પણ થોડું મનરંજન કરી શકું. મેટકાકા ઘરમાં આવે એટલે ખીસામાંથી એક પેની ધરે. "ગાવ જો! "ગાવ તો પેની તમારી."

આપણને આવડે એક ગીતની કડી. પણ સામું પૂછીએ: "બાર્ની ગુગલ" ગાઉં? ઘરમાં ગ્રામોફોન પર થાળી વાગે તેમાંથી શીખેલા.

"બીજાં કોઈ ગાયન આવડે છે?" કાકા પૂછે.

"બાર્ની ગુગલ," દુનિયાભરના ગાયકોને આ સિવાય બીજું કોઈ ગીત ગાતાં નહીં આવડે તો ચાલશે એવા વિશ્વાસે આપણે કહ્યું.

"યાદ કરો. બીજું કોઈ શીખો." અને કાકા પેલી પેની પાછી ખીસામાં મૂકવાનું કરે. ત્યાં તો આપણી આંખને અખિયાણે હમણાં તૂટી પડશે એવાં બે આંસુ આવી જાય. કાકાનું મન બદલાય. "ચાલ ત્યારે, બાર્ની ગુગલ સાંભળીએ. તું એમાં નવીનતા આણે છે!"

ઘેર અમે બધાં ગાઇ જાણીએ. પણ કોઇને વાદ્ય વગાડતાં ન આવડે. બાપુ એક શનીવારે જ ગાય. પગાર ઘેર લાવ્યા હોય ત્યારે. ગીતના શબ્દ યાદ ન હોય એટલે કોઇ મૂળાક્ષરની બારાખડીમાં ગાય. મેટકાકા જ્યારે રંગમાં હોય ત્યારે મા-બાપુના લગ્નની છબી આગળ ઊભા ઊભા લલકારે.

સહુથી વિશેષ મા ગાય, રકાબીઓ ધોતી હોય ત્યારે. એનો કંઠ સારો. પ્રેમગીતો વિશેષ ગમે. સફાઈ કરતાંય ગાય.

આવા વાતાવરણમાં મેં દુનિયા સાથે મેળ બાંધવાનું કામ શરૂ કર્યું. જાણકારી વધારવી હતી. એમાં સૂઝની ઈંટ અને સમજણનો ચૂનો કામમાં લેવાનો. શીખવા સાંભળું, યાદ રાખવા ધ્યાનપૂર્વક નિહાળું, જાણવા પ્રશ્ન પૂછું. અનુમાન તારવું અને વલણ નક્કી કરું.

ધીમે ધીમે દાદર પણ સર કર્યો. આરામથી બીક વીના ચઢું-ઊતરું. ઉપરને માળ ભાડવાતોને પરેશાન કરવાની મનાઇ. પણ છોકરાંને કશી વાતની મનાઈ કરો એટલે એ વહેલી કરે. એટલે હું ઉપર જતો. ઓરડે ઓરડે ફરું. બધાની સાથે દોસ્તી બાંધું. કયારેક કોક કશું આપે.

અને બધાને ખબર ન પડે એ રીતે આખા વિશ્વના કેંદ્રમાં હોવાની ઉપસ્થિતિનો આપણે ત્યાગ કરી દીધો. અને હવે હુંય જરા વિશેષ જાણતો થયો હતો. આ વિશ્વ તો ચકરાવો છે. અનેક જાતના યંત્ર, ખીલા, ચકકરનું બનેલું છે. સહુ પોતપોતાની રીતે ચાલે છે. આ બધું આપણે સંભાળી ન શકીએ. દર વખતે બહાર ફરવા લઈ જાય ત્યારે ખબર પડે શહેરમાં કેટ-કેટલા રસ્તા છે એની. દરેક રસ્તા પર ઘર. દરેક ઘરમાં માણસ. આમાંનાં ઘણાંને તો આપણે જોયેલાં જ નહીં. અને આ ઉપરાંત, બચ્ચાં ને છોકરાં, કૂતરાં ને બિલાડાં, બાબાગાડી ને ઘોડાગાડી, ગધેડાં અને મોટર, મોટા ખટારા ને ટ્રોલી: કેટલું બધું છે! માથા પર, છાપરા પર ગાડીઓ ચાલે. વહાણ, હોડી. ધુમ્મસમાંય ચાલે. આખી રાત પીસોટા મારતાં હોડકાં ચાલે.

ચાર વર્ષની વયના બાળકની બુધ્ધિ માટે આટલું બધું જાણવું એ ભારે કહેવાય. આમાં ખાસ વસ્તુ આટલી. હું લોકલીન કુટુમ્બનો. અમે દક્ષિણ બ્રુકલીનમાં પાર્ક સ્લોપ વિભાગમાં રહીએ. આ લોક મને ધકકો મારીને બહાર કાઢી મૂકી ન શકે. એમણે મને રાખવાનો. ખવરાવવાનું, કપડાં પહેરાવવાનાં, અવારનવાર પૈસા આપવાના. બદલામાં મારે એમનું કહ્યું કરવાનું. સામું બોલવાનું નહીં. રકાબીમાં કશું છોડવાનું નહીં. રમકડાં રઝળતાં મૂકવાનાં નહીં.

ઝાડુ પણ ફેરવી લે. આ વખતે આપણને દૂધ પિવરાવી, બિસ્કીટ ખવરાવી બહારનું ફાટક નહીં ખોલવાની કડક સૂચના સાથે બહાર મોકલવામાં આવેલા અને એ ઉપરાંત એમણે જ ફાટક બરાબર બંધ કરેલું. આ રીતની જે કાળજી લેવામાં આવતી એથી આપણું મન ભર્યું ભર્યું રહેતું. એનો અર્થ એ થયો કે હજુ એને મન આપણી કિંમત હતી. એટલે આપણે આ શરતો અને બંધનોનો સ્વીકાર કરીને પેલા રેતીના ચોકઠામાં ગોઠવાઈ ગયા.

થોડીવાર રમ્યો હોઇશ. પાયજામાની ધડીમાં રેતી ભરાઈ હશે. છેલ્લીવાર મીનમામીને ત્યાં ગયેલો ત્યારે એમના માછલીઘરમાંથી પાંચ પથરા ઉપાડી લાવેલો. આ પથરા પહેલાં એક હારમાં ગોઠવ્યા. પાછા ઉપાડી લીધા. પાછા ગોઠવ્યા.

એક છોકરી સડક પર દોડતી આવી અને અમારા ઘર સામે જ ઊભી રહી. ઊભી ઊભી હું પથરે રમું તે જોઈ રહી. એનું નામ સેસીલિયા મેકકલેરી. પણ બધા એને સીસી કહે. અમારાથી સાતમે બારણે રહે. એના બાપુ મિ. મેકકલેરી કાંઈ ખૂબ અગત્યનું કામ કરતા હશે, નહીંતર રોજ સવારે કામ પર જતી વખતે પહેરેલો સફેદ ચોખ્ખો કોલર, સાંજ સુધી એવો ને એવો હાલતમાં રહે ખરો?

"એ ચેકુસ, શું કરે છે?" ત્યાં ઊભા ઊભા મને ઉદ્દેશીને સીસી બોલી.

પથરે રમવાનું છોડી મેં એના સામું ભારે વિચારમાં હોઉં એમ જોયું. પહેલું તો આ છોકરીને મને 'ચેકુસ' કહેવાનો શો અધિકાર? હઈ હઈને મારા જેટલી મોટી. અને જેમ હું મારા ઘર આગળ રમતો હતો એમ એ પોતાના ઘર આગળ કેમ રમતી નથી? અહીં બધાની વચ્ચે રમવા કેમ આવી છે? અને પાછી બીજા રમતાં હોય એમાં ગબગબ કરે છે! મને સીસી જરાકે ન ગમી. છોકરી! અમારા ઘરમાં મા સિવાય કોઇ છોકરી નહીં. અને એને તો બૈરું કહેવાય. અને એ સાવ જુદી વાત થઈ. છોકરી એટલે નાનકડી ટીનકુડી અને નાની નાની ચોટલીઓ હોય એ. એટલે હું ચૂપ રહ્યો. મારા પાંચ પથરા સાથે ખેલ્યા કરું.

બહારના ફાટક પર કોણી ટેકવીને સીસી ઊભી રહી. મને પૂછે: "શું છે ચેકુશ? તું હજુ બોલતો નથી?"

આકાશમાંના કાળા ભમ્મર વાદળા જેવી નજરે મેં એની સામું જોયું. બોલી શકું છું, બરાબર બોલું છું; પણ તને જાણવા નહીં દઉં કે બોલું છું.

એને જુઓને ? આગલા દાંતની બખોલ પડેલી, લાલ લાલ ફોલ્લીઓ. અને ઝાડની સળી જેવા સીધા વાળ. સફેદ ચીંદરડું બાંધેલું.

"તને બોલતાં ન આવડતું હોય તો કાંઈ નહીં. મને આવડે છે," અને પોતાનું જ્ઞાન બતાવવા બારાખડી બોલી ગઈ. એકથી દશ બોલી ગઈ. પછી કવિતા આવડે છે એ બતાવવા જોડકણાં બોલી ગઈ. અને પછી ફાટક પર ઊભી રહી. દાઢી સળિયા પર ટેકવી.

"જોયું ? મને કેટલું આવડે છે ? તને નથી થતું બોલવાનું મન ? આવો બોથો છે તે તને દુઃખ નથી થતું ? બાઘો ચેકુસ !"

જો નફરત એ સાચી પિસ્તોલ હોત તો મેં એને ત્યાં ને ત્યાં જ શારી નાખી હોત. સીસીએ કળ ખોલી નાખી ને ફાટક પર ઊભી રહી ઝૂલવા લાગી. આમ તો કોઈ સંજોગોમાં ન બની શકે. એવી રજા મળે જ નહીં. આપણે એકવાર પકડાયેલા આવું કરતાં ત્યારે કાન આમળવામાં આવેલો. આમ કરીએ તો મજાગરાને કશું થાય એમ કહેવામાં આવેલું.

લોકલીન કુટુમ્બના નિયમનો આવો ભંગ સહન ન થયો એટલે પેલા પાંચમાંથી ઉઠાવીને એક પથરો મેં માર્યો.

સીસીએ માથું નમાવી દીધું : "લે ચાટ પડયો ! ચેકુસ બાઘો. બોલતાં આવડે નહીં. તાકતાં આવડે નહીં !"

બીજા બે પથરા માર્યા પણ નિશાન ચૂકી ગયા. હાલતા ચાલતા નિશાનને વીંધવું ઘણું મુશ્કેલ કામ છે.

એ ફાટક છોડીને આગળ આવી. આ તો જરાકે સહન ન થઇ શકે, સીસી હવે નજીક હતી. નિશાન લીધું. પણ પાછું ખાલી ગયું.

"કઈ રમત રમે છે, ચેકુસ ? સાવ બોથડ લાગે છે !"

અને એણે મારા સામે જીભડો કાઢયો. લાલ લાલ લોચો. "ચાટ પડયો ! ચાટ પડયો ! ચેકુસીઓ ચાટ પડયો !"

મૂઠી ભરીને મેં રેતી ફેંકી. પણ ખાસ દિલ દઇને ન ફેંકી. એની આંખમાં રેતી નાખવા જેટલો દુષ્ટ વિચાર મને આવેલો નહીં. અને સીસીમાં પણ અજબ પલટો આવ્યો. મને લાગે છે કે છોકરીઓની આ ખાસિયત હોય છે. એક વિચારમાંથી બીજા વિચારમાં તરત લીન થઈ જાય છે. નાચતી કૂદતી હતી તે છોડીને લાક્ષણિક રીતે, હાથ જોડીને મારા સામું આંખો

નચાવતી બોલી: "તેં જીવડાં જોયાં છે? આમ તેમ સરકતાં હોય એવાં? પકડયાં છે? દબાવ્યાં છે?" પાછી હાથથી દબાવવાનો અભિનય કરે.

મને ગુસ્સે કરવો હતો અને પાછી પરેશાન કરતી હતી. કશુંક કરવું જ જોઇએ. હું ઊભો થઈને ઘરમાં ગયો. મારી પાછળ પાછળ બોલે: "ચેકુસ, તેં બે ગાડીઓને ટકરાતી જોઈ છે? માણસ કચરાઈ જાય, મરી જાય એ જોયું છે?"

આ વાતમાં રસ પડે એવું હતું એટલે હું બારણા આગળ થોડુંક ઊભો. મેં કોઈને મરતાં જોયો ન હતો એટલે મેં ના પાડી.

"ચાલ તો મારી સાથે. નાકે ખાટકીની દુકાન છે ત્યાં સુવરનું માથું લટકાવ્યું છે. સુવર તારા સામું ડોળા કાઢી ને—"

પણ હું ઘરમાં ગયો અને સીધો મારા ઓરડામાં ગયો.

"કોણ? ટીપ્પી? તું છે?" માએ સફાઈ કરતાં પૂછ્યું.

"હું." ઉપર ચઢતાં હું બોલ્યો.

મારા ઓરડામાં મેં મારો પટારો ખોલ્યો અને એમાં ફેંદવા માંડ્યું. કશું ભારે, કશું લાંબું જોઇએ. હોડકું હલકું તે મૂકી દીધું. હથોડી હાથમાં લીધી અને ફાવી નહીં એટલે મૂકી દીધી. છેવટે મારી પાસે હતી એ લાંબામાં લાંબી વસ્તુ કાઢી. પતરાનો લાલબંબો: લંબાઈ આશરે એક ફૂટ.

દાદર ઊતરતાં સંભાળવાનું. પેલા પાયજા ઊતરી જાય. ઊતરી જાય એટલે પગમાં ભરાય. પગમાં ભરાય એટલે પડીએ. સંભાળી સંભાળીને એક એક પગથિયું ઊતરવા માંડ્યું. જરા ભારે તે શ્વાસ ચઢે. અવાજ પણ થાય. પાછો આવ્યો ત્યારે સીસી ફાટક પર ઝૂલતી હતી. સળિયા પર દાઢી અને હાથ આગળ વાળેલા.

"ચેકુસ! તેં સાપ જોયો છે?"

એ મારી નજીક આવે એની રાહ જોતો હું ઊભો રહ્યો. અને બરાબર નજીક આવી એટલે માથામાં દીધી. એક હાથ ઊંચો કરીને એણે ઝીલી લેવાની કોશિશ કરી પણ લાલબંબો હાથ પર પડ્યો અને માથામાં ઢીમડું થયું.

ફાટક પર ઝૂકી પડીને એણે એક ચીસ પાડી. ફાટક હજુ ઉઘાડ-વાસ થયા કરે. આપણે બીજીવાર ઠોકવા લાલબંબો ઊંચો કર્યો પણ ત્યાં તો

મા અંદરથી દોડતી આવી. વાત સમજી ગઈ, લાલ્લબઓ મારા હાથમાંથી લઈને મને રેતીના ચોકઠા પર હડસેલ્યો અને સીસીને બાથમાં લીધી.

"શું કર્યું તેં? બોલ, શું કર્યું તેં!" મા મને ધમકાવતી હતી. સવાલ જ અર્થ વગરનો, તે એનો જવાબ શું આપવો? એટલે આપણે તો સીસી સામે દાંતિયાં કર્યાં. એ માને વળગીને રૂવે.

"અને મને બોલતાં આવડે છે, કવિતા આવડે છે!"

મા સીસીને ઘરમાં લઈ ગઈ. હાથ–માથું પાણીથી લૂછ્યું. પાટો બાંધ્યો. અપરાધ બદલ આપણને નાવણિયામાં પૂરી દેવામાં આવ્યા. પણ આપણને એના કરતાંય બીજી વાતનું વિશેષ લાગ્યું. મારા ઘરમાં મારી મા સીસીની સારવાર કરતી હતી!

રાતે વાળુમાં આપણને માત્ર દૂધ અને રોટી મળ્યાં. મને તો દૂધ–રોટી ભાવે છે. ત્યારેય ભાવતાં. આજે પણ ભાવે છે. લાલ્લબઓ લઈ લેવાયો તે છેક મહિને પાછો મળ્યો. પણ હવે મને જ લાલ્લબઓ ગમતો ન હતો. સીસીનું માથું એટલું નક્કર કે બંબામાં જ ઘોબો પડ્યો હતો!

આખા પ્રસંગમાં આપણને તો આ છોકરીઓનાં મન કઈ રીતે કામ કરે છે તે પહેલી જ વાર જાણવા મળ્યું. આ પછી સીસીમાં ઘણો મોટો પલટો આવ્યો. આ માથામાં લાલ્લબઓ ઠોકયો તો એના સ્વભાવની બીજી બાજુ જોવા મળી. હવે વાડ આગળ આવીને ઊભી રહે અને બહુ ભાવપૂર્વક મારા સામું જુએ.

બાપુની આંગળી ઝાલી આપણે એના ઘર પાસેથી નીકળ્યા હોઈએ ત્યારે શરમાતી શરમાતી બોલે: "ટીપ્પી! કેમ છે?" હવે તો મને આદુની મીઠી ગોળી અને નાળિયેરની પીપી આપે. "ચેકુસ" તો બોલે જ નહીં. આપણી આસપાસ આંટા મારે. આપણે બોલીએ તે બહુ જ ધ્યાનથી અને નમ્રતાથી સાંભળે.

પણ એ જેમ નમ્ર બનતી ગઈ એમ આપણે એના પર ઓછું ધ્યાન દેતા થયા.

# ડફી ટૅક્સીવાળો

**જૂન** મહિનાની એક સવારે ખેવડો નાસ્તો દબાવીને આપણે બહાર પડયા. ઘર આગળ આંટા માર્યા. પછી લાખંડના સળિયા પર દાઢી ટેકવીને લોકને જતાં આવતાં જોયાં. પાંચ સાલની ઉમ્મર તે કમાવા માટે આંગળી પણ ઊંચી કરવાની નહીં. થોડીવાર પછી કેનેથ ઘરમાંથી બહાર આવ્યો. ધોયેલાં કપડાં પહેરેલાં. ટાપટીપ પણ ખરી. પણ ખચ્ચરિયું લાગે. શાળાના ચોપડા ચામડાના પટે બાંધીને ખભે મૂકેલા.

આપણી સાથે ક્યારેક બોલે, ક્યારેક ન બોલે. આજે બોલ્યો: "આ શિક્ષકના ગળામાં હાડકું ભરાઈ જાય. બધા કહેતાં બધા શાળામાં મરી જાય અને બધાને ડોળીમાં ઘાલીને લઇ જાય." ફાટકને લાત મારી ખોલ્યું.

હું કાંઇ ન બોલ્યો. મોટાભાઇની બીક પણ લાગે. "ફિકર ન કરતો," બહાર જતાં કેનેથ બોલ્યો, "તનેય બચ્ચા, ખબર પડશે. સપ્ટેમ્બરમાં નિશાળે જવાનું છે. પછી જો વાત!" દફતરને મોટો મસ આંચકો આપી બોલ્યો: "આવજે અને ઘોડાગાડીથી સંભાળજે."

"સંભાળીશું." મેં કહ્યું. મનમાં તો ઘોડાગાડી જોવાની ઉત્કંઠા હતી, કારણ કે આજ લગી જોઈ જ ન હતી. કેનેથભાઈ આપણા અસ્તિત્વનો સ્વીકાર કરે એ મને ખૂબ ગમે. એ થોડા શબ્દ બોલે પણ આપણો આખો દા'ડો બસ મગન મગન થઈ જાય.

થોડી વાર પછી આપણે ફાટક ખોલ્યું અને બહાર નીકળ્યા. લોક કામે જતા હોય એને સુપ્રભાતમ્ કે'વા માંડ્યું. એમને ઠીક લાગે. એક ભાઇએ ચાવવાનો ગુંદર આપ્યો. એક બાઈ મલકી અને આપણને બે સેન્ટ આપ્યા. આગળના પગથિયે બેસી પડી ગુંદર ચાવતાં આપણે બે સેંટ ગણ્યા કર્યા.

મા હવે દૂધ પીવા બોલાવશે એમ લાગ્યું એટલે પાછા ઘર આગળ આવી ગયા. આમતેમ ફર્યા ત્યાં મા બારી પાસે આવી અને કાચ પર ટકોરા મારતી ગઇ. આ અમારો સંકેત. નાસ્તો પતાવીને પાછા બહાર. ત્યાં અંદરથી અવાજ: "ઘર આગળ રમજે. સડક ઓળંગવાની નહીં." જવાબ દીધા વિના જ મૂંડી હલાવી, ને આપણે ત્રણેક મિનિટ લગી આજ્ઞાનું કડક

પાલન કરી ઘર આગળ જ રમીને પછી ઊપડયા આગળ. સૂરજનો પ્રકાશ ઝળહળતો હતો તેમાં ઝુકાવીને ગટર આગળ કાંઈ કામ ચાલતું હતું તે જોવા ગયા. સફાઇ કરનારો આવ્યો એનું આપણે અભિવાદન કર્યું એટલે એણે આપણું અભિવાદન કર્યું. દોસ્તદાવે એણે આપણને ઝાડુ પકડવા દીધું એ આપણને ખૂબ ગમ્યું. અહીંથી કામ પૂરું કરીને જતાં એ દિલગીર થયો હોય એવું લાગ્યું.

એટલામાં સીસી મેકકલેરી કૂદતી કૂદતી આવી. એના રંગવાની પીંછી જેવા જાડા સીધા વાળ અને મોં પરની ફોડકીઓથી સીસી આમ અલગ તરી આવે. એમાંય એ બીજાં જેમ એક પગ ઉપાડી બીજો જમીન પર ટેકવી, પેલો આગળ ધરીને ન ચાલે. બબ્બે પગે કૂદતી લાગે. કૂદે નહીં ત્યાં સરકે. અને પછી ચક્કર ઘૂમતી લાગે. એ કશું ખાતી હતી અને મને પણ એણે ખાવા આપ્યું. એણે ધર્યું એક ને આપણે ઉદાવ્યાં ચાર. એકાદ બે કોણી મારી લીધી આપણે. એને તો ચૂંટી ખણતાંય ન આવડે.

ત્યાં આપણા નામનો પોકાર થયો અને એ પણ ઘેર ગઈ. હું જમતો હતો ત્યાં કેનેથ આવ્યો. આપણે જમીપરવારીને પાછા બહાર ભાગતા હતા ત્યાં માએ ઓચીએથી પકડયો: "મિસ્તર, હાથ ધૂઓ. ટેબલ પરથી ઊઠયા પછી હાથ ધોવા જોઇએ." ધોયા. અને પછી વામકૂક્ષીની એ વાત કરે. એને પટાવીને ટાળી અને ભાગ્યા બહાર. પછી કેનેથ નિશાળે જવા નીકળ્યો. આ વખતે આપણા સામું પણ ન જોયું.

ત્યાં મા કપડાં પહેરીને નીકળી ખરીદી કરવા અને આપણને પણ આંગળીએ વળગાડીને સાથે લીધા. જ્યાં જાય ત્યાં આપણને કાંક મળે. આપણી સફર ધન્ય થઈ ગઇ. પાછા આવ્યા એટલે એણે સુવાડી દીધા. ઊઠયા ત્યારે કાંક નાસ્તો મળ્યો. અને પાછા ઊપડયા બહાર.

,

હું ત્યાં બેઠો હતો ત્યાં શેરીમાં એક ટેકસી દાખલ થઈ. મોટા ચોરસ જેવી લાગે. એટલી ધીરી ચાલે કે પૈડું ફરતું હશે કે નહીં એની પણ શંકા થાય. ટેકસી પર કાળા ધોળા ચોરસ ચીતરેલા. ઘરનો સામાન વળગણીના દોરડે બાંધેલો ઠઠોઠઠ ખડકેલો. આગલી બેઠક પર પણ સામાન ઠાંસી ઠાંસીને મૂકેલો. જાજમનો છેડો હાંકનારની આંખ પર આવ્યા કરે. છતાં એને કશી ફિકરચિન્તા નહીં. સીટી મારે. પછી બારી બહાર ઝૂકીને એણે ઘર નંબર

જોયા. ડાબા હાથે સ્ટીઅરિંગ વ્હીલ સાચવે, જમણા હાથે પેલી જાજમના છેડાને પકડેલો. પાછલી બેઠકો પર દીવા, ખુરશીઓ, ટેબલ, પેટીઓ, પીપડાં એવું બધું મૂકેલું. છાપરા પર જમવાનું ટેબલ ઊંધું ગોઠવેલું, તે કોક પ્રાણી ચારે પગે આકાશને ટેકા દેતું હોય એવું લાગે.

ટેક્સી બિલકુલ અમારા ઘર નીચે આવીને ઊભી રહી. હાંકનારે મોટર બંધ કરી. કોક ઘરડી ખખ ડોશીનો શ્વાસ ભરાયો હોય અને હેઠે બેસે એવો અવાજ કરીને મોટર બંધ થઇ. હાંકનાર બહાર નીકળ્યા. જરાક પગ છૂટા કર્યો અને એક ટાયરને લાત લગાવી જોઈ.

"અહીં ગાડી મૂકું?" એણે મને પૂછ્યું. અવાજ કડાકેદાર. પૂછવાની રીત સભ્ય. "ચારે પૈડાં જમીન પર છે. કોઇને કશું થયું નથી." પાછળ જઇને બીજા ટાયરને લાત મારી. પછી સીટી મારતાં મારતાં એણે વળગણીની દોરી છોડવા માંડી. સાધારણ ઊંચાઇના માણસ પણ મોઢું બરાબર ગોળ. આંખ માંજરી પણ ભાવ જિજ્ઞાસાનો.

"શું તમારું નામ?" સીટી બંધ કરી મારા સામું જોતાં પૂછ્યું.

"ટીપ્પી લોકલીન." જરા ધીરેથી બોલ્યો. અજાણ્યા સાથે મને બહુ ફાવતું નહીં.

"આ તમારું તખ્તાનું નામ છે?"

હું કાંઈ ન બોલ્યો. એ શું પૂછતા હતા એની પણ મને ખબર ન પડી. ગાંઠ છૂટતી ન હતી તે દાંતથી ખોલવાનો એ યત્ન કરતા હતા.

"મારું નામ ડફી. પણ છાપાંવાળાને મેરબાની કરીને કે'તા નહીં હું અહીં છું એ."

માનું છું એ સાંભળીને મારી આંખ પહોળી થઇ હશે.

"હું તમારો નવો પાડોશી." દોરડાનો છૂટો થયેલો છેડો ઉછાળીને સામી બાજુ ફેંકતા એ બોલ્યા. મેં માની લીધું એ ચોક્કસ જોડેને ઘેર ભોંયતળિયે રહેવા આવ્યા હશે. કેટલાક વખતથી ખાલી હતું.

મિ. ડફીએ સમાન ઉતારવા માંડ્યો, ઉતારીને પગથી પર મૂકે. એ પૂરું થયું એટલે એણે રૂમાલથી મોં લૂછ્યું અને ગળું—ગરદન પણ ઘસીને લૂછ્યાં. પછી એમણે ખમીસની આસ્તીન ચઢાવી. બન્ને હાથે છૂંદણાં છૂંદાવેલાં. આમાં મને ખૂબ રસ પડ્યો. એ મારી પાસે આવીને ઊભા અને ચોપકાઈ

ગયેલી સિગારેટ ખીસામાંથી કાઢીને સળગાવી. પીતાં પહેલાં સૂંઘી. "જો હું પૈસાદાર હોત તો અહીં રહેવા ન આવત. પણ શાકપાલથી મરી જાત."

હું તો હાથ પર શું શું ચીતરાવેલું હતું તે જોવામાં મશગૂલ હતો.

"જુવો. જોવામાં કશું નુકસાન નથી. પણ અડકવા જાવ ત્યારે ઝંઝટ શરૂ થાય છે." એણે હાથ ધર્યા.

જમણા હાથ પર દાંતનું ચોકઠું ચીતરેલું. બીજું કાંઈ નહીં. બીજા હાથ પર પુષ્પમાળા. એની નીચે કશું સૂત્ર. આપણને વાંચતાં આવડે નહીં. નિશાળે જવાનું શરૂ પણ કર્યું ન હતું. એટલે મિ. લીએ વાંચ્યું : "ઈશ્વર, દેશ, મા અને બહેનપણી માટે. મેં જ ગોઠવ્યું. કાગળ પર લખ્યું અને છૂંદનાર પાસે કોતરાવ્યું. દરિયાઈ લશ્કરમાં હતો ત્યારનું."

"મારા બાપુ લશ્કરમાં હતા."

માથેથી ટોપી લઈ હવા ખાતાં એ બોલ્યા : "હવે આ જુવો. પેલું દાંતના ચોકઠાવાળું. એ પૂરું થયું જ નહીં. એના નીચે લખવાનું હતું : 'હસતા રહો.' પણ છૂંદનાર હાથમાં સોય સાથે જ મરી ગયો!"

અમારા નવા પાડોશી સામું હું અત્યંત વિસ્મયપૂર્વક જોઈ રહ્યો. સિગારેટની ધૂંણીની ફૂંક ઊંચી મારે અને એનાં ગોળ ચકરડાં ઊડે. મારો આદર વધતો જાય.

"તમારો વિશેષ પરિચય થશે અને જો તમે મારી પાસે કશું ઉધાર-ઉછીનું નહીં માગો તો હું તમને મારી પીઠ પાછળ જે આઠ ગોળા છૂંદ્યા છે તે બતાવીશ."

"આઠ ગોળા?"

"હું અં. બીજા છોકરા સાથે તમે રમતા નથી?"

માથું હલાવી હા પાડી. પણ દુનિયામાં કેટકેટલું છે જેની આપણને ખબર જ નથી એનો રંજ પણ થવા લાગ્યો. નકામનો સમય કેટલો વીતી ગયો?

"અહીં છૂંદાવ્યાં છે." ખરડા વચ્ચે આંગળી ચીંધીને બોલ્યા.

"પણ ત્યાં કેમ?"

"કદી આઠ ગોળાની રમત ન રમવાનો નિર્ણય કર્યો."

આ સારું કે ખોટું એ કહી શકવાની મારી તાકાત ન હતી એટલે ભલી ચૂપ.

મિ. ડફી ઓટલે બેઠા. ફરી મોં લૂછ્યું. મને પૂછે: "પરણેલા છો?"

"ના," મારું મોં પડી ગયું. "હજુ હું મોટો નથી થયો."

"એને વળી શા લેવાદેવા?" મારા સામું ટીકી ટીકીને જોઈ રહેતાં એ બોલ્યા. "કેમ રહી ગયા? શેની રાહ જુઓ છો? નાતાલની?"

મેં માથું ધુણાવ્યું.

"કેટલાં થયાં?"

"પાંચ પૂરાં થશે." એની આંખમાં આંખ પરોવી.

"પણ આમ રમતા ભમવાનું ક્યારે છોડશો?" એના અવાજમાં કશું ખોખરાપણું આવ્યું. "ઠરી ઠામ બેસો. કોક છોકરીને સુખી કરો. એમ માનો છો કે તમારે લાયક કોઈ છે જ નહીં, હેં! ઓળખું છું તમારી જાતને. એક એકને દૂર હોય તો ય ઓળખી કાઢું. ફક્કડ લાલ. બાપકમાઈ-વાળા. ભામટા."

હું કાંઈ ન બોલ્યો. મારા નવા મિત્રની નજરમાં હું સાવ ઊણો ઊતરતો હતો. પેલા આઠ ગોળા જોવા ક્યારેય નહીં મળે?

"આખી જિંદગી કાંઈ ખેલકૂદ ઓછાં ચાલે છે? કોક તો ભાર વેઠવો પડે છે."

શું કે'વું એ મને સમજાયું નહીં. કોને ભાર વેઠવાનો હશે, શેનો ભાર હશે એ કાંઈ મને સમજાયું નહીં. ગમે તે હોય, આપણે નહીં. આપણી પાસે તો આ કોક આપ્યા હોય એ પેની બે પેની સિવાય પૈસા જ ક્યાં હતા?

"આ ઘડીએ જ તમે કોક નાનકડી કન્યાનું હૈયું ભાંગી રહ્યા છો!" ટીકીટીકીને મારા સામું જોતાં ડફી બોલ્યા:

મને સીસી મેકકલેરીનો વિચાર આવ્યો. હૈયું નહિ પણ એનું માથું મેં લાલ બંબાથી ફોડ્યું હતું. મારી ધૂળમાં મળતી પ્રતિષ્ઠા ટકાવી રાખવા મેં પણ કહ્યું: 'મારા બાપુ પરણેલા છે.'

"એમ! કુટુમ્બમાં એક તો પરણેલા છે જાણી આનંદ થયો. બીજું કોઈ? તમારાં મા?"

"એ પણ પરણેલાં છે."

"ચાલો બે થયાં. બીજું કોઈ?"

ગયો. મારી ત્રણ પિતરાઈ બહેનો કીટી, શાર્લોટ અને પોલી ત્રણે સોફા પર હારબંધ બેઠેલી અને છબીઓનું આલ્બમ જુવે અને એકબીજાના કાન કરડે. મેં એમના સામું જોયું જ નહીં. એક પોલી સિવાય બીજી બે તો મને ગમે પણ નહીં. પોલી મારાથી સહેજ નાની. એ મારી ભાઈબંધ. કીટી અને શાર્લોટ હંમેશાં હસતી રહે અને કાનસૂરિયાં કર્યાં કરે. પોલી બિચારી બોલે જ નહીં.

"કેમ છે ટીપડી?" એણે પૂછ્યું.

કીટી અને શાર્લોટે પણ ખબર પૂછી. એક જ નજરમાં એમના પ્રત્યે કડકાઈ અને પોલી પ્રત્યે મીઠાશ આણવાની મેં કોશિશ કરી. પણ આ એટલું સહેલું ન હતું એટલે આપણે એમના લાભાર્થે શિર્ષાસન કર્યું અને બીજી આવડતી કરામતો કરી બતાવી. આ બધામાં સહુથી ઉત્તમ કરામત તો વાળુ કરવા ચાલો એમ કહેવાય એટલે સહુ કરતાં પહેલાં આસને બેસી જવાની હતી.

"ઊભા રહો. બીજા બેસે ત્યાં લગી બાજુએ ઊભા રહો." બાપુનું ફરમાન છૂટયું. એટલે ઊભા રહ્યા. બધા બેઠા એટલે બાપુ કહે: "હવે બેસો!"

બેઠા. નેપકીન ભેરવ્યો. જાહેરમાં ઠપકો આપવામાં આવ્યો હતો એટલું સમજી ગયા. બધા વચ્ચે અપમાન થયું એ ઠીક ન હતું. પોલી મારા સામું જોતી હતી એ મેં જોયું. ભલે ઠપકો મળ્યો પણ મારો ગુસ્સો હજુ અણનમ છે એ બતાવવા હું મોટા માણસની જેમ મલકયો.

"પેલો કેનેથ કયાં છે?" અમે જમવાનું શરૂ કરતાં હતાં ત્યાં બાપુએ પૂછ્યું.

લગભગ આ જ ક્ષણે બારણું ખૂલ્યું અને બીડાયું. પગમાં ભેરવેલી 'સ્કેઈટિસ' કાઢી હોય એવો અવાજ આવ્યો. કેનેથ દોડતો અંદર આવીને ગુપચુપ ખાલી ખુરશીમાં બેસી ગયો. દરેકને અભિવાદન કર્યું પણ ચહેરો આમ સહેજ બધાની નજરથી ટાળતો હોય એમ બેઠો.

"શું થયું?" બાપુએ એના પર નજર ફેરવતાં પૂછ્યું. કેનેથના ડાબા ગાલ પર કશો ઘા હતો.

"પડી ગયો."

"લઢતો હતો?" માએ પૂછ્યું.

"સ્કેટિંગ કરતો હતો. સ્કેટિંગ ને લઢવાનું ભેગું તો ન થાય."

"જોઉં તારા હાથ?" માએ ફરમાવ્યુ.

"મને કે' છે?"

"હા. તને."

કેનેથે એક હાથ બતાવ્યો. ચોખ્ખો કંચન જેવો.

'બીજો?'

બીજો હાથ ઝડપભેર હલાવ્યો.

'ગંદો! ધૂળ વાળો! જાવ, ઉપર જઈને ધોઇ આવો.'

'સારું,' કહીને રોટીનું બટકું મોંમાં મારીને કેનેથ હાથ ધોવા ઊપડયો. એ પાછો આવ્યો અને જમવા માંડ્યું ત્યારે વાતચીતમાં થોડી મંદતા આવી રહી હતી. અમે બધા મા ફળ પીરશે તેની રાહ જોતા હતા. ત્યારે ગળું ખંખેરીને મેં કહ્યું, "માફ કરજો પણ મારે સવાલ પૂછવો છે."

"શો સવાલ પૂછવો છે? કશું કર્યું નથીને?"

"ના, પણ મારે જાણવું છે."

"એ તો ભાઇ પૂછતાં પંડિત થવાય." બાપુ બોલ્યા.

આપણને ઉત્તેજન મળ્યું.

"પરણવાને માટે કેટલી વયના થવું પડે?"

બધા સાવ ચૂપ. ટાંકણી પડે તોય અવાજ સંભળાય. મા કાંક લઈને રસોડામાંથી આવતી હતી તે દરવાજામાં જ ઊભી રહી ગઇ. પેલી પિતરાઈ બહેનો ખડખડ હસવા લાગી—એક પોલી સિવાય. પોલી મારા સામું જોઈ રહી. કેનેથ પણ મારા સામું જુવે. પણ એની આંખમાંથી જાણે છરીઓ છૂટતી લાગે. બ્રીડીકાકી પણ મલકી પડયાં. મેટકાકા અને બાપુ એકમેક સામું જોઇને જાણે સવાલ પૂછતા હતા: "શું છે આ?"

"શું કહ્યું?" બાપુએ પૂછ્યું.

"મેં પૂછ્યું: લગન કરવા કેટલી ઉમ્મર જોઈએ?"

"કેમ? ગોઠવ્યું છે કાંઈ?" બાપુએ પૂછ્યું.

"કોને ધ્યાનમાં લીધી છે, ટીપ? એને દાંત છે કે ચોકઠું?" મેટકાકાએ પૂછ્યું.

"મારી વાત નથી. મારે તો જાણવું'તું એટલું જ."

બધાંએ મારી મશ્કરી કરવા માંડી. પણ આપણે અડગ હતા: "પણ કેટલી ઉમ્મર?" એક એકના સામું જોતાં એ જ સવાલ પૂછ્યે રાખ્યો.

"સમજણ પડે એટલી." મેટકાકાએ જવાબ દીધો.

"પણ હું તો—"

"ચાલ હવે જમી લે." મા બોલી.

"તારો શું વિચાર છે? બોલ!" મેટકાકા હવે તંત છોડતા ન હતા. "બોલ, અહીં ત્રણ કન્યાઓ બેઠી છે. પાકી ઉમ્મરની. ત્રણેને પરણ ઊપડ્યું છે."

"બાપુ?" કીટીએ ચીસ પાડી.

"અમને તો કાંઈ નથી." શાર્લોટ બોલી.

પોલી કાંઇ ન બોલી.

"એ તો એમ કે, પણ હું જાણું છું. મોટીને થયાં નવ. એનું મન જુવાનોમાં છે. બીજી એનાં મન છોકરામાં છે. રોજ મને કે'છે : ખલાસીઓને જમવા લાવોને!"

"અમે નથી કહ્યું." કીટી અને શાર્લોટ ભેગી બોલી ઊઠી.

"મારું માનજે, દોસ્ત. લગન કરવું હોય તો મર્યા પછી ત્રીજે દિવસે કરજે." મેટકાકાએ શિખામણ આપી.

રાતે સૂતા ત્યારે મનમાં અનેક વિચાર હતા. બીજે દિવસે મારા નવા મિત્ર ડફીને શું મોં બતાવીશ? પરણવાનું તો દૂર રહ્યું પણ સડક ઓળંગવાનીય મનાઈ. શું કરવું મારે!

## ૯
## દરિયાકાંઠે

બીજે દિવસે, સવારથી રાત સુધીમાં મિ. ડફી મારી નજરે ન પડ્યા. એ મળે એ માટે હું સવારે અને બપોરે ઘરઆંગણે જ રમતો રહ્યો. પણ એ ન આવ્યા. રાતે વાળુ વેળાએ બાપુએ ખબર આપ્યા કે આગળ એક દિવસ કામ કરેલું એને બદલે આવતી કાલે છુટ્ટી મળી છે. એટલે જો મોસમ સારી રહેશે અને અમે સહુ સારા રહેશું તો બધા આવતી કાલે દરિયાકાંઠે કોની ટાપુ પર જઈશું.

આ તો ઘણી જ મજાની વાત. કોની ટાપુ પર દરિયાકાંઠે જવું એ તો મોટી મસ ટ્રોલીમાં બેસીને સ્વર્ગની મોજે જવા જેવું. હા, પાછા આવો ત્યારે જોડામાં રેતી ભરાઇ હોય અને ચામડી દઝાઇ હોય એ સાચું. પણ જેવા આપણને આ સમાચાર મળ્યા એવું જ આપણે મનમાંથી મિ. ડફીના બધા વિચારને તાળું મારી પૂરી દીધા. વાળુ પણ માંડ માંડ પૂરું કર્યું.

જેટલા વહેલા નીકળાય એટલું સારું. માએ તો રાતે જ જાતજાતની વાનગીઓ બનાવી. ઈંડાં બાફ્યાં. મા રાંધતી'તી ત્યારે બાપુ અમને નાનકડી ડોલ અને પાવડા અપાવવા લઈ ગયા. કેનેથને આ જરાકે ગમતું નહિ. આ ડોલ–પાવડાથી તો નાનાં છોકરાં રમે. એ તો મોટો હતો.

"આપણે તો તરવું છે. આ ખોદવા કરવાનું આપણે નથી કરવાના." નીચલો હોઠ દબાવીને કેનેથ બોલ્યો.

"તું શું કરે છે એની જરાકે તમા નથી. આ તમને બે ડોલ અને બે પાવડા અપાવ્યા. એટલે ભલો થઈને તારી ડોલ અને તારો પાવડો લઈ લે."

કેનેથ સાથે જ ઘેર પાછો આવ્યો. પણ એના ચહેરા પર બળવો ચીતરાયેલો. ડોલ–પાવડો હાથમાં પકડેલાં પણ હાથ એવો વાળેલો કે કોઇ જોઈ જ ન શકે હાથમાં શું છે એ. જેવા ઘેર પહોંચ્યા કે તરત જ સીડી નીચે ફેંકી દઇ ખોઇ નાખ્યાં. મેં જોઈ લીધું પણ મારા સામે મુક્કો ઉગામીને ચૂપ રહેજે નહીં તો—એમ સમજાવી દીધું. અને બચપણની આ આચાર–સંહિતાને હું સારી પેઠે જાણતો હતો.

આકાશ ચોખ્ખું રહે એવી આશા સાથે હું સૂતો. સાંજની પ્રાર્થનામાં વરસાદ મોકલીને બધો ભક્રો ન બગાડવાનું સૂચન તો મેં ભગવાનને કરી દીધું હતું. વરસાદ પડે ત્યારે કોની ટાપુ પર કોઈ જાય જ નહીં. એ રાતે આપણી ઊંઘ કાગનિંદર જેવી. જાણે ઊંઘે આકાશમાં તરતા હોઈએ. ઘડી થાય ને 'કોની ટાપુ' મનોમન બોલતા જાગીએ. પછી માથે ઓઢીને ઊંઘી જઈએ. સવારે પોણાપાંચે જાગી ગયો. અને જાગ્યો એવો બાપુના ઓરડામાં. એમણે સૂતાં સૂતાં જ મને પાછો સૂઇ જવાનું કહ્યું. આ લોક વેળાસર કશું જ કામ ન કરે. પણ આપણે નાસ્તો લેવાનું થાય એ પહેલાં જ તૈયાર. પેલી ડોલ અને પાવડાથી સંપૂર્ણ રીતે સજ્જ.

પણ આ લોકને શું કહેવું? બસ નાસ્તો કરવા બેસે જ નહીં. બેઠા તો ઊઠે જ નહીં! બાપુ–ત્રણ કપ કોફી ચઢાવી, ચાંગળુ ચાંગળુ સડાકા બોલાવી-

ને પીએ. કપ કલાકે પણ પૂરો ન થાય. છેવટે ભલી મત સૂઝી તે પૂરું થયું તો ઝડપથી સામાન કાઢે નહીં! પોટલું કાઢે તો ના'વાનાં કપડાં ન લીધાં હોય! છેવટે બધું નીકળ્યું અને બધા સાથે અમે ચારે નીકળ્યા. ઘરથી બાર ડગલાં આગળ પહોંચ્યા ત્યાં બાપુએ કેનેથ સામું જોયું.

"કેમ મિસ્તર, પેલી ડોલ ને પાવડો ક્યાં છે?"

"ખોવાઈ ગયાં," આકાશ, મકાનનાં છાપરાં, ધરતી, પાછું આકાશ એવા ક્રમમાં દૃષ્ટિને ઊંચી નીચી ફેરવતાં કેનેથ બોલ્યો.

"જાવ, શોધી કાઢો." પોટલું નીચે મૂકી, ખીસામાંથી ચાવી કાઢીને આપતાં બાપુ બોલ્યા.

કેનેથ ગયો એવો પાછો આવ્યો: "ન જડયાં."

અને બાપુનો પિત્તો ગયો. હાથ ઊંચે નીચે થાય. ચહેરા પર ગુસ્સાનો લાલ રંગ પથરાય: "જો મેં પૈસા ખરચીને વસ્તુ લાવી આપી! પરસેવો પડ્યો'તો હોં મહેરબાન!'

"તમેય શું બે દમડીની ડોલ પર આટલું કરો છો? ચાલો મોડું થશે." બાપુનો બબડાટ ચાલુ રહ્યો પણ અમે આગળ ચાલ્યાં. અને કેનેથે મને આંખ્ય મારી – જિંદગીમાં પહેલી જ વાર આ કૃપા વરસી.

પ્રોસ્પેક્ટ પાર્ક લગી ચાલી નાખીને અમે સ્મીથ સ્ટ્રીટની ગાડીમાં કોની ટાપુમાં જવા બેઠાં. ખુલ્લી ગાડી. માથે છાપરું નહીં. ઉનાળામાં જ એ ગાડી વપરાય. ઘણાખરા મુસાફરો પણ દરિયાકાંઠે જનારાં. નાનાં મોટાં છાબડાં, નાની પેટીઓ કે થેલીઓ લઈ નીકળેલાં. ખાવાનું અને કપડાં ભરેલાં. ઘણાં નાનાં મોટાં બાળકોના દેદાર તો તપેલા જેવા લાગે. કિનારે કશું કપડાં મૂકવા માટે ભાડે રાખવું ન પડે એ કારણે બિચારાંને ના'વાનાં કપડાં પર બીજાં કપડાં પહેરવાં પડેલાં.

ગાડી ચાલી. કંડક્ટર સળિયો ઝાલીને બહાર ઝૂલે. પછી ભીડમાંથી રસ્તો કાઢી ટિકટ આપવા આવે. અમે છેલ્લા થોભ લગી જનારાં એટલે એણે ટ્રાન્સફર ટિકિટ કાઢી આપી. ટિકિટ પકડી રાખવાની કામગીરી આપણને સોંપાઈ. પણ સાથે સૂચના: "જોજે, પવનમાં ઊડી ન જાય. માણસના મોંમાંથી ચોકઠું ઊડી જાય એવો પવન છે!"

વાત ખરી હતી. પવન ચારેકોરથી ઝપટથી વાતો હતો. ઊડતા હોઇએ એવું લાગે. એક બાજુ લાકડાનો કઠેરો. ગાડી વળાંક લે એ વખતે મુસાફરો ઊડી ન જાય એ માટે રક્ષણ ખાતર કઠેરો મૂકેલો. બીજી બાજુ ચઢઊતર માટે ખુલ્લું. ત્યાં બેઠા હોય એમને તો હરેક પળ કશું પકડી રાખવું પડે. નહીંતર ઊડીને બહાર.

ગાડી થોભ પર ઊભી રહે એટલે મુસાફરો ગૌરવ સાથે ગાડીમાં ચઢે અને જગા શોધીને બેસે. કોઇ મોડો પડે તો ગાડી ઊપડ્યા પછી દોડતો ચઢવા આવે અને ખરી મજા શરૂ થાય. પંદર વીસ ફૂટ જેટલું છેટું હોય. પેલા દોડતા આવે. ગાડીને થોભાવો એમ હાંક મારતા હોય. પણ ગાડી ઊપડી તે ઊપડી. જો પેલો દોડનાર સારો હોય તો સળિયાને ઝપટથી પકડી ને મારે અફલાતૂન કૂદકો. અને પછી પાટિયા પર પગનું ટેકણ લઇને પતંગિયા જેમ ઝોલાં ખાય. ગાડીમાંના કોક ભલા થઇને એમને ઉપર ખેંચે. કોક વાર કંડક્ટર એમને લાંબું ભાષણ સંભળાવે. પવન સાનુકૂળ હોય તો ભાષણ અડધો માઇલ આઘે સંભળાય. ગાડીવાળા આ સાહસને પસંદ ન કરે. પ્રોત્સાહન ન આપે. અકસ્માત થયા જ કરે. આપણા જેવા બાળકને તો આ દોડાદોડીમાં એક જ રસ. કોક સળિયો ન પકડી શકે, કોકનો હાથ સરકી જાય અને એ સડક પર પડે એ જોવા મળે!

ગાડી બદલવાનો થોભ આવ્યો. ગાડી અમારે જવાનું હતું એથી બિલકુલ વિરુદ્ધ દિશામાં મોં કરીને ઊભી. હવે કોની ટાપુ કઇ રીતે જઇશું એનો ઉચાટ અમારા દિલમાં થયો. ત્યાં તો ચલાવનાર નીચે ઊતર્યા. લટકતા દોરડાનો છેડો પકડીને પેલે છેડેથી આ છેડે આવ્યો. ઉપરનો દાંડો પેલે છેડેથી આ છેડે આવ્યો. પછી ચલાવનાર પેલે છેડેથી ચાવી લઇને આ છેડે આવ્યો. બસ હવે ગાડીનું મોં આ છેડે આવી ગયું.

પણ ખરી મઝા તો હવે આવી. બેઠકને લાકડાની પીઠ. એનું મોં બદલવાનું રહ્યું. અમને બધાને ઊભા કરીને વચ્ચોવચ ઊભા રાખ્યા. ચાંપ દાબી એટલે ફટ આમથી આમ. પણ જેનું આ હટે એવું જ કૂદકા મારીને જગા રોકવાની. નહીંતર બીજા બીજી ગાડીમાંથી આવેલા મુસાફરો તમે બેઠા હતા એ જગા પણ પચાવી પાડે.

અને લોકલીન કુટુમ્બ હુમલા માટે સજ્જ ઊભું હતું. બેઠક આમથી આમ ફરી કે ઝટ દઇને અમે બેઠક પર બેઠા. બાપુ અમારું અને અમે લીધેલી બેઠકનું રક્ષણ કરે. માએ મને મજબૂત રીતે પકડી રાખેલો. કુસ્તી સુધીના મામલાની બધી તૈયારી હતી.

અને બાપુએ પગ, કોણી ને મુક્કા એવા શસ્ત્રાસ્ત્રથી બેઠકનું રક્ષણ કર્યું: "દે."

એટલે કેનેથ બોલ્યો: "દે." નવાં આવેલાંનું જુમખું અમારી આસપાસ ફરી વળ્યું. પણ શું વળે? બે મિનિટમાં તો બધું ખતમ. બેઠક મળી એ બેઠો. બેઠક ન મળી એ લટક્યો. કોઈ પટ્ટો પકડયો. કોઈ કઠેરો પકડયો. અને ગાડી ચાલી.

પણ આ ગાડી તો ચાલ્યા જ કરે ચાલ્યા જ કરે. એનો અંત જ નહીં. બાળકની કુદરતી અધીરાઈ તે આગ લાગે. પણ થોડી વારમાં મકાનોનાં રંગીન છાપરાં દેખાયાં. અને દૂરથી એક મોટું મસ ચકડોળ પણ દેખાયું અને છેવટે ગાડી થંભી. બધાંએ ઊતરવા માંડયું.

અમે ચારે દરિયાકાંઠે આવ્યાં. દરિયો અને દરિયાની ખારી ભીની હવા જાણે અમારું સ્વાગત કરવા ઉત્સુક લાગ્યાં. જાતજાતના મનને ભરી દે એવા અવાજ અને દેખાવ અહીં હતા. લટાર મારનારા એટલા. ફેરિયા એટલા. એમના ધાંટા જાતજાતના. જોવાનું પણ જાતભાતનું. પ્રાણીસંગ્રહસ્થાન પણ ખરું. અને બધા અવાજને ઢાંકી દે એવું દરિયાનું ગર્જન. કેનેથ આગળ ને હું પાછળ એમ અમે દોડયા. મા–બાપુ જરા ધીરે ધીરે આવતાં હતાં. અમે બન્નેએ ના'વાનું નક્કી કરેલું. મા–બાપુનો ના'વાનો વિચાર મોળો.

ઠીક ખુલ્લી જગા જોઈ અમે ઊભા. મા–બાપુ જલદી આવીને આ જગાનો કબજો લઈ લે તો સારું. નહીંતર બીજો કોક પચાવી પાડે. અમે ઊભા રહ્યા ત્યાં જર્મન ચકડોળનો મીઠો કચુડાટ સંભળાતો. ચકડોળમાં જીન ચઢાવેલા ઘોડા, સવારી કરવા જોગ શાહમૃગ, હંસ, સિંહ, દીપડા અને ધ્રુવ પ્રદેશનાં રીંછ હતાં. બધાં સરસ રંગેલાં. હુબહૂ લાગે. સરસ કોતરેલાં. ક્યાંકથી સંગીત વાગે એટલે આ બધાં પહેલાં છલંગ મારી કૂદે. પછી સરર સરકીને નીચે જાય. અરધું ચક્કર લે અને પછી પાછી છલાંગ મારે. મા–બાપુ જલદી આવે નહીં. બહુ ધીરે ચાલે. ચારેકોર રેતમાં હજારો માણસો ને છોકરાં ને બૈરાં રંગબેરંગી છત્રીઓ ઓઢીને બેઠેલાં, ઊભેલાં, સૂતેલાં. મીઠાની સોઢ આવે એવો પવન વાય. લીલોછમ રતનાગર કાંઠાને છાલક મારે અને કાંઠા પર ફીણ ફીણ થઈ જાય. આ ઘડીએ જ મને જિંદગી એ કેવો

આશીર્વાદ છે અને જીવતા હોવું એ કેટલો મોટો વિશેષ અધિકાર છે એની ખબર પડી અને ખાતરી થઈ.

પણ આવા તત્ત્વજ્ઞાન અને ફિલસૂફીનાં ટૂંપણાંની મોસમ તો શિયાળો. આવા મઘમઘતા ઉનાળામાં વળી આવા વિચાર કરવાના હોય? બધે સુંદરતા જોઈને ગૂંગળામણ અનુભવતું મન હવે બીજી દિશામાં વળ્યું. બસ દરિયામાં જઈને ભીંજાવું, ના'વું...

મા-બાપુએ થાણું જમાવ્યું એટલે તરત જ ભાઈએ અને મેં પેલી છત્રીની આડમાં અંગ પરથી ઝટપટ કપડાં કાઢી નાખ્યાં. નીચે ના'વાનાં કપડાં પહેરીને આવેલા અને સીધા દોડયા દરિયાભણી. એ દરિયો પણ અમને ભેટવા છેક ક્યાંથી ક્યાંથી દોડતો ધસતો આવતો હતો! પહેલાં ઘૂંટી લગી, પછી પિંડી લગી અને પછી ઢીંચણ લગી પાણી આવ્યું. મારા હાથમાં પેલી ડોલ અને પાવડો. સામે આવતાં મોજાંને હું જબરા દુશ્મન માટે જેટલો માન અને આદર હોવાં જોઈએ એ નજરે જોઈ રહું. ખાસ મોટું મોજું આપણી મજાક કરવા ધસે એટલે આપણે કાંઠે દોડી જઈએ. પણ કેનેથ તો ત્યાં ખોડાઈને ઊભો રહે.

હું ત્યાં બેસીને ડોલથી પાણી ઉલેચીને પાછું ઠાલવતો હતો ત્યાં પડખેથી મોટી સબમરીન જતી હોય તેવું લાગ્યું. પાણી ઉલેચવા અને ઠાલવવાનું બાજુએ મૂકીને હું નાખી નજરે આનો ભેદ સમજવા જોઈ રહ્યો. સબમરીન ન હતી. પણ એક જાડો માણસ કેડે રબ્બરની મોટી ફૂલાવેલી નળી બાંધીને, મોંમાં સિગાર સાથે તાલકા માથા પાછળ આંગળાની માંચી બનાવીને તરતો હતો. દિશા બદલવી હોય ત્યારે માત્ર પગની લાત મારીને પછાડે. મોજાં જ એને ઉપર ને ઉપર રાખે. પાણી ઊડે એમાં એની સળગતી સિગારનો દેખાવ અજબ લાગે.

પછી આપણે ત્યાં બેઠેલી છોકરી પર છાલક મારવા માંડી. જરાકે ચસે નહીં. અને પાણી પડે એ પહેલાં જ ચિચિયો નાંખે!

આમ ને આમ રમત ચાલત. પણ બાપુ ત્યાં તો આવી પહોંચ્યા. 'જમવા.' ફરમાન છૂટયું. રેતીનો ટેકરો ચઢીને રંગીન છત્રી હેઠળ પહોંચ્યા. માએ છાબડાં ખોલીને બધું ગોઠવેલું અને ફરીથી પેલી સબમરીન જોવા મળી. અમારાથી વીસેક ફૂટ દૂર એમનો મુકામ. કુટુમ્બથી વીંટળાયેલા. પત્ની, ત્રણ

છોકરાં ને એ છોકરી. અને બધાની કેડે રબ્બરની નળીઓ ! સિગાર ચાલુ. કોક છોકરું કશું અડપલું કરે કે ધડ ધરી દે.

જમ્યા પછી તરત જ દરિયે ન જવા દીધા એટલે મેં રેતીના મહેલ ચણવા માંડયા. કેનેથ ક્યાંક ગુમ થઇ ગયો. બાપુએ લંબાવ્યું. પછી છાપું ખોલીને મોં ઢાંક્યું. માએ બધું પતાવીને કાંક વાંચવા માંડ્યું. રેતીમાં રચેલી કિલ્લેબંધી પર ગુસ્સો ચઢયો ને લાત મારી કિલ્લા તોડી નાખ્યા. અને પછી ડોલ લઈને નીકળી પડયો. બહુ દૂર જવાની હિંમત ન હતી. પણ આસપાસ નીકળ્યો તો બસ લોકનાં જુમખાંનાં જુમખાં. કસરતબાજો અંગ-બળના ખેલ કરે. સૂરજના તાપમાં કેટલાક સૂઈ રહે. એક છોકરીને લોકો ધાબળામાં ઘાલીને ઉછાળે. વળી પાસે જ પ્રેમીજનો લપાઈને પડેલાં. એક જાડાં દાદીમા મોં પર રંગીન રૂમાલ ઢાંકીને ઊંઘે. કંટાળી ગયો. પાછો ગયો. પાણીમાં જવા દોને—

"કેનેથ વિના નહીં." વાચનમાંથી માથું ઊંચું કરીને માએ કહ્યું.

વીસેક મિનિટ બાદ એ ક્યાંકથી આવ્યો. હાંફતો હતો અને આવીને તરત રેતમાં લંબાવ્યું.

"જા, ટીપ્પીને પાણીમાં લઈ જા."

"મારે લઈ જવાનો ?"

"નાનો છે તે એકલા ન જવાય."

મારો ભાઈ તો મારા સામે નજર ખોડીને ઊભો. મેં આકાશ સામે જોયું. તકરારનો મુદ્દો બનવાની આપણી જરાકે ઇચ્છા ન હતી. પણ શું કરું ? દરિયાકાંઠે તો નાહવા જ આવ્યા હોઈએને ? એ ઊભો થયો પણ પગ પછાડીને. પગ પછાડયો એટલે રેત ઊડી. એની નારાજી કઇ રીતે દર્શાવે ?

"રેત ન ઊડાડ. બાપુ પર ઊડે. એ આપણા બધા માટે લોહીનું પાણી કરે છે." મા બોલી. પણ એ ખાસ ગુસ્સે થઈ હોય એવું ન લાગ્યું.

"ચાલ." કેનેથ બોલ્યો. એની આંખમાંથી તો જાણે તણખા વેરાતા હતા.

"એનો હાથ પકડ," મને પાછળ મૂકીને કેનેથ એકલો એકલો જતો હતો તેને ધમકાવીને મા બોલી. "હાથ પકડ, નહીંતર યાદ રહે એવું થશે."

કેનેથે હુકમ માન્યો. અમે બન્ને ચાલ્યા. પણ રાવટી નીચે બેઠેલી મા

દેખાતી બંધ થઈ કે તરત જ કેનેથે મારો હાથ મૂકી દીધો. અને કે': "લે જો પેલું પાણી! તારે તો પાણી જ જોઈતું હતું ને? જા માર ધૂબકા." અને એ ત્યાંથી દોડી ગયો અને ટોળામાં ગેબ થઈ ગયો.

હું જરાક ડઘાઈ ગયો પણ પછી હિમ્મત આવીને પાણીમાં ગયો અને કલાકેક પાણીમાં રમ્યો. પછી ત્યાં ભીની રેતમાં બેઠો. કેનેથની રાહ જોઈ. પણ એ આવ્યો નહીં. એટલે હું એને શોધવા નીકળ્યો. ભાઈ દેખાયો નહીં એટલે મા-બાપુ પાસે જવા ધાર્યું. પણ બધા જ અપરિચિત ચહેરા. કોઈ ઓળખાય નહીં. એકે છત્રી પણ જાણીતી ન લાગે. આપણે તો ગભરાયા. ખોવાઈ ગયા. હવે આપણને કોક ચોકીમાં બેસાડશે. અને રાબ પાશે. રોજ એકવાર અને રજાના દિવસે બે વાર માર પડશે. ઉમ્મર વર્ષ સાડાપાંચ. પણ આપણી કારકિર્દી પૂરી.

હમણાં રડીશ, હમણાં રડી પડીશ એમ થયું. ચહેરો તો રોવા તૈયાર થઈ ગયો. ત્યાં પેલી સબમરીન દેખાઈ. પાછળ પાંચે છોકરાની પલટન. તાલકું માથું, સિગાર, રબ્બરની નળી-બધું જોઈ ને આપણું મન તો બસ મગન મગન થઈ ગયું. એ તો તમે ખોવાયા હો અને પછી જડો ત્યારે જે આનંદ થાય એનો અનુભવ હોય તો જ તમે આ વાતને સમજી શકો. આપણે ચાલ્યા એમની પાછળ પાછળ અને મા-બાપુ દેખાયા ત્યાં લગી એમનો પીછો છોડ્યો નહીં. જડ્યાનો એટલો આનંદ કે દોડીને ઝટ બેસી ગયા ને ખાવા પણ માગ્યું નહીં.

"કેનેથ ક્યાં છે?"

"ત્યાં," સાગરકાંઠો બતાવી દીધો. ચૂગલીખોર તો હતો નહીં હું.

"તું એકલો આવ્યો?"

પરાક્રમ બદ્દલ ઈનામ મળશે માનીને આપણે ઝટ દઈને હા પાડી.

"ફરી વાર એકલો ન આવતો. ભાઈની રાહ જોજે. મોટો છે તે તારી ભાળ રાખવાની એને."

આપણે ઇનામ ન માગ્યું અને મૌન પાળ્યું.

કલાકેક વીત્યો. પણ કેનેથ ન દેખાયો. મા બાપુને જગાડીને એને ખોળી લાવવાનું કેવા જતાં'તાં ત્યાં ભાઈસાહેબ દેખાયા. "ક્યાં ગયો'તો?"

"રમતો 'તો."

"બીજીવાર નાના ભાઈને એકલો મૂકીને ગયો તો બાપુ બરાબર ઠોકશે."

કેનેથે મારા સામું નજર નાખી. નજરમાં તો રોષના તણખા ઝરતા હતા. મેં કશી ચૂગલી ખાધી ન'તી એમ મારે એને કહેવું હતું. પણ એમ કે'વાનો કશો અર્થ ન હતો એમ હું જાણતો હતો. કેનેથના મનમાં એક વાત પેઠી કે કાઢવી મુશ્કેલ.

બાપુ જાગ્યા. અમે ફરી વાર ખાધું. હવે લોક બધું બાંધીસાંધીને જવા માંડ્યાં હતાં. સાંજની લહર જાણે સૌને મીઠી ધ્રુજારી કરાવતી હતી. બાપુના ચહેરા પર દરિયાકાંઠાના તાપમાં વિશેષ સુરખી આવી હતી. અમે બાપુ સાથે જરા ટહેલવા નીકળ્યા. મા બધું બાંધવા–સાંધવામાં પડી.

અંધારું થયું એટલે કોની ટાપુ જાણે જાદુગરની નગરી હોય એવો થયો. અમે જાત જાતની વસ્તુઓ જોઈ. છબી પાડનારની દુકાનો–દરેક જુદા જુદા રંગની. એમાં બાગબગીચાના દેખાવો હોય અને એની આગળ પ્રેમમાં તલ્લીન હોય એમ યુગલો છબી પડાવે. આગળ ગયા ત્યાં નાનકડી રેલવે ગાડીઓ પર્વત ચઢે, ખીણમાં ઊતરે, પુલ પર ચાલે. બાપુની બાંય ખેંચી એટલે બાપુ સમજ્યા. અમને આ ટ્રેઈનમાં બેસાડ્યા. ઊતર્યા એટલે ભૂખ લાગી. બાપુએ જાત જાતનું ખાવાનું અપાવ્યું. પછી અમે કાંઠે ગયા. મા તો કોક બેનપણી શોધીને વાતે વળગેલી.

**આતશબાજીના** કાર્યક્રમ સુધી અમે રોકાયા. આકાશ કાળું ભમ્મર થયું અને દરિયો સંભળાય ખરો પણ દેખાય નહીં. એવું થયું ત્યારે આતશબાજી શરૂ થઈ. શું ભડાકા થાય અને જાત જાતના રંગ વેરાય! પણ ત્યાં આવવા માંડી ઊંઘ.

ટ્રોલી ઘરભણી જ જતી હશે. વચમાં આપણે એકવાર આંખ ખોલી અને પાછી મીંચી. બાપુના ખભા પર નિરાંતે માથું ગોઠવીને પડ્યા. બાપુ કાંક ગણગણતા હતા. મને ઊંઘાડી દેવા પણ ગાતા હોય!

## ૧૦

## ડફી: કુટુમ્બના કર્તા

**કોની** ટાપુની સફરને બીજે દિવસે આપણે તો સઠ જેટલા અક્કડ થઇ ગયેલા. દાંત ઘસવા અરીસામાં જોયું ત્યારે તો લાલઘૂમ લાગેલું. સૂરજનો

એવો તાપ લાગેલો કે વાન સમૂળો બદલાઇ ગયેલો. માએ આપણુને અડધો દાંડો ઉપર સુવાડી દીધા. મોંએ પેટ્રોલિયમ જેલી લગાડેલી. બસ પડ્યા પડ્યા ચિત્રો જોયાં કરવાનાં. બપોર પછી નીચે આવવા દીધો પણ ઘરમાં જ બેસી રહેવાનું. આપણે ફરસ પર બેઠા બેઠા મારા રમકડાના લશ્કર પાસે લડાઇ લડાવી.

સાડાચારના સુમારે આકાશ ઘેરાયું. ગાજવીજ થાય એવું થયું. મા ગભરાયેલી ગભરાયેલી રસોડામાંથી આવી અને ઉપર નીચે બધે બારીઓ બંધ કરી દીધી. ગાજવીજ અને તોફાનની એને ખૂબ બીક લાગે

મને પણ બારીથી દૂર રહેવાની કડક સૂચના. અને આપણે એ સૂચના અક્ષરશઃ પાળી—મા ઓરડામાં હતી ત્યાં લગી. જેવી એ અંદર ગઈ એવું જ આપણે બારી પાસે પહોંચ્યા. વાદળાંના તો જાણે ખટારા ને ખટારા ભરેલા હોય અને ઠલવાતા હોય એવું લાગે. ઝાડની ડાળ પરથી પીળો સાપ લટકે એમ વાદળામાંથી વીજળી લટકતી. ગગનમાં ગાજવીજ એવા તો ઢોલ પીટે એવા ઢોલ પીટે! વરસાદ તો મૂશળધાર વરસતો હતો. અને વીજળી વરસાદ. તુફાનની લીલા જોતો હતો ત્યાં મારી નજર પડી મિ. ડફી પર. મિ. ડફી એમની મોટરમાંથી ઉપાડીને ગોદડાં પડખેના ઘરમાં મૂકતા હતા.

મેં એમનું ધ્યાન દોરવા બારી પર ટકોરા માર્યા. પણ પેલું કમબખ્ત તોફાન અવાજ ખાઈ ગયું. ધાંટો પાડ્યો તોપણ બરાબર એ જ ઘડીએ એણે તોપ ફોડી. અને એ પણ એવી ઉતાવળમાં કે ન આમ જુવે ન તેમ જુવે. બસ ગોદડાં ઉપાડીને ઝૂકી પડીને ઘરમાં જાય ને પાછા ખાલી હાથે બહાર આવે. જેવું કામ પત્યું કે કૂદકો મારીને એમની ચટાપટાવાળી મોટરમાં બેસી ગયા. ખમીસ તો છાતીએ અને પીઠે ચોંટી ગયેલું. મ.રી મૂકી ગાડી.

વરસાદ તો અટક્યો પણ ડફી પાછા ન આવ્યા. એ સાંજે મિસિસ ફારીર્ અમારે ત્યાં આવ્યાં. લાલ ટામેટા જેવાં લાગે. ધડ–માથા વિનાની એમની લાક્ષણિક રીતની વાત કરે અને આંખો મીચકાર્યા કરે. એ માને એક ચિત્ર સાથે જોવા જવા તેડવા આવ્યાં હતાં. વાળુનાં વાસણ પતાવી મા એમની સાથે ગઇ. કેનેથ પણ ક્યાંક ગયેલો. રહી ગયા અમે બે–બાપુ ને હું. વાળુ પછી આ લોક મને નાનો ગણીને બહાર જવા દેતાં ન હતાં.

અમારા વચ્ચે વાતચીત ઓછી થઇ પણ અમે સારી રીતે આનંદમાં સમય ગાળ્યો. બાપુ ટેબલ પાસે બેઠા બેઠા એમનો રેડિયો સમારતા હતા. ગયા અઠવાડિયે રેડિયાએ હઠ લીધેલી. બાપુ સાંભળવા માગે એ સમાચાર

કે ગીત રેડિયો પર આવે જ નહીં. ત્યારનું બાપુએ તક મળે રેડિયોની ખોડ સુધારવાનું નક્કી કરેલું. આજે તક મળી. હું પડખે ખુરશીમાં સૂવા માટેની પૂરી તૈયારી સાથે બેઠો હતો. બારીમાંથી પસાર થનારાના ટાંગા દેખાય. ચાવવાનો ગુંદર મળ્યો હતો તે ચાવતો હતો. આજ આખા દિવસમાં કોઈનો ઠપકો મળ્યો ન હતો એ વાતે મને વધુ સંતોષ હતો.

ધીરે ધીરે ઓરડામાંય અંધારાના ઓળા ઊતરવા લાગ્યા. હું હજુ ઓરડામાં જ બેઠો હતો. બાપુ એમના કામમાં એટલા મશગૂલ હતા કે બત્તી કરવાનુંય એમને યાદ ન આવ્યું. પોતે ને પોતે બબડ્યા કરે: "આ ક્યાં હતું? અહીંયાં." "જુવો તો–" ક્યારેક એમને હું બેઠો છું એ યાદ આવે. મારી બાજુ જુવે. અંધારામાં બહુ સ્પષ્ટ દેખાય નહીં. "જાવ મિસ્તર, સૂઈ જાવ."

રાજકીય કુનેહ વાપરીને હું મૌન જાળવું. સૂઇ જવાની વેળા વટાવી દીધાની સિદ્ધિનો મનમાં ખૂબ ઉમંગ હતો. હવે પછી તો જેટલું જાગવા મળ્યું એ લાભ જ લાભ ગણાય. મારા મનમાં એક વિચાર ઘર ઘાલીને બેઠેલો. ઘરમાં જે પણ સારું જાણવા જેવું મહાલવા જેવું બનતું તે મારા ઊંઘી ગયા પછી જ બનતું એટલે અત્યારે જેટલું વિશેષ જાગવા મળે તે સારું. ઊંઘતું મારે આમ સારું હતું. પથારીમાં પડીએ એવા જ સ્વપ્નાની સૃષ્ટિમાં પહોંચી જઈએ.

એટલે આપણે ચુપચાપ બેઠા હતા ત્યાં જ બેસી રહ્યા. બાપુ તો હવે માત્ર રેડિયાના છૂટા કરેલા ભાગ સિવાય બીજું કશું જોઇ શકે એટલું અજવાળું જ ન હતું. એટલું પણ ન દેખાય એટલું અંધારું થયું ત્યારે એમણે એ બેઠા હતા ત્યાંની બત્તી કરી. મને લાગે છે કે મારી હાજરીની વાત એ સાવ ભૂલી ગયા હતા.

અહીં આરામ ખુરશીમાં બેઠા બેઠા મને મિ. ડફીની પરણી જવાની શિખામણ યાદ આવી. મેં એ શિખામણને અમલમાં મૂકવાનો કશો યત્ન કર્યો ન હતો. એમાં પાછો કોની ટાપુ જતો રહ્યો. પત્નીને બદલે ભીનો વાન લઈ આવ્યો! એ મળશે ત્યારે શું જવાબ આપીશ?"

આપણી ઉમ્મર વર્ષ પાંચની તે હકીકત અને બનાવટ વચ્ચેનો ભેદ ઓછો સમજીએ. દુનિયા એવી તો અજાયબીથી ભરપૂર લાગતી કે એક દિવસ પછી બીજો દિવસ આવે એ વિશેષ અચરજ લઇને આવે. પણ અચરજનો પાયો ઢીલો. અને ત્યાં બધું રચવાયું અસલામત લાગે. એટલે મોટાને આશરે જવું પડે. મેટકાફ જ્યારે આપણને ધાપ મારતા હોય ત્યારે ખબર

"દીકરા માટે બહુ લાગણી રાખો છો ને?" અને જાણે પુરાવો ધરતી હોય એમ માએ બાપુ સામે મને ધર્યો.

બહારના ઓરડામાં કશો અવાજ થયો અને મિસિસ ક્રાસી દાખલ થયાં. એ ખીંટીએ કપડાં ભરાવતાં હતાં. માએ એમને ચા પીને જવાનું કહ્યું'તું. એટલે વ્યાજખાઉ જેમ હાથ મસળતાં અને આંખ મચકારતાં એ દાખલ થયાં. કોઈ પણ ઓરડામાં દાખલ થાય ત્યારે એ આંખ મચકારતાં જ દાખલ થાય. એમને એમ કે હમણાં કોક ઠેકાણેથી લમણા પર આવીને ઈંટ પડશે! આમાંથી બચવા એ આંખ મીંચતાં!

"બહુ કમાલનું પિક્ચર હતું." અને એમણે પિક્ચરની વાર્તા કહેવા માંડી. હીરો મોન્ટી બ્લ્યુ અને પિક્ચરમાં એની પત્ની બેસી લવ. મોન્ટી બ્લ્યુ દારૂની લતે ચઢ્યો. ઘોડેસવાર પોલીસની નોકરીમાંથી રુખસદ મળી. બેસી લવને બાળક. ખૂબ દુઃખી. ધ્રૂજતા હાથે મોન્ટીએ લેખિત પ્રતિજ્ઞા લીધી દારૂ છોડવાની. નોકરી પાછી મળી. અને એકલે હાથે એ વીર પુરુષે પેલાઓનાં ચોખડાં રંગ્યાં. પેલા દુષ્ટે તો બેસી લવના કમરપટા પર હાથ મૂકેલો. ત્યાં જ મોન્ટી બ્લ્યુએ એક ફેંટ લગાવી. પેલો પડ્યો ભોંય પર. અને મોન્ટી બ્લ્યુએ બેસી લવને કીસ કરી ત્યાં તો સમાપ્ત એટલું પરદા પર દેખાયું.

"પિક્ચર! બસ હવે બે દિવસ સુધી જોઈ લ્યો.-કોઈ વાતનું ઠેકાણું નહીં રહે!" બાપુના અવાજમાં કડવાશ હતી. અને પાછા એ રેડિયો સુધારવાના કામમાં પડ્યા.

"મારા લાડકવાયા!" માએ મને બાથમાં લીધો અને બાપુ પ્રત્યે એક નિગાહે નફરત નાખીને મને લઈ ગઈ. મા ખૂબ આવેશમાં હતી.

બાપુની વાત સાચી હતી. પિક્ચર જુએ ને માને નશો ચઢે. ચિત્રો જોવાં એને ખૂબ ગમે. પણ બે છોકરા અને ત્રણ માળનું મકાન એમાંથી એ ઊંચી જ ન આવે. બાપુને એક ટોમ મિક્સ સિવાય કોઈનું કામ ગમે નહીં અને માને ટોમ મિક્સ માટે ભારે નફરત. માના મત મુજબ જે ચિત્રમાં સ્ત્રીની યાતના અને સ્ત્રીનું દિલ ભાંગી જાય એવું આવતું હોય એ સારું ચિત્ર ગણાય. અને આવા સારા ચિત્રનો એને મેણો ચઢે અને મેણો અડતાલીસ કલાક રહે. પછી નશો ઊતરી જાય એટલે રાબેતા મુજબ.

પણ મેણો હોય ત્યારે મા સાવ પલટાયેલી લાગે. જે ફિલ્મ જોઈ હોય એની નાયિકા-હિરોઇન સાથે એને એકત્વ અને સામ્ય લાગે. જે એને

થયું હોય, એણે વેઠયું હોય એ બધું માને થાય. મા પણ એજ વેઠે. પણ પેલીનું દુઃખ તો ચિત્ર પૂરું થતાં પૂરું થાય. અહીં મા તો એનો તંતુ તાણીને ઘેર લાવે. પેલું ચિત્ર તો ડબ્બામાં પુરાયેલું રહે. અહીં મા એના દુઃખે દુઃખી થાય. માનો કે માએ એક ચિત્ર જોયું જેમાં એક સુંદર સ્ત્રી જાસૂસ પર ઝારના લશ્કરી અમલદારોની ખોટી નજર પડી છે એવું આવ્યું. તો બીજે દિવસે બટાટા સમારતાં મારી માના ચહેરા પર એક પ્રકારનું દુનિયા-દારીની સમજનું રહસ્યભર્યું સ્મિત આવે. એક એક બટાકાને જાણે એમાં ભયંકર ગુપ્ત રહસ્યભર્યું છે એવી કડવી મીઠી નજરે જુએ. એ ક્ષણે પોતે બેસી બારીસ્કેલ કે મેરી માઇલ્સ મીંટર છે એમ માને. પછી ભલે પોતું કરતી હોય કે તેલ પૂરતી હોય. કોક વાર એને પણ છેલબટાઉની મોહના રાણી જેમ વર્તવાનું મન થાય. બાપુને બાફેલા બટાકા પીરસે તેય ભારે નજાકતથી. ભેળવું છું, બાંધું છું, લપેટું છું એવા ભાવથી. સઘડી પર પાણી ગરમ થતું હોય ત્યારે કેડે હાથ મૂકીને કશો મોહિની મંત્ર ભણતી હોય એમ ઊભી રહે. અને કોકવાર તો બાપુની સિગારેટ સળગાવી, પૂરી અદાથી હોઠ વચ્ચે દબાવી એકાદ બે ફૂંક મારી લે પણ ત્યાં તો એને ગુંગળામણ થાય અને પાણીનો પ્યાલો ગટગટાવી જાય ત્યારે જ શમે!

બાપુ માના આ સિનેમા દર્શનોત્તર તાણની ઉપેક્ષા જ કરે. ઝાડની ડાળેથી નીચે ધરતી પર પગ મૂકે ત્યાં લગી બાપુ ચૂપ જ રહે. સમય વીતી જાય એટલે મા પણ જંગી કુશાદે આગબોટ પર ચાંદની રાતે અને અફાટ દરિયા વચ્ચે પ્રેમાલિંગનનાં મીઠાં સ્વપ્નાં કે મોન્ટે કાર્લોના વિશાળ નૃત્યમંચ પર યુરોપી નૃત્યો માણવાનું મૂકી દે.

**બીજે** દિવસે બપોરે મિ. ડફી સાથે મારી મુલાકાત થઈ અને વાત-ચીત થઈ. હું ખાલી ખાલી બેઠો હતો ત્યાં એ મોટરમાં આવ્યા અને મોટ-રમાંથી જાતજાતનાં થેલા–થેલી ઉતારવા લાગ્યા. મને થયું કે એમની પાસે દોડી જાઉં પણ મને શરમ આવી. ફાટક પાસે ઊભો ઊભો હું ડોકિયાં કરું છું એ એમણે જોયું અને ત્યાં ઊભા ઊભા જ એમણે હાથ હલાવ્યો.

ફાટક ખોલી હું ત્યાં ગયો. બીજું શું બોલવું તે ખબર નહીં તે મેં કહ્યું: "કેમ?"

"શું થયું છે? લાલ રંગના પીપમાં કોકે ઝબકોળ્યો?"

"ફાની ટાપુ ગયા હતા."

"હા, આ રઝળવા કરતાં સારું." એ તો એમના સામાન અંદર લઈ જવાના કામમાં હતા. છેવટે આપણે હિમ્મત કરી કહી દીધું.

"તમે કહ્યું'તું પણ હું પરણ્યો નથી." એ નારાજ થશે એટલી શ્રદ્ધા સાથે મેં કહ્યું. અને એમનો ચહેરો તો રોજિંદો રહેતો હતો તે કરતાંય વિશેષ ભાવહીન દેખાયો. "એમ કેમ?" એનાં ભવાં ઊંચાં ચઢ્યાં હતાં. મેં પણ દૂખતે હૈયે કહ્યું: "ન પરણ્યો, મિ. ડફી!" મને બીક લાગી. હવે તો એ મારી સાથે બોલશે નહીં.

"પણ કેમ નહીં?" હાથમાં હતું એ મોટું પોટલું જોશભેર નીચે મૂકવા ગયા પણ ત્યાં તો કશું ફૂટવાનો અવાજ આવ્યો. પોટલું ખોલી ડફીએ જોયું: "લે, આ રકાબી ફૂટી!" પોટલું બાંધી દીધું.

"પહેલાં મારે ફાની ટાપુ જવું પડ્યું, ત્યાં મને તાપ લાગ્યો, એટલે મારે પથારીમાં પડ્યા રહેવું પડ્યું, અને ઊઠવા દે નહિ એટલે—"

"તો બહાર ભાગી જવાતું નહોતું? કોઈ જોતું ન હોય ત્યારે દે." મિ. ડફીનો ચહેરો એટલો ગંભીર હતો કે મારે માટે એમના મનમાં હવે તલભાર પણ માન નહિ રહ્યું હોય એની મને ખાતરી થઈ. શો જવાબ દેવો તે મને સૂઝતું ન હતું, એટલે નીચું જોઈને હું ઊભો રહ્યો.

"શું જવાબ છે?" મિ. ડફીએ પૂછ્યું.

"પણ કોને પરણું! વાળુ પછી તો મને બહાર જવા દેતા નથી—" ધ્રુસકિયાં ખાતાં મેં કહ્યું અને મારાથી આગળ બોલાયું નહિ. મિ. ડફી આ પરિસ્થિતિમાં કોઈ મદદ કરે એવું લાગ્યું નહિ. ડોળા કાઢીને મારા સામે જોતાં હતાં. આ જ ઘડીએ સીસી મેકક્લેરી એના દરવાજામાંથી બહાર નીકળી. હાથમાં કૂદવાનું દોરડું. અને એનો છેડો પાછળ ઢસડાતો આવે. અમે ઊભા હતા ત્યાં આવી. હમણાં હમણાં તો એ હતી એ કરતાંય વધારે બિહામણી લાગતી. શરીરે ઉનાળાની અળાઈઓ. મોં તો એવું ચીતરેલું લાગે. વારેઘડીએ વાળ આંખ આગળ આવે. વાળ ઊંચા લે ત્યારે જ ક્યાં આવી એની ખબર પડે. આટલું ઓછું હોય એમ પાછો આગળનો એક દાંત પડી ગયો હશે ત્યારે બખોલો દેખાય.

આવી એવી મને 'કેમ છે?' કહ્યું. પછી મિ. ડફી સામું જોયું. મને તો એને એક લાફો મારવાનું મન થયું. એનો અવાજ પણ 'જોજે મારા પર

ખિજાતો નહીં' એવો નીકળે. મને વધારે ગુસ્સો થવાનું કારણ તો શેરીનાં છોકરાં 'સીસી ટીપ્પીને ચાહે છે' એમ કહેતાં થયાં હતાં તે કારણે થતો. મને જુવે એટલે બસ બોલવા માંડે. લખતાં આવડતું હોય એ તો આવાં ચિતરામણ શેરીની ભીંત પર કરતાં. બે બદામ–એક પર બીજી હોય એમ ચીતરે. પછી વચ્ચે થઈને એક તીર ચીતરે. એક બદામ એટલે કે હૃદય–પર મારું નામ અને બીજા પર એનું નામ ફેલાયું; તો વળી આથી પણ મોટું અને ભયંકર જૂઠાણું બોલે: 'ટીપ્પી સીસીને ચાહે છે!'

"ખસતી થા." મેં ફરમાવ્યું. હું મારા મિત્ર સાથે વાત કરતો હતો ત્યાં વચ્ચે ટપકી પડવાનો એને શું અધિકાર?

આંખ આગળથી વાળ ઊંચા લેતાં સીસીએ આંખ મીંચકારી. થોડાં ડગલાં હટી ગઈ. જવાય નહીં અને ઊભા રહેવાય નહીં એવી દશામાં એણે દોરડું ઢીલું પકડયું.

"કેમ ચાલ્યા? આ તે ભાવિ પત્ની સાથે વાત કરવાની રીત છે? ઊલટું તારે તો ગોઠવી લેવું જોઈતું હતું એને બદલે તું તો મિજાજ કરે છે?" મિ. ડફી બોલ્યા.

સીસી બહુ હેતપૂર્વક ડફી સામું જોઈ રહી. વાળ આગળ આવતા હતા તે એણે હાથથી પકડી રાખ્યા.

"ખોટી વાત. હું તો એને ધિક્કારું છું. આ બધા ખોટું કે' છે. એને જોઉં છું અને મને પેટમાં દુ:ખવા આવે છે. અને એના ભૂંડા દેદાર તો જુવો! આ વાળ. આંખો ઘડી નીચે જ આવ્યા કરે છે." મેં સીસી સામું જોયું. એ હોઠ કરડતી ઊભી હતી. આંસુ આવવાની તૈયારી કરતી લાગી. બાઘી દોરડું કૂદવા ગઈ ત્યાં પગ ભરાયો.

"દીસતી થા. ટળ હવે અહીંથી. બાઘી." મેં કહ્યું.

"એય, માફી માગ, આ સરસ સુંદર બાનુની માફી માગ. નહીંતર તારે ને મારે નહીં બને." ડફી બોલ્યા.

પણ હવે હું માનું એમ ન હતું. પીઠ પાછળ હાથ બીડીને મેં સીસી સામે હોઠ વાંક્યો. ડફી મારા સામું જોઈ રહ્યા. "હજુ લગી તારું લગન કેમ નથી થયું એની મને સમજણ પડી. જો ને તારો સ્વભાવ! ગામની ડાકણે તને ન પરણે!"

કોઈ પણ લોકલીન આવું અપમાન સહી ન શકે. આખી દુનિયા ભલે

મારી સામે એક થઈને ઊભી રહે: "મારે ક્યાં પરણવું છે તે? હું તો હજુ બહુ નાનો છું."

આપણે ત્યાંથી સીધા ઘેર આવ્યા. આવીને પેલા એ સીસી અને ગાડીવાન બન્નેને સંભળાય એમ જોસભેર બારણું બીડી દીધું. બારી પાસે આવીને બરાબર ખોડાઈને જોયું. ડફીએ સામાન મૂકવા માંડયો હતો. સીસી એની સાથે વાત કરવાનો યત્ન કરતી હોય એમ લાગ્યું. કેટલું ખરાબ અને અયોગ્ય બનતું હતું? જ્યાં જાઉં ત્યાં મારા ભેગું એનુંય નામ સામેલ? આમ ચડભડ આવીને મારા સારા મિત્રને મારી પાસેથી ઝૂંટવી લ્યે! એમ કરવાનો એને શો હક્ક? ડફી તો પોતાના કામમાં અને આ બાઈ એની સાથે સાથે જાય અને આવે. બારી પાસેથી હટીને હું પાસે જ ઊભો રહ્યો. એમની વાત સંભળાય તો સાંભળવી હતી.

સીસી બોલતી હતી: "ધૂળ ને ઢેફાં. મને આ જીવડું ગમે અને મને ખપેડી ગમે, એવું બધું."

અને ડફી બોલ્યા: "મને તો મગર ગમે. કેવું સરસ એમનું સ્મિત હોય છે!"

એમનું સામાન મૂકવાનું કામ પત્યું એટલે સીસી સામું આંખ મચકારીને એ ઊપડયા. મારી સામે નજર પણ ન નાખી! એ ગયા એટલે સીસી મારી સામે આવી. કહે: "ટીપ્પી, આ દાણા ખાઈશ? ગયા વરસના વધ્યા છે!" મેં એવી ઝપટ મારી કે દાણા બધા વેરાઈ ગયા. "તું દીસતી થા, ડૂબી મર. ફરીથી નજરે ચઢી તો મારી જ નાખીશ. હાઆ...અને મારી સાથે બોલીશ નહીં."

**બીજે** દિવસે તાપની પરવા કર્યા વિના ઘર આગળ આંગણામાં ભમરડો ફેરવતો હતો. ત્યાં ડફીની ગાડી એક એક તસુ કરીને ચાલતી હોય એમ આવતી દેખાઈ. પણ અત્યારે એમાં એકલો માલસામાન ન હતો. એમાં તો જાત જાતના ચહેરા હતા! માણસ! પાછલી બેઠક પર એક જાડી બાઈ. હાથમાં બાળક સાથે. બીજાં બધાં છોકરાં જેવાં. છોકરાંનાં માથાં સફાચટ. ઉનાળાને લીધે હશે. ત્રણ તો મેં ગણ્યાં. ડફીએ એક મારી તે ચીચવાટ કરીને ગાડી ઊભી. છોકરા તો આગળ પાછળ થતા હતા ત્યાં જ ડફીએ એક એકને ટોપીથી થાબડયા: "અહીં ઊભા રહો, નહીંતર રોકાઈ જશો." એક તો પાછલી

બારીમાંથી માથું નીચે નાખીને લબડ્યો. પેલી કદાવર ગંજાવર બાઈએ પકડી પકડીને ઉપર ખેંચ્યો.

"હવે સમજ્યા. બારીમાંથી બહાર જવાનું ક્યારે થશે? પોલીસની ધોંસ પડે અને સીટી વાગે ત્યારે, સમજ્યા! એટલે બારણેથી નીકળો. સભ્યતા શીખો. આ બધા ખેલ મોટા થઈને સરકસમાં જોડાવ ત્યાં લગી સંઘરી રાખો."

પોતે નીચે ઊતર્યાં. પાછલું બારણું એમણે વળગણીથી બાંધી રાખેલું તે હવે ખોલવા માટે વળગણીના આંટા ખોલવા માંડ્યા. મોટું પીલ્લું વાળ્યું. ગાંઠ છૂટી ને બારણું ખૂલ્યું એવા ત્રણ છોકરા બહાર ગબડ્યા. મોટો કેનેથની ઉમ્મરનો. નાનો મારા કરતાં થોડો નાનો. ડફીએ અંદરથી સામાન કાઢવા માંડ્યો. લાકડાનું ટબ અને એમાં બરફના ટુકડા, નાના મોટા ટોપલા, તૂટેલા હાથાનું થાળી વાજું, વાયરીથી બાંધેલા જોડાની જોડી, ઓશીકાના ગલેફમાં ભરેલી ટોપીઓ, ખાવાની વાનગીઓ, ભેગાં પહેરવાનાં કપડાં—આ બધું સેળભેળ થઈ ગયેલું. મિસિસ ડફી બહાર નીકળી ન શકી. ચારેકોર આચરકુચર સામાન લાદેલો તેમાંથી ઊઠે કઈ રીતે? એમના પતિદેવ પત્નીને આ બોજમાંથી મુક્ત કરવા બન્ને હાથે મચી પડેલા.

ડફી બાળકો બધાં હું ઊભો ત્યાં આવ્યાં. "ચાલ, ધરી દે, ડ્યુક કાઢ." એકે કહ્યું. એ શું કે'તો'તો તે જાણે મારી બલારાત. હું તો મારી મા મને જે પરીકથા કહે એમાં આવાતા ડ્યુક ડ્યુકને જાણું. હું વિચાર કરું ત્યાં તો એકે મારા સામી મુઠ્ઠી ઉગામી. એકે ઉગામી એટલે બધાએ ઉગામી. લડવાનો ઇરાદો લાગતો હતો એમનો. ત્યાં ડફીની નજર. બધું કામ પડતું મૂકીને તરત અહીં આવ્યા. કાનપટ્ટી પકડીને કે': "ખબરદાર મારા મિત્ર સાથે તકરાર કરી તો! અહીં સામાન ઉપાડવાનો મૂકીને ત્યાં ક્યાં પહોંચ્યા? મારી મારીને સીધા દોર કરી મૂકીશ."

ડફી છોકરા ત્યાંથી દોડી ગયા અને પછી ઘરમાં ને બહાર એમ દોડ-દોડ કરવા લાગ્યા. પણ એક વાત મને જોવા મળી. મોટામાં મોટાએ ઓછામાં ઓછો બોજ લીધો હોય અને નાનામાં નાનાએ મોટામાં મોટું વજન ઉપાડ્યું હોય. ત્રણેમાંથી એકમાંય વેતો ન મળે. ભેગા મળીને કશું ઉપાડે અને એ ડગલાં આગળ જાય પછી એને ત્યાં જ મૂકી દઈ બીજું ઉપાડવા જાય. થોડી વારમાં તો પગથીથી એમના ઘર લગી એનો આખો વિસ્તાર આપણે

આમ મૂકી દીધેલા સામાનથી ભરાઈ ગયો. લોકને જવું હોય તોય સાચવીને જવું પડે.

**મિસિસ** ડફી અને મોટરમાંથી મુક્તિ આડે હવે માત્ર નારંગીની એક પેટી જ રહી હતી. પેટી ઊપડી–પેટીમાં ભાંગેલાં રમકડાં મૂક્યાં હતાં–બાળકો હાથમાં જે હતું તે પડતું મૂકીને આને માટે દોડ્યાં. ખેંચાખેંચ થઈ. રમકડાં બહાર નીકળી પડ્યાં. મિ. ડફીએ ટોપી હાથમાં લઈને પેલાને થોડી દીધી અને બધું સીધું કર્યું.

"મેગ, હવે બધું બરાબર છે, બસ ટેકો લઈને બહાર નીકળ." પાતળો, ફિક્કો, પંગુ લાગે એવો હાથ બહાર આવ્યો. મિ. ડફીએ હાથ પકડ્યો અને એક પગ મોટરના પાટિયા પર ટેકવી હાથ ખેંચવા માંડ્યો. ધીરે ધીરે મહાકાય નારી થોડાં હાલ્યાં. એમના હાથમાં હતું એ બાળક ઘૂઘરો વગાડતું હતું.

"હિંમત ન હારતી મેગ, મેં તને અંદર બેસાડી છે તે હું જ તને બહાર કાઢીશ."

મોટરના દરવાજા આગળ તો મિસિસ ડફી માંડવામાંથી બહાર આવતા ઝેપલીન જેવા લાગતાં હતાં. આમ એ જાડાં ન કહેવાય પણ કાઠું કદાવર અને વજન સારું ખડકેલું. છેવટે એ મોટરમાંથી બહાર નીકળ્યાં ત્યારે એમને નાખી નજરે જોવાનો મને મોકો મળ્યો. ચહેરો તો સાવ બરફ જેવો ફિક્કો, આંખોમાં ઊંઘમાં ચાલતા હોય એવો ભાવ.

"મેગ, જરા બાજુએ હટીશ? હું આ ગાદલીઓ બહાર કાઢું."

મિસિસ ડફી અડધોએક તસુ હટ્યાં. હાથમાં હતું એ બાળક એમનાં મોં પર ઘૂઘરો પછાડતું હતું. પણ એની એમને કાંઈ ચિંતા ન હતી. અમારી જોડેના ઘર સામું નજર ઠેરવીને એ નાની છોકરી જેવા ઝીણા અવાજે બોલ્યાં: "આ કે?"

"એ જ. મકાનમાલિક કાઢી ન મૂકે ત્યાં લગી તો એ જ." અને મોટરમાંથી સૌથી છેલ્લી વસ્તુ માછલીઘર એમણે બહાર કાઢ્યું. ત્રણે છોકરાં માછલીઘર ઉપાડવા દોડ્યાં અને મિસિસ ડફીએ એમને સોંપી દીધું. પીગળતા બરફની ડોલ ઉપાડીને એ ઘરમાં ગયાં. એની પાછળ ત્રણે છોકરાં માછલીઘર

ઉપાડીને આવતાં હતાં. પણ નાનાથી વજન ન ઊંચકાયું એટલે એણે હાથ લઈ લીધા અને માછલીઘર પછડાયું. પાણી રેલાયું અને નાની રંગીન માછલીઓ ભાંગેલા કાચ વચ્ચે તડફડિયાં મારતી રહી. છોકરા તો ચુપચાપ ભાગી ગયા. મિસિસ ડફી પગ આગળ જ પડેલા આ ભંગારને જોઇ રહ્યાં. હાથમાં હતું એ બાળક પણ ઘૂઘરો વગાડવાનું મૂકી દઇ અને ફૂદાફૂદ કરતાં રંગીન માછલાં જોવા લાગ્યું.

સામાન મૂકી બહાર આવતા મિ. ડફીએ આ જોયું, અને બોલી ઊઠયા: "અરે આ મરી ચાલ્યાં. પાણી પાણી..." એ પાછા ઘરમાં દોડી ગયા.

આપણે તરત ઘરમાં દોડી ગયા. મા કપડાંની અસ્ત્રી કરતી હતી. બે પ્યાલા પાણી ભર્યું. માએ પૂછ્યું: "બે પ્યાલા? એટલી બધી તરસ લાગી છે? બહાર દોડતો'તો?"

"હું નહિ, મિ. ડફીની માછલીઓ, પગથી પર બધી મરી ચાલી..." કહી હું દોડયો. મા જોઇ રહી. હું પહોંચ્યો ત્યારે મિ. ડફી નીચા વળીને માછલીઓને પૂંછડેથી પકડીને કશા પાણીના વાસણમાં નાખતા હતા. મિસિસ ડફી હજુ ત્યાં જ ઊભાં હતાં. અને ખાસ રસ ન હોય એમ જોતાં હતાં. બાળક મૂંઝાયું લાગતું હતું. અને ત્રણ છોકરા થોડે દૂર ઊભા ઊભા શું થાય છે તે જોતા સાવ ગભરાઈ ગયા હતા.

"હજુ અંદર પાણી આવતું નથી, કયાંકથી પાણી લાવવાનું રહ્યું, નહીંતર સાંજરે તળેલી માછલીનું વાળુ કરવું પડશે."

"લો આ પાણી." આપણે બંને પ્યાલા ધરી દીધા.

"આનું નામ ચમત્કાર, પાણી માગો અને તરત ભાઈ પાણી હાજર કરે. મારો મિત્ર એ તમારા પેલા લૂંટારું છોકરાઓ જેવો નથી. સાલા ખાય છે એના કરતાં વધારે ભાંગે છે અને જે ગળી ન શકે એ ભાંગી ન શકે." કહેતાં મિ. ડફીએ બધા ઠામમાં થોડું થોડું પાણી રેડયું અને એને લીધે માછલીઓને પણ કાંઇ નિરાંત થઇ હોય એમ લાગ્યું. એમનો તડફડાટ જરા ઓછો થયો.

મિ. ડફીએ મારો આભાર માનતાં ખાલી પ્યાલા મને આપ્યા. પેલા ડફી બાળકો હવે નજીક જવામાં ભય નથી માની પાસે આવ્યા. એમને દરેકને એક એક ઠામ પકડાવી દીધું: "સાચવજો, નહિ તો ફોડજો પાછા."

મા શું ચાલતું હતું તે જોવા બહાર આવી હતી, અને માછલી ભરેલું એક એક ઠામ લઇને જતા ત્રણ છોકરા, પછી પગથી પર પડેલો

ભંગાર, અને છેલ્લે ઊભાં ઊભાં બધી લીલા જોતાં મિસિસ ડફીને જોઈને માથી બોલી પડાયું: "અરે ભગવાન!"

"આ છોકરાં ભારે ઉતપાતિયાં છે, રોજ આવું થાય છે." મિ. ડફીએ મારી માને કહ્યું.

"ઘરમાં એક જૂનું માછલી મૂકવાનું ઠામ છે, અમે વાપરતાં નથી. તમારે જોઈતું હોય તો લઈ જાવ." અને પછી મને ઉદ્દેશીને કહે: "તું ફોડવાનું શરૂ કરે એ પહેલાં મને આપી દે." માએ મારી પાસેથી પ્યાલા લઇ લીધા.

"મને માછલી પકડવા દો ને?" મેં મિ. ડફીને કહ્યું.

"લો." કહી મને એમનો પ્યાલો આપ્યો. ત્યાં તો સૌથી નાના છોકરાએ ભેંકડો મૂક્યોઃ "પેલાના પ્યાલામાં વધારે માછલીઓ છે," મોટા તરફ આંગળી ચીંધતાં એ બોલ્યો.

"કચકચ નહિ, નહિ તો રાત્રે ભઠ્ઠીમાં સૂઈ રહેવું પડશે." પણ નાનાએ રોવાનું ચાલુ રાખ્યું. "બધું એમને મળે, અમને કંઇ ન મળે."

"ચૂપ રહે હવે." મોટાના પ્યાલામાંથી એક માછલી કાઢી નાનાના પ્યાલામાં નાખતા મિ. ડફી બોલ્યા. "બસ હવે બધું બરાબર થઇ ગયું ને?"

મારી મા કાચનું એક ઠામ સાફ કરતી બહાર આવી. બગલમાં ઝાડુ દબાવેલું: "લો, રાખવું હોય ત્યાં લગી રાખજો."

"આભાર. ચાલો હવે બધા પોતાના પ્યાલા આમાં ઠાલવો." અને અમે બધાએ કહ્યા મુજબ કર્યું. મારી માને સફાઈ ખૂબ ગમે અને આમ એ ઉત્સાહી તે પગથી પર પડેલા કાચના ટુકડા ભેગા કરવા મંડી. મિસિસ ડફી તો આ બધા સાથે કાંઇ લાગતુંવળગતું ન હોય એમ મલકાતાં મલકાતાં આ બધું જોતાં ઊભાં હતાં.

"આ બધું તમારે કરવાનું ન હોય, ડફીએ ઢોળ્યું, ડફી જ સાફ કરે."

"એમાં શું?" બધું સાફ કરતાં મા બોલી. "લો પતી ગયું," મિસિસ ડફી પાસે જઈ બાળકને જોઇ હસી પડી મા બોલી, "સરસ છે!" જેવું માએ આ કહ્યું એવું જ પેલાએ માના મોઢા પર ધુમ્બો માર્યો. અને મિસિસ ડફી બોલ્યાં, "લો તમે...એને ગમી ગયાં, એનું છે જ એવું. જે એને ગમી જાય એને એ મારે."

"એમ?" બીજું શું કહેવું એ મારી માને ઝટ સૂઝ્યું નહિ.

"સાડાઆઠ મહિનાની થઈ, સત્તર પાઉન્ડનું વજન છે, તેડી તેડીને મારો તો હાથેય દુ:ખી ગયો."

"લાવો મારી પાસે." માએ કહ્યું. અને પટ દઈને મિસિસ ડફીએ બેબી સોંપી દીધી, "દાંત આવતા હોય એમ લાગે છે."

"ચાલો, નહિ તો લૂ લાગશે." મિ. ડફી બોલ્યા. અને ટોપીથી મોઢું લૂછ્યું. જે કંઈ હજુ પગથી પર પડી રહ્યું હતું એ એમણે ઉપાડી લીધું. અમે બધાં એમને ઘેર ગયાં.

"મારે તો અસ્ત્રી કરવાની છે," મા બોલી પણ એને ડફીનું ઘર કેવું છે એ જોવા જાણવાની વધુ જિજ્ઞાસા હતી એટલે એ આવેલી.

**જોડેનું** ઘર અમારા કરતાં બાંધણીમાં જુદું. ત્રણ માળ. દરેક માળે એકેક જુદો વસવાટ. આમાં ડફીએ ભોંયતળિયું ભાડે રાખેલું. બેઠકના ખંડમાં તો બધું ઠેઠાઠ ભરેલું. ત્રણે છોકરાંએ બકરાં જેમ બધા સામાન ઉપર ચઢ-ઊતર કરવા માંડી. મિ. ડફીના હાથમાં પેલું માછલીનું ઠામ. ક્યાં મૂકવું એનો નિર્ણય કરવા ચારેકોર જોયું. પછી ખૂણામાં એક ટેબલ પર મૂક્યું.

મિસિસ ડફીએ દરેક પોટલાંને આંગળાથી દબાવી જોયાં. એમને બેસવું હતું. છેવટે એક લાકડાનાં ખોખાને સલામત બેઠક સમજીને એ બેઠાં. અને જેવાં બેઠાં એવો જ ભાંગવાનો અવાજ આવ્યો. મિસિસ ડફી તો કાદવમાં જહાજ ખૂંપી જાય એમ ખૂંપતાં ગયાં; પણ ખૂંપતા જાય એમ કશું ભાંગ-વાનો, મચડાવાનો અવાજ પણ આવતો જાય.

મિ. ડફીએ સૂકા હોઠ પર જીભ ફેરવી. મિસિસ ડફી હવે બરાબર ફરસની સપાટી લગી પહોંચી ગયાં હતાં. "બરાબર હાથ પકડો." પત્નીશ્રી પતિશ્રીના ટેકાથી ઊભાં થયાં અને ભાંગીને ભુક્કા થઈ ગયેલા ખોખા સામું નાખી નજરે જોઈ રહીને બોલ્યાં: "ડફ, મને લાગ્યું કે બરાબર હશે."

"હવે એકાદેક ગોદડા ઉપર બેસી જા, મેગ." મિસિસ ડફી ગોદડાના વીંટા પર બેઠાં અને છાપું લઈ હવા ખાવા મંડ્યાં.

"બધું ગોઠવતાં ખૂબ મહેનત પડશે." મારી મા બોલી. મિ. ડફી થોડું ધીમું અને વિચિત્ર લાગે એવું હસ્યા. માછલીના ઠામમાં આંગળી નાખીને એમણે પાણી હલાવ્યું. લાલ રંગની માછલીઓ ચકરાવે દોડવા માંડી.

"અંદર ભીડ તો છે જ, પણ એમ થાય તો જ એકબીજાની સારી ઓળખાણ થાય ને?" પછી માછલીઓ પાસે મોં લઈ જઈને કહે: "તરો બચ્ચાં, ચણ સુધી તો એ જ કરવાનું છે." અને એકાએક એ સીધા ઊભા થઈ ગયા. "હે." અને જેવું એમણે હે કીધું એવા જ ત્રણે છોકરા બિલકુલ સ્થિર ઊભા રહી ગયા. મિ. ડફીએ માછલીઓ ગણવા માંડી. ત્રણવાર ગણવી પડી; કારણ કે ગણેલી ન ગણેલીમાં ભેગી થઈ જાય.

"તેર, તેર માછલી, ખબર છે એનો શું અર્થ થાય?"

"અપશુકન?" મારી મા બોલી.

"અપશુકન તો ખરાં જ. એક ઓછી થઈ, કોણે ઉપાડી? વુડી, તેં લીધી?" મોટા છોકરા સામે જોઈ એમણે પૂછ્યું.

"ના, મેં નહિ." વુડી બોલ્યો.

"એના ખીસામાં છે." નાનો બોલ્યો.

મિ. ડફી માછલીનું ઠામ વુડી આગળ ધરીને બોલ્યા: "નાખી દે અંદર, નહિ તો થોબડા પર પડશે એક." વુડીએ ખીસામાંથી માછલી લઈ ઠામમાં નાખી. પહેલાં તો માછલી જરાકે હાલી ચાલી નહિ. અને નીચે ભોંયતળિયે ગઈ. પણ પછી એકદમ સરખી થઈ ને પૂંછડી પટપટાવતી આમતેમ દોડવા લાગી. મિ. ડફીએ વુડીને પૂછ્યું: "શું ધાર્યું'તું? તારે એકલાને ખઈ જવી'તી?" વુડીએ નીચલો હોઠ આગળ કર્યો, "અમારે તો કશું અમારું નહિ."

"જો તું સીધો ચાલીશને તો વરસગાંઠને દિવસે શાર્ક લાવી આપીશ."

ત્યાં તો મારી માએ ચીસ પાડી. મિ. ડફીએ પૂછ્યું: "શું થયું?" માએ કહ્યું: "બેબીએ બચકું ભર્યું."

"એમ,?" જાણે કે કશું જ ગણનાપાત્ર બન્યું ન હોય એવા અવાજે મિસિસ ડફી બોલ્યાં. "એને નવો દાંત આવ્યો હશે તો કોઈના ઉપર અજમાવતી હશે."

"લાવો મારી પાસે, મને બચકું ભરશે તો એ કુટુંબમાં જ રહેશેને!" અને બહુ પ્રેમપૂર્વક બેબીને લેતાં બેબીને કોટી કરી. બેબીએ ધડાક માથામાં ધૂંબરો માર્યો.

માએ કહ્યું: "કામ મૂકીને આવી છું તે જાઉં, કંઈ જોઈતું કરતું હોય તો લઈ જજો. નવા ઘરમાં—"

"બાકીનો સામાન આવશે એટલે બધું રંગેચંગે થઇ જશે."

"તમને બધાંને મળીને બહુ આનંદ થયો. ચાલ ટીપ્પી." મા હસતી હતી પણ એ હસવાનો અર્થ શું થાય એ તો એ જ જાણે.

રાત્રે વાળુ વખતે ડેનિસમામા અને મીનમામી મહેમાન હતાં. કેનેથ બહાર રમવા ગયો હતો અને હું જાજમ પર બેસીને મારા પતરાના સિપાહીના લશ્કરને લઢાવતો હતો. મા રસોડામાં વાસણ સાફ કરતી હતી. પડખે ખુરશીમાં બેઠી બેઠી મીનમામી વાસણ લૂછતી હતી. આમ દેખાય કદાવર, ખેડૂતના બૈરા જેવી. પણ મારી મામી માંદી હતી. ચહેરો ફિક્કો. ચક્કર આવે. ભૂખ ઓછી. માએ તો કશું કામ કરવાની ના પાડી, પણ મામી કે', કે બેઠાં બેઠાં તને મદદ કરું, નહીંતર તારો પાર નહીં આવે.

અને એમ ચાલ્યું એટલામાં બાપુ ભોંયરામાંથી લઢાઈ પહેલાંના વારાના દારૂનો શીશો લઇ આવ્યા. ડેનીસમામા ને બાપુ વાતે વળગ્યા. હવે ડેનીસ-મામાને કાં તો ટ્રોલી ચલાવતા હોય ત્યારે ફાવે કે પછી રસોડામાં ફાવે. મામા મામી સાથે અઢી ઓરડાના નિવાસમાં રહે. બાળક નહીં એટલે વિશેષ જગાની જરૂર નહીં. પણ એમના નાનકડા રસોડાનો મામાને ખૂબ અસંતોષ. અમારું રસોડું મોટું તે એમને ખૂબ ગમે. રાતની રાત અહીં બીડીઓ પીતાં, હૂંફ અનુભવતાં, વાસણકૂંસણ પર નજર નાખતાં અને બધું વ્યવસ્થિત ગોઠવેલું હોય એ જોતાં બેસી રહે.

જે દિવસે શાહજાદા શાર્કીએ ડેનિસમામાને પાનાંમાં બનાવટ કરો છો એમ કહ્યું એ દિવસથી એમણે અમારે ત્યાં આવવાનો પોતાની જાત પર પ્રતિબંધ મૂકેલો. પણ અમારા રસોડાનું આકર્ષણ ભારે. મામાને ન પાનાં રમવા મળે. ન વાતચીતનો લાભ મળે. એટલે એમણે જ પ્રતિબંધ ઉઠાવી લીધો અને પહેલાંની જેમ નિયમિત આવવા માંડયું. બૈરાં ત્યાં વાસણ સાફ કરતાં હતાં. બાપુએ ગૅસ કંપનીની આંતરિક રસિક કથા કહેવા માંડી. ડેનિસમામા નિરાંતે બેઠા હતા.

આજે ખૂબ બફારો હતો. હું વારેઘડીએ ઊભો થઈને લિંબુનું શરબત પીઆવું. ત્રીજીવાર ગયો ત્યારે માએ ડફી કુટુમ્બની વાત માંડી: છોકરાં તો આદિવાસી કરતાં વિશેષ જંગલી છે. ત્રણે નંગ છે. અને ગૃહિણી! બસ બેસવા જ જોઇએ! એક આ ભાઇ છે એમની બધી વાતમાં રસ છે.

"કેવો છે એ?" બાપુએ પૂછ્યું.

"આખા શરીરે છૂંદણાં છે. એમનું નામ મિ. ડફી. અને મારા ખાસ દોસ્ત છે!" શરબત પીતાં આપણે ખબર આપ્યા.

બધા મારા સામું જોવા લાગ્યા. તે જરાક શરમ આવી. નિયમ હતો બોલાવે ત્યારે બોલવાનો. પણ આજે કુટુમ્બીઓ કાંક સારા મિજાજમાં હતાં.

"નામ શું? ડફી? વાહ શું નામ છે!" બાપુ બોલ્યા.

ડેનિસમામાએ મોંમાંથી ચૂંગી કાઢી કહ્યું: "આઈરીશ."

આ બોલતા હતા ત્યાં જ પાછલે બારણે ટકોરો પડ્યો. મા-બાપુને ભારે તાજુબી થઈ. કોઇ આવનાર પાછલે બારણે ટકોરા દેતું નહીં. "કોણ હશે?" માએ પૂછ્યું.

'જઈને જોઉં.' બાપુ બોલ્યા.

**પાછલા** બારણા પાસે મા લૂછવાનાં પોતાં રાખે. બાપુએ બારણું ખોલ્યું ત્યાં ડફી દેખાયા. જમણા કાને સિગારેટ ભરાવેલી અને નાનો છોકરો એમના હાથમાં.

"હું ડફી. તમારો નવો પાડોશી. આને નાનકડો અકસ્માત થયો, તે આ બારણેથી આવવું પડ્યું."

"આવો, આવો, અંદર આવો."

જેવા હતા તેવા હોવામાં ડફીને ખૂબ જ આત્મસંતોષ હતો. બધા સામું ઝૂકીને વંદન કર્યાં. મારા સામું જોઈને હસ્યા. મિ. ડફી જેટલા મને ગમતા હતા એટલા સૌને ગમે એટલું જ હું ઇચ્છતો હતો.

"આવા વેશે અને આવી રીતે આવવા બદલ મને માફ કરશો, પણ આ મિસ્તરે કૂદકો માર્યો તે ખીલો વાગ્યો. ઘરમાં આયોડીન છે નહીં એટલે– "

"અરે ભગવાન!" બોલી મારી મા નાવણિયામાં જઈને આયોડીનની શીશી લઈ આવી.

"આભાર તમારો. હવે મિસ્તર, જરા ટાંગ લંબાવો," દીકરાના પગમાં કશું પહેરેલું ન હતું. નદીકાંઠે બગલું ઊભું રહે એમ એક પગ ઊંચો લઈને એ ઊભો હતો. ડફીએ શીશી લીધી એવું એણે પાછલે બારણે દોડી જવાનું કર્યું પણ ડફીએ એને સૂંથણેથી પકડ્યો. બાપુએ કહ્યું: "લાવો પકડું."

"પકડો, પણ જોજો લાત ન મારે." બાપે દીકરાના ગુણનું વર્ણન કરવા માંડ્યું.

"મારે પણ બે દીકરા છે. જો એવું કરે તો ખેર ન રહે," બાપુ બોલ્યા. બાપુ અને ડફી બન્નેએ મળીને છોકરાને બરાબર ઘોબી દાવમાં ઝાલ્યો. તોય એનો ઉધમાત શમતો ન હતો. બાપુને લાત ઠોકવાનું કર્યું. પણ ગળચી પકડીને જરા દબાવ્યો તે ફે ફે થઈ ગયો. ટાઢો પડયો. ડફીએ એનો પગ પકડીને આયોડીન લગાડ્યું.

"હવે બીજી વાર જોડા પહેરી રાખજે. એક ના'તી વખતે કાઢવાના. અને આખો ઘડીએ ના'વાનું નહીં."

ડફીનો દીકરો જેવો છૂટયો એવો જ બોલ્યો: "મોટો થઈશ ત્યારે આમ કરવાની તમારી હિમ્મત નહીં ચાલે!" મનમાં તો એ જરૂર 'મોટો બાપ થયો છે!' એમ બોલ્યો હશે.

અને દીકરાના બાપે પણ જવાબ દીધો: "મોટો થાય ત્યારે આયોડીન ચોપડાવવા ન આવતો!"

મા કઠારપેટી પાસે જઈને અંદરથી ચોકલેટ અને એક સરસ પેર લઈ આવી. મારો તો જીવ કપાઇ ગયો. મા આ બન્ને આ છોકરાને આપવાની અને બન્ને પર મારી નજર હતી. પણ શું થાય? મા તો એની પાસે ગઇ. બોલી: 'શું લેશો?'

પટ જવાબ મળ્યો: 'બન્ને!' હાથમાંથી લઈને પટપટ બન્નેનું બટકું ભર્યું. ડફીએ એની બોચી પકડી: "શું કે'વાનું? સભ્યતા શીખ્યો છે?"

મોંમાં દોથો ભરેલો છતાં એ બોલ્યો: "આભાર."

મીનમામીને છોકરાં ખાતાં હોય એ ખૂબ ગમે. બોલ્યાં: "ભૂખ્યો લાગે છે!'

"ભૂખ્યા હોવાનું કશું કારણ નથી. વાળુ વેળાએ પાંચ સેન્ડવીચ દબાવી છે, અડધું તડબૂચ ખાધું છે!" ડફી હિસાબ આપવા બેઠા.

"એ તો ઠીક પણ તમે અમારે પાછલે બારણે ક્યાંથી આવી ચઢ્યા? છોકરાને તેડીને વાડ ચઢ્યા'તા?" બાપુએ પૂછ્યું.

'ના. વાડમાં એક પાટિયું ઢીલું છે. જરા ધક્કો માર્યો એટલે છૂટું. એમાંથી આવ્યા. ઉતાવળ હતી એટલે. તમને હેરાન તો નથી કર્યા ને? મારાં પત્ની આવી શકત. પણ એ જરા આરામ કરતાં બેઠાં હતાં: એમ-

નાથી રાડના છીંડામાંથી નીકળાય એવું નથી. દસ ટનનું એંજિન નીકળે પણ એમનાથી ન નીકળાય."

મીનમાસી હસી પડ્યાં. એક ડેનિસમામા સિવાય બીજાં બધાં હસી પડ્યાં. એ ગાત્ર ચાહ્યું મલક્યા. મારા મિત્ર ડફીને જે સામાજિક સફળતા મળી એ મારી જ સિદ્ધિ હોય એમ ગૌરવભેર મેં બધાના ચહેરા સામું જોયું.

"હજુ તમારે ત્યાં બધું ગોઠવાયું નહીં હોય." મારી માએ પૂછ્યું.

બીડીના ધુમાડા છત ભણી ફૂંકતાં ડફી બોલ્યા: "અરે બધું રમણ-ભમણ છે. વીજળીવાળો આવ્યો નથી એટલે અમે અંધારામાં બેઠાં છીએ. ભારે દાગીના લાવવા મેં બરફનો ખટારો ભાડે કરેલો. એ આવ્યો જ નથી. ખબર કાઢી તો કે' છે બગડી ગયો છે. સામાન હવે કાલ સિવાય આવશે નહીં. આજે તો બસ ફરસ પર સૂવાનું."

"ભારે થઈ!" મા બોલી. બાપુ સામું જોઈ એ આગળ બોલી: "એક ખાટલો છે. અમે નથી વાપરતાં.'

"અરે એની ચિંતા ન કરો. ખૂબ ગાદલાં ગોદડાં છે. બેબી માટે એક ખોખામાં ઓશિકાં ગોઠવ્યાં છે. એ...ને નિરાંતે ઊંઘે છે. ડફી કુટુમ્બ આમ હર હાલતમાં ચલાવી લે છે." છેલ્લો દમ ખેંચીને એમણે ઉમેર્યું: "પણ હા, મીણબત્તીનો ખપ છે. અમે કેવી હાલતમાં છીએ એની તો ખબર પડે!"

"મીણબત્તીની વાત જવા દો. તમને વીજળીનો પ્રકાશ કરી આપું. હું ગૅસ કંપનીમાં છું એટલે શું કરવું એની મને ખબર છે. પેલો આવે ત્યારે તાત્કાલિક જરૂર હતી અને રાહ જોઈ શકીએ એમ ન હતું એમ કે'જો."

"પણ ફ્યુઝ બૉક્સ પર તો સીલ હશે ને?"

"એનો કશો વાંધો નહીં. ઓજાર લઈને હું આ આવ્યો." બાપુ ઓજાર લેવા ગયા. મેં મિ. ડફીની પીઠ પર પેલા આઠ ગોળા ચિતરેલા હતા તે જોવાની કોશિશ કરી. એમનો દીકરો ખાવાનું પતાવીને હાથથી મોં લૂછતો હતો. ત્યાં એના બાપે એનું કાંડું પકડ્યું: "બાપના ઘરમાં છો? સભ્યતા ક્યાં ગઈ તમારી?"

માએ કપડું લઈને છોકરાનાં હાથ-મોં લૂછ્યાં: "શું તમારું નામ?"

"પૂછ્યાનો અર્થ જ નથી. એના નામની જ એને નફરત છે. એનું નામ ઝકારી."

"એવું કેવું નામ પાડ્યું?" ડેનિસમામા બોલ્યા. એમને વિચિત્ર નામ અને બધી અજાણી વસ્તુની નફરત.

"એ તો જરાક જુગાર જેવું હતું અને અમે એમાં હાર્યા. મૂળ નામ એની માના કાકાનું. ભાઈશ્રી ચોર અને વાંઢા હતા. છેલ્લા યુદ્ધમાં સરકારને કાટમાળ વળગાડીને ખૂબ પૈસા કમાયા. એમનું ઝકારી નામ છોકરાને આપીએ તો એ થોડુંઘણું મરતી વખતે આપે એવી ગણતરી. પણ મરવાના મહિના પહેલાં એમણે દેવળમાં જવા માંડ્યું. કે'છે અંતઃકરણ ડંખ મારતું હતું. એક રાતે ધોબીના ખટારા હેઠળ ચગદાઈ ગયા. દેવળમાં જવા નીકળ્યા હતા. બધી માલમિલકત સાધ્વીઓના મઠને આપી ગયા. ખૂબ મિલકત હતી!"

"મોટો થઈશ ત્યારે મારું નામ વોલેસ રાખીશ."

"એક લાત મારીશ જો વોલેસ નામ દીધું તો!" બાપે દીકરાને કહ્યું. એટલામાં બાપુ હથિયાર લઈ ને આવ્યા. કે': "ચાલો."

બાપુ અને ટફી અને ઝકારી ગયા પછી માએ બધાંને પૂછ્યું: "કેવા લાગ્યા અમારા નવા પાડોશી?"

"લાગે છે ક્યાંક મળ્યા છીએ અમે," ડેનિસમામા બોલ્યા. પણ ક્યાં ક્યારે મળેલા એ યાદ ન આવ્યું.

એ દિવસ ખૂબ તાપ હતો. સાંજે પણ ભારે બફારો. અમે બધા પાછલા વાડામાં બેઠા હતા. માએ લીંબુનું પાણી બનાવ્યું. મને બરફ ભાગવા દીધો. કેનેથ આવ્યો ત્યારે એને આઇસક્રીમ લેવા મોકલ્યો.

તાપને કારણે આપણને ઉપર ધકેલી દેવામાં નહીં આવેલા એટલે આપણે તો તાપના ઋણી હતા. જ્યાં બાપુ એ સવાલ ઉપસ્થિત કરે ત્યાં મા વાત જ ઉડાવી દે. "ત્યાં અત્યારે છોકરાથી કેમ સુવાય? રાત પડવા દો."

મોટેરાં બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. આપણે પાછલા વંડામાં લટાર મારતા હતા. કેનેથને તાપ–ટાઢ નડે નહીં. એ ઉપર જઈને એની નમૂનાની હોડી બનાવતો હતો.

જઉં જઉં કરતો સૂરજ આખરે આથમ્યો. મને બીક લાગી કે હવે આ બધા આપણને ઉપર ધકેલવાના. પણ હજુ બફારો ઘણો હતો. ક્યાંય

પાંદડું પણ હાલતું નહીં. એટલે આપણે વાડામાં આમ તેમ લહેરથી ફરતા હતા. પડખેનાં મકાનોમાંથી સંગીતના સૂર આવતા. સહેજ આગળ જઈને બધાં મુરબ્બીઓને જોયાં. આકાશ સામું જોયું. મોટા કાળા પડદામાં આ તારા કેવાં બાંકાં પાડીને ચમકતા હતા!

ત્યાં ડફીના પાછલા વંડામાં પણ પ્રકાશ થયો. સિગારેટ પીતા ડફી દેખાયા એટલે બાપુએ પૂછ્યું: "કેમ, વીજળી ચાલે છે ને?"

વાડની આડ પર હાથ ટેકવીને ડફીએ બધાને વંદન કર્યા.

"સરસ ચાલે છે. પણ અહીં ખૂબ તાપ છે."

મને દોડીને મારા મિત્ર પાસે જવાનું મન થયું. પણ આ લોક જોઈ જાય અને ઉપર ધકેલી દે, એ બીક હતો ત્યાં જ બેસી રહ્યો.

ત્યાં ડફીના પાછલા વંડામાં પડતું બારણું જોસભેર વસાયું અને કોક વંડામાં દોડતું હોય એવો અવાજ આવ્યો.

"છટક્યું મારું બેટું!" અને એ પણ દોડવા લાગ્યા. થોડીવારમાં દોડવાનો અવાજ પણ બંધ થયો. ડફી હાથમાં કશું પોટલું ઉપાડ્યું હોય એમ આવ્યા. "આમને તમે હજુ નહીં ઓળખતા હો. આ છે શ્રીમાન વૂડી. પ્રમુખ વૂડરો વિલ્સનના નામ પરથી એમનું નામ પાડેલું." ઓળખાણ આપીને ડફીએ વૂડીને છોડયો અને છોડયો એવો એ ધરતી પર પડયો. અમને જરા ફિકર થઈ. ત્યાં તો મિ. ડફી બોલ્યા: "એની ફિકર કરવી જ નહીં. એ હમેશાં બિલ્લી જેમ જ પડે છે. વાગે નહીં."

વૂડીએ ઊભા થઈને પૂછ્યું: "કોઈની પાસે ખાટીમીઠી હશે કે?"

ડફીએ એક લાડુ ધરી દીધો. વૂડી ચૂપ થયો. ડફીએ વાર્તાલાપ આગળ ચલાવ્યો અને અધવચ્ચે અટકી ગયા: "અલ્યા, માટી ખાય છે?"

"ના." વૂડીએ કહ્યું.

"ના? એમ? ઘાસ ખાય છે? ઘાસ ખાઈને દૂધ આપવાનો છે? વાગોળી રહે એટલે તારી માને બહાર લઈ આવ."

"રે'વાદોને, થાકી ગયાં હશે." મારી મા બોલી.

"થાકી ગયાં હશે? કયો પહાડ ચઢ્યાં છે તે થાકી ગયાં હશે?" ડફી બોલ્યા. ત્યાં એમના નિવાસનું બારણું પાછું ઊઘડયું.

"લ્યો, આ અમારા શાહજાદા નંબર બે. એમનું નામ ડસ્ટીન.

ત્રણેમાં સારામાં સારો. કોક વાર જેલમાં જશે, પણ એ એવો ચતુર છે કે ફાંસીની સજા નહીં થાય."

"ડસ્ટીન? નામ વિચિત્ર કહેવાય." મારી મીનમામી બોલી.

"ડસ્ટીન ફ્રાઇઝ. આ સિનેમાના એકટરના નામ પરથી. મારી પત્નીને એનું ખૂબ ઘેલું. મારી સાથે મધુરજની ગાળે ત્યારેય એને કાગળો લખે. પછી તો મેં ખડિયો જ સંતાડી દીધો. જા ભાઈ, તારી માને મોકલ."

ક્યાંથી હિમ્મત આવી તે આપણે વાડ પાસે પહોંચ્યા: "કેમ છો, મિ. ડફી?"

"અરે તું ક્યાં હતોઃ? ઘાસ સૂંઘતો'તો?"

"ટીપ્પી, જાવ સૂઈ જાવ," બાપુનો હુકમ છૂટ્યો. "બીજી વાત નહીં. જાવ."

ત્યાં ડફીના ઘરમાં કાંઈ ધમસાણ મચ્યાનો અવાજ આવ્યો. અને મિસિસ ડફીનો છોકરી જેવો ધીમો અવાજ આવ્યો તે સાંભળી ડફી અંદર ગયા. અને કાયદાનો કડક અમલ કરી વ્યવસ્થા સ્થાપી દીધી.

એમની ગેરહાજરીનો લાભ લઈને મીનમામી બોલ્યાં: "સાંભળ્યું? કેવું કેવું બોલે છે? બધું ખરેખાત એવું હશે? મારાથી તો હસી દેવાય."

"મને તો રમૂજી માણસ લાગ્યા. પણ આ એમના છોકરા! બાપ રે!" મા બોલી.

"બીજાના છોકરાની વાત કરે છે પણ તારો પેલો કુંવર હજુ સૂવા નથી ગયો એનું શું?" બાપુએ ટોણો માર્યો.

મેં દલીલ કરવા માંડી પણ માએ બાપુને પક્ષે બેઠી. એટલે આપણે વિદાય લેવી પડી.

ઉપર જઈને બારી પાસે બેસીને નીચે થતી એમની વાત સાંભળવાની કોશિશ કરી. બાપુ હસતા હતા. ડફી પણ હસતા હતા. પણ પછી આંખમાં નિંદ ઘેરાઈ. પથારીમાં જઈને સૂઈ ગયા વિના છૂટકો નહીં. પણ એક વાતની જડ મનમાં ઊંડી ગઇ. આપણી ગેરહાજરીમાં જ આ લોક બધી હસવા જેવી અને રસિક વાતો કરે છે!

૧૧

## બંધનનાં ઓળા

**બંધનરહિતતાની** મોસમ પાણી પરથી જેમ પવન સરકે એમ પૂરી થઈ. સપ્ટેમ્બર માસ આવ્યો. ખેલકૂદનું જીવન છોડી દઈને મારે શાળામાં જવાનો વખત થયો. અઠવાડિયાં થયાં મારે કાને બસ આ અભ્યાસ ને ભણતર ને શાળા ને પુસ્તકની વાતો અથડાતી. શાળામાં શીખવતા પાદરીઓ ને સાધ્વીઓની વાત સાંભળી સાંભળીને હું પરેશાન થઈ ગયો. મા તો વળી શાળામાં મળતા ભણતરના ચમત્કારોની વાત કરે! આમ જોતજોતામાં મને એકત્રીસ લગી ગણતાં આવડશે. આખા શહેરમાં ચોઢેલાં પાટિયાં વાંચતાં આવડશે, વાંચતાં આવડી જાય તો ક્યાંય પણ હું ભૂલો નહીં પડું–રસોડાના પ્રચારતંત્રમાંથી ઘણા બુદ્બુદા ઊડતા. પણ આપણે એમ માની લઈએ એવા થોડા હતા!

મારા આવા વલણના મૂળમાં કેનેથને શાળા માટે જે લાગણી હતી તે હતી. કોઈ જંગલી માણસ જેટલી ઉત્કટતાથી જોડાને ધિક્કારે એટલી જ ઉત્કટતાથી કેનેથ શાળાને ધિક્કારે. નવાઈની વાત એ કે એની ગણના પાછી સારા વિદ્યાર્થીમાં થતી! રોજ સવારે હાથ ખેંચીને ઊઠાડો નહીં ત્યાં લગી તો એ ઊઠે નહીં. પણ મારા મન પર જે અસર હતી તેનું શ્રેય એકલા કેનેથને ન હતું. આ ગાળાનો એક પણ છોકરો શાળાનું સારું બોલતો ન હતો.

"નિશાળ એટલે તો કેદખાનું," કોઈક કહેતું અને એક આટલું કહે એટલે બાકીના બધા આઆ...ક...થૂ કરી થૂંકે.

પણ છોકરીઓ બધી શાળાનું ખેંચે. એમને પેલી સાધ્વીઓ ગમે, ભણાવે તે ગમે, ગીતો ગાવાનાં હોય એ ગમે! એમને તો આ ઉનાળો ક્યારે પૂરો થાય અને શાળા ક્યારે ખૂલે એવું એવું થાય!

નવું સત્ર શરૂ થાય એના એક અઠવાડિયા પહેલાં મા મને સ્ટોરમાં લઈ ગઈ. ત્યાં મને એક જોરતાન અપાવ્યું. ચાર પેન્સિલવાળું ખોખું અપાવ્યું. પેન્સિલ છોલવાનો સંચો અપાવ્યો. રબ્બર અપાવ્યું. રંગીન ચાક અપાવ્યા અને નાનકડો પાણી પીવાનો પ્યાલો ઝટ દઈને બેસી જાય એવો અપાવ્યો. પેન્સિલના ખોખાએ આપણું મન હરી લીધું અને પેલો પ્યાલો. એ ઉઘાડવાસ કરવાનું મળે માટેય નિશાળે જવાનું મન થયું!

પણ રવિવારે રાતે મન બદલાઈ ગયું. સોમવારે સવારે નિશાળ ખૂલે પણ બાર કલાક પહેલાં તો આપણુને રોવું આવી ગયું. અને મનમાં ને મનમાં એ પેન્સિલ અને પ્યાલો લઇને ભાગી જઉં અને ઝાડમાં ભરાઇ રહું એવું મલાખું રચવા લાગ્યા. સવારે તો પાકી હઠ. કપડાં પણ પહેરાવ્યાં ત્યારે. આપણે આપણી મેળે તે વળી પહેરતાં હોઈશું? એક જોડો પહેરીને પણ આપણે ભાગી જવાનું કર્યું. પણ હવે તો માનો મિજાજ પણ ગયો હતો. આખું અઠવાડિયું એણે બહુ ઢાપલાવેડા કર્યા હતા. હવે એણે ગુસ્સો કર્યો. અને આપણુને પડી. મનમાં ગાંઠ વાળી, ઠીક છે મૂકી જા નિશાળે. ત્યાંથી ભાગી ન જાઉં તો કહેજે. મારું નામ ટીપ્પી નહીં.

નાસ્તો કરવા બેઠા. આંખમાંથી ટપક ટપક વરસાદ વરસે. ગાલ પર થઇને રેલા ઊતરે. પણ નાસ્તો ભાવતો તે એક દાણોય રહેવા ન દીધો.

બાપુ આજે મોડે લગી ઊંઘી ગયેલા. તે ઝટપટ હજામત કરે. એક બાજુ અસ્તરો ફરે અને બીજી બાજુ કૉફી પીએ. માની બિચારીની કમબખ્તી. એક તો અમને બેને નાસ્તો આપવાનો અને પાછું ઉપર જઇને કેનેથભાઇને ઢંઢોળીને જગાડવાના અને તરત મને નિશાળમાં દાખલ કરાવવા આવવાનું તે કપડાં પહેરી તૈયાર થવાનું.

"ટીપ્પી, પહેલાં ખાઈ લે, પછી રોજે. બે કામ ભેગાં કરે એમાં ખાવાનું ઓછું થાય." મા મને રાજી કરવા મથતી હતી. પણ એમ માને એ બીજા! જવાબમાં આપણે એટલે મોટેથી ભેંકડો મૂકયો કે સાબુ ચોપડેલે મોંએ બાપુ મારા સામું જોઈ રહ્યા.

"રોવા દે એને. પેટ ભરીને રોવા દે. ભાઇને ભણવું નથી! રહેવા દે એને, અભણ રહેવા દે. ગમાર કયાંનો? કોદાળી પાવડા ઉપાડયા કરજે!"

"ના ના, ટીપ્પીભાઈ તો ભણવાના! પંડિત થશે મોટા! કેવા કેવા એમના દોસ્ત થશે! ચીતર કાઢશે અને આમ ઝટઝટ ગણતાં શીખશે! સરસને ભાઇ?"

"ના આ આ આ," આપણે ચાલુ રાખ્યું. નાસ્તો પૂરો કરતાં ચમચો ચારેકોરથી ચાટયો, માએ આંસુ લૂછ્યાં. પણ આપણે બોલે રાખ્યું: "નથી જવું નિશાળે."

પણ બાપુથી સાંભળી ખમાયું નહીં. મને અસ્તરો ધરતાં કહે: "તારે જવું પડશે, નહીંતર ન જવાનું કારણ મને કે'વું પડશે."

માએ બાપુ સામે, બાપુ માટે જ અનામત રાખેલી નજરે જોયું. સાદી રીતે કહીએ તો એનો અર્થ થાય: તમે આમાં ન પડતા. "તમે તમારું કામ કરે રાખોને! હું એને મૂકી આવું છું. તમારે પાછું જવાનું મોડું થશે."

પણ મા આટલું બોલી એમાં તો બાપુ ભડકો થઈ બેઠા. મારા સામે અસ્તરો હલાવતા હતા તે સામે. ને વાળ ને બધું પડ્યું કોફીના પ્યાલામાં. ઉપર તરે તે જોઈને આપણને ખડખડાટ હસવું આવ્યું. બધું દુઃખ ભૂલી ગયા. બાપુ તો એવા નારાજ થઇ ગયા કે કોફી ગટરમાં રેડી દીધી. ઝટ ઝટ અસ્તરો ફેરવવા માંડ્યો તે બે ઠેકાણે લોહી કાઢ્યું. કપડાં પહેરીને દોડતા બહાર. દસ સેકન્ડમાં પાછા. નાસ્તાનું ભાણું ભૂલી ગયા હતા. ઝટપટ ભાણું લઈ, નજર નાખીને દોડ્યા.

આ બનતું હતું એમાં આપણો સક્રિય વિરોધ સહેજ ઓગળી ગયો. થવા દો જે થતું હોય તે એવા નિર્ણય પર આવીને દૂધ પી લીધું. કેનેથ નીચે આવ્યો. વાળ ઓળેલા તે પાછળ શાહૂડીનાં પીછાં જેવું લાગે. મૂગે-મૂગો અને ઝડપથી ખાય. મા કપડાં બદલવા ગઈ.

આપણે તૈયાર ઊભા હતા. પેન્સિલ અને પ્યાલો સાથે લીધેલાં. જોસ્તાન પણ સાથે લીધું. કેનેથ તૈયાર થાય એટલી વાર. નાસ્તો પૂરો કરી એણે મારા સામું જોયું અને દાંત ભીંસીને હળવેથી બોલ્યો: "હવે બેટમજીનો ખાંભો થશે! નિશાળે જવાના!"

આપણે ભેળી કરેલી બધી હિમ્મત ઓગળી જાય એવી ટીકા કરી'તી કેનેથે. હોઠ કંપ્યો, આંસુ આવું આવું થયાં. પણ કેનેથના દેખતાં કોણ રુવે?

મા નીચે આવી. અમે બધાં સાથે જ નીકળ્યાં. પણ કેનેથને તો એકલા જવું હતું. આટલા મોટા ભાયડાને મા નિશાળે મૂકવા આવી હતી એવું ભાઈબંધ-દોસ્તારો જોઇ જાય તો કેવું નીચાજોણું થાય? એટલે અમારાથી પંદર ડગલાં આગળ ચાલે. પાછું વળીને જુએ નહીં. અમને ઓળખતો જ ન હોય એમ ચાલે. બીજી માવરો અને છોકરા-છોકરીઓ પણ નિશાળે જતાં હતાં. છોકરા પાછળ પણ છોકરીઓ આગળ ને આગળ દોડે.

નિશાળે પહોંચ્યા અને લાલ ઈંટનું મકાન જોઈને આપણા મોતિયા મરી ગયા. પગ ચાલે જ નહીં. માએ અચ્છી દીધી. નિશાળ લાગતી જ

હતી જેલ જેવી અને ક્રીડાંગણ તો કેદીઓને કસરત કરાવવાની જગા જેવું લાગે.

કેનેથ અમને મૂકીને દોડી ગયો. મા મને લઈને શાળાના મકાનમાં દાખલ થઈ. એવું ભેંકાર લાગે. અમને એક નાનકડી ઓરડીમાં મોકલ્યાં. ચશ્માં ચઢાવીને ગંભીર લાગતા જુવાન બેઠા હતા. અને તરત અમારી નજર પડી. પહેલી પાટલી પર મિ. હક્ી બેઠા હતા. હટીન, વૂડી અને ઝકારી ત્રણે હાજર. અમને જોયા એટલે અમારી પાસે આવ્યા.

"નાનકા ઝકારીને પણ સાથે લાવ્યા છો? હજુ તો સાડાચાર થયાં એટલે દાખલ નહીં કરે." મારી મા બોલી.

"દાખલ કરે તો સારું. બીજા બે જતા'તા અને એ રહી ગયો. એટલે ભેંકડો મૂક્યો. કોઈ વાતમાંથી બાકી નહીં રહેવો જોઈએ!"

"હક્ી." નામનો પોકાર થયો.

"હાજર," અમારા પાડોશી આગળ વધ્યા.

હું બેઠો હતો ત્યાંથી મોટો વંડો દેખાતો હતો. બસ છોકરાં જ છોકરાં. કોક રમે, કોક દોડે, કોક વાતો કરે, કોક કશાની રાહ જોતાં ઊભેલાં. ત્યાં જમરાજના તેડા જેવો ઘંટ વાગ્યો. પટ પટ બધી રમત બંધ. છોકરા છોકરીથી અલગ થયા. બન્ને જુથ—છોકરીઓ સાધ્વીની દોરવણી હેઠળ અને છોકરા શિક્ષકોની દોરવણી હેઠળ બબ્બેની કતારમાં ચાલ્યા. એવું કેદખાના જેવું લાગે કે મને ભાગી જવાનું મન થયું.

"અહીં સિગારેટ ન પીવાય!" મેજ પર બેઠેલા બંધુએ મિ. હક્ીને કડક રીતે ફરમાવ્યું. બંધુનું નામ નાથાનિયેલ. "માફ કરજો. મેં સૂચનાપત્ર વાંચેલાં નહીં." સિગારેટ બૂઝાવતાં મિ. હક્ી બોલ્યા.

"આ શાળા છે. અહીં નાનાં બાળકો ભણવા આવે. નાનાં છોકરાં બીડી પીએ નહીં સાધારણ રીતે. એટલે અમે અહીં સૂચનાપત્ર મૂકતા નથી. પણ લાગે છે કે (ન મૂકીને) અમે ભૂલ કરી."

"મૂકી હોત તો ય ફેર ન પડત. એમને વાંચતાં ક્યાં આવડે? વાંચતાં લખતાં નથી આવડતું માટે તો નિશાળે આવે છે. હૂંડીઓ લખતાં આવડે ને!"

બંધુ નાથાનિયેલ જુવાન માણસ. આ ડહાપણનો જવાબ આપવા જ ન હોય એમ એ હક્ી સામું પૂરું એક મિનિટ જોઈ રહ્યા. પણ આખો દાવ ખાલી ગયો. અમારા પાડોશી પણ એટલી જ ઉદ્ધતતાથી એમના સામું

જોઈ રહ્યા. બંધુ નાથાનિયેલે એ યત્ન છોડીને બે ડફી બાળકોની વંશાવલી ઉતારવા માંડી.

"જરા ઉતાવળ કરશો? બહાર ગાડી ખોટી થાય છે." ડફી બોલ્યા.

"ગાડી?"

"હા, ગાડી."

"તો તો મિ. ડફી, આપ ગાડી મોકલી આપો. અહીં તો બધી વિગત લખવાની તે વાર થશે."

"મારી ગાડી છે. હું જ ડ્રાઈવર. નવ વાગ્યા અને હજુ એક પાઈની કમાણી કરી નથી. મહેનત ન કરું તો આ ભૂખે મરે. એટલે જરા ઉતાવળ કરો તો સારું, ફાધર!"

"હું પાદરી નથી," ચશ્માં ઉતારીને નાથાનિયેલ બોલ્યા.

"એમ? પણ આવતી વખતે તમે થઈ જશો." આશ્વાસન દેતાં ડફી બોલ્યા.

બંધુ નાથાનિયેલનો ગુસ્સો વધતો જતો હતો: "માથેથી ટોપી ઉતારશો?"

"કાંઈ વાંધો નહીં." ટોપી ઉતારી તાલ પડવા આવેલા માથા પર હાથ ફેરવતાં બોલ્યા: "તાલ પડતી જાય છે. પવન લાગી ન જાય એટલા માટે ટોપી પહેરી રાખું છું."

લપ ટાળવા બંધુએ નોંધણીનું કામ જલદી પતાવવા માંડ્યું. એ જેમ ગુસ્સે થાય એમ ડફી વધારે ટાઢા થતા જાય.

"આ બધાં આપનાં બાળક છે?"

"મારી પત્ની એમ કહે છે. અને આજ લગી એ મારી આગળ જૂઠું નથી બોલી."

બંધુ નાથાનિયેલના ચહેરા પર તો જાણે લાલ રંગનું કુંડું રેડ્યું હોય એવું થઈ આવ્યું. ઝટપટ નોંધણી પતાવીને બન્ને છોકરાને ઓળખપત્ર આપીને મોનિટરોને વર્ગમાં લઈ જવા સોંપી દીધા.

બન્ને મોટા છોકરાને મિ. ડફીએ શિખામણ આપી: "સારું વર્તન રાખજો. ફેર સામા જવાબ આપો છો એમ શિક્ષકની સામું બોલતા નહીં. પાણી પેસાબ જવું હોય ત્યારે હાથ ઊંચો કરીને રજા માગવી. અને તું વૂડી, કોઈને બચકું ભરતો નહીં."

બન્ને છોકરા ડઘાઈ ગયેલા. ચુપચાપ મોનિટર સાથે ગયા.

"પણ મારું કાંઈ ?" ઝકારીએ ભેંકડો તાણ્યો.

બંધુને નવાઈ લાગી: "આને પણ નિશાળમાં જવું છે?"

"એને તો ઘેર લઈ જાઉં છું." કહેતાંકને એનું મોં દાબ્યું. ઝકારીએ હાથપગ ઉછાળવા માંડ્યા. મિ. ડફી એમના નાના રાને ઉપાડીને બહાર ચાલ્યા.

મિ. ડફી અને એમના બાળકોથી તંગ આવેલા બંધુ પોતાની જ સૂચના ભૂલી ગયા. એમણે સિગારેટ સળગાવી. પછી બીજાંનાં નામ લખ્યાં. છેલ્લે અમારો વારો આવ્યો. વર્ગમાં જવાનું થયું. મા બોલી: "ટીપ્પી, મૂંઝાતો નહીં, હોં! હું નાસ્તા વખતે આવીશ." કહી એણે મારી નવી લાલ નેકટાઈ ઠીક કરી.

સાવ નિકટનાં માણસ પણ મને ત્યજીને જતાં રહેતાં હતાં! છેલ્લીવાર નજર નાખીને મેં જોયું. પછી મોનિટર મને લઇ ગયો. મોટી ગલી જેવું. બન્ને બાજુ પાટિયાં જ પાટિયાં. વર્ગ આવે પણ બારણાં બંધ. આવી નિરાશા તો મેં આખી જિંદગીમાં અનુભવી નથી. બધે જાણે કડકાઈ. નવું નવું અને ડારતું લાગે. બધી મોજ-રમૂજ જાણે અલોપ થઈ ગઈ. હવે રમવાનું નહીં. મોજથી ટહેલવાનું નહીં. બસ બધે જ લોખંડી શિસ્ત. જેમને હું ચાહતો હતો એમણે જ મને અજાણ્યાના હાથમાં છોડી દીધો. દુનિયામાં હતો એટલો આનંદ અત્યારે તો શૂન્ય અંશ પર આવીને ઊભો.

મોનિટર તો મને મારી ઉમ્મરનાં છોકરા-છોકરી હતાં એવો વર્ગ ચીંધીને જતો રહ્યો. અને પહેલી જ નજર પડી તો સીસી મેકક્લેરી! હાથ જોડીને પહેલી જ પાટલી પર બેઠેલી. લૂછલાછ ઠીક થયેલી પણ દેખાવ તો એટલો જ ભયંકર. મારા સામું જોઇ મલકી. મારાથી પણ મલકી જવાત. પણ આપણે જાતને સંભાળી લીધી અને બીજી કોર જોયું. એણે મને આંગળી ચીંધીને બતાવ્યું. એક સાધ્વી માથું નીચું ઘાલીને લખતી હતી.

મેં સીસીનો આભાર પણ ન માન્યો. હું અસહાય હતો અને એણે મને મદદ કરી એમ કેમ લાગવા દઉં? હું તો પેલું પતાકડું લઈને પહોંચ્યો બહેન પાસે.

"હું આવ્યો." મેં કહ્યું.

બહેને ઊંચે જોયું. પતાકડું હસતાં હસતાં લીધું.

બહેનનું નામ સિસ્ટર જોન મેરી. સાવ નાનાં. આંખો સહેજ માંજરી. અવાજ સંગીત જેટલો મીઠો.

"મારા વર્ગમાં તમે આવ્યા એ મને ખૂબ ગમ્યું," એ બોલ્યાં. નાનાં હતાં એટલે માથે જે બધું પહેરવું પડે એ ફાવતું નથી એ દેખાઈ આવે.

અને એમના અવાજ પરથી જ એ સાચું બોલતાં હતાં એ જણાઈ આવે. આપણે શું? એ રાજી તો આપણે પણ રાજી. આપણી અકડાઈ અને ભય બધું દૂર થઈ ગયું. આ બહેન આપણને ગમી ગયાં. પણ એક વાતનો ખુલાસો કરી દેવાનું મને ઠીક લાગ્યું: "આ પહેલાં હું કદી નિશાળે ગયો નથી."

"સરસ. મેં પણ આ પહેલાં કદી શીખવ્યું નથી. એટલે તમારે મને મદદ કરવાની."

"ચોક્કસ!"

"સરસ, લ્યો ખાટીમીઠી ખાશો, થોમસ?"

"ખાઉં. પણ મારું નામ થોમસ નથી."

"તો?"

"ટીપ્પી. મારું નામ ટીપ્પો."

"પણ અહીં થોમસ લખ્યું છે?"

"બરાબર. પણ મને બધા ટીપ્પી કે' છે."

"થોમસ નામ પણ સરસ નામ છે. એ નામના એક સંત થઈ ગયા. સંત થોમસ એક્વીનાસ. તમને એમના જેવા થવું ગમે?"

"ના જી. મને તો મિ. ડફી જેવા થવું ગમે."

"કોણ?"

"ડફી ટેક્સીવાળા. મારા સારામાં સારા મિત્ર છે. હમણાં જ અહીં હતા. કાને સિગારેટ ભેરવી'તી!"

"શું?"

"સિગારેટ. ત્યાં બેઠા'તા એમણે બુઝાવી દેવરાવી. પણ મિ. ડફીના ગયા પછી પોતે સળગાવી.'

"હશે. પણ હું ખાટીમીઠીની વાત જ ભૂલી ગઈ." નાની છોકરી જેમ

મોં પહોળું કરી તાલી પાડતાં એ બોલ્યાં: એમણે ખાનું ખોલ્યું. "આમાં તમને ગમે એવું કશું છે?"

આ નવી મુસ્કેલી. બધું આપણને ગમે એવું. આપણે પસંદગી કરી. "થોમસ, અરે ભૂલી, ટીપ્પી, હવે આ છોકરા બેઠા છે એ બાજુ તમારું આસન જમાવો. ચિત્ર દોરો, રંગ પૂરો, જે કરવું હોય તે કરો."

આસન જમાવીને બેસવાની આપણી ઈચ્છા ન હતી. મારે આ બહેનને ધરતી ને મા-બાપુની ને કેનેથની અને ભાડવાતની બધી વાત કહેવી હતી. પણ બીજાં બાળક પણ નોંધાવીને આવતાં હતાં. મેં કામ રોક્યું હોય એવું હતું. એટલે ઝટઝટ બહેનથી બહુ દૂર નહીં એવી ત્રીજી પાટલીમાં આપણે બેઠક લીધી. પાસે બેઠા સારા. એમને કાંક મારી જરૂર પડી તો ?

બે જણા બેસે એવી પાટલી. લાલ મોંવાળો એક છોકરો બેઠેલો. મોં પર એટલી બધી લાલ ફોડકી કે જાણે ચીતર્યું હોય એવું લાગે. એનું નામ ફ્રીલી. મારા ભાઈબંધોમાં સહુથી પહેલો. પણ અમારી દોસ્તી જરા હરીફાઈની વાતમાં થઈ. મારી નજીક આવી ધીરેથી એણે કહ્યું: "મારા બાપુ પીએ છે."

"મારા બાપુ તો દિવસ અને રાત પીએ છે." કોઇ પણ છોકરું મારા કરતાં કોઇ વાતે આગળ નીકળી જાય એની મને ખૂબ નફરત છે. બાપુ મારો જવાબ સાંભળીને બેવડ વળી જાત. એમની મર્યાદા ચાર માપની પછી એ ભોંય ભેગા થઈ જાય.

"મારા બાપુ રોજ રાતે પીધા પછી પછડાય છે." ફ્રીલીએ કહ્યું.

"મારા બાપુને તો ઊંચકીને લાવવા પડે છે." આપણે હાંક્યું.

ફ્રીલી મારા જવાબમાં એને કશું સૂઝતું ન હતું એટલે ગુસ્સે થયો. મારા ઢીંચણ પર એણે લગાવી દીધી. એટલે મેં સામી લાત મારી. પાટલી હેઠળ જ અમારું દ્વંદ્વયુદ્ધ ખેલાઇ ગયું. શરૂ થયું એવું જ શમ્યું. બીજી ક્ષણે તો અમે પાટી કાઢીને ચીતરવા માંડ્યું.

નવું દાખલ થનારું છેલ્લું છોકરું આગળ ગયું. અમારો વર્ગ પૂરો ભરાઇ ગયો. દરમ્યાન આપણે બહેન પાસે જઈને વધુ ખાટી મીઠી લઈ આવેલા અને બહેનને કેનેથે તોડેલ રમકડાંની વાત કરી આવેલા. વર્ગમાં હતા એ એક જોડે વાતચીત કરી આવેલા. બહેને મીઠાશથી કહ્યું એટલે આપણે આસને આવીને બેઠા ત્યાં જ વિરામનો ઘંટ વાગ્યો તે બધાં એક સામટાં દોડ્યાં.

વિરામ પછી પાછા વર્ગમાં. ફરીથી ખાટીમીઠી મળી. બહેને ઈશ્વરની

વાત કરી. અને કશું રંગ પૂરવા આપ્યું. થોડીવારે રંગ પૂર્યો પછી દિલ ઊઠી ગયું તે બધું જોસ્તાનમાં મૂકીને આપણે ચાલવા માંડ્યું. બહેન પૂછે: "થોમસ, ક્યાં ચાલ્યા?"

"મારું નામ ટીપ્પી. બસ હવે ઘેર જઈને રમીશ."

"પણ આપણે અહીં ગીત ગાવાનું છે અને તમે તો સરસ ગાવ છો!"

વાત ખરી પણ બહેનને ક્યાંથી ખબર પડી? "સારું, રોકાઈશ." આપણે પાછા જગા પર બેસી ગયા. ગીતો ગાયાં. પ્રાર્થના કરી. ત્યાં જમવાની છૂટીનો ઘંટ વાગ્યો. બહેન બારણે ઊભાં. દરેકને છૂટી પછી વર્ગમાં આવી જવાનું કહ્યું. બહેન સાથે હાથ મિલાવીને નીકળ્યા.

અને સામે જ મા ઊભેલી. આપણે રંગમાં હતા તે માને હાથ મિલાવ્યો. બધાંનાં દેખતાં એણે મને કોટી કરી, વા'લો કર્યો.

નિશાળનો પહેલો દિવસ પૂરો થયો.

## ૧૨

## જુગારી પાછા આવ્યા

**બે વર્ષ** વીતી ગયાં. હવે હું સાત વર્ષનો થયો. એમ કહોને આઠ પૂરા કરવા આવ્યો હતો. ધોરણ ત્રીજાના સુખદુઃખનો સારી રીતે પરિચય થયો હતો. ૧૯૨૭નો ઑક્ટોબર. રેડ ફ્રીલીએ મને બહકાવ્યો કે, ચાલ આ કબ્રસ્તાનને આંટો મારીએ. ત્રણસો વર્ષ થયાં એ કબ્રસ્તાનને. અને ત્યાં જઈને સંતાકૂકડી રમ્યા. છેક અંધારું થતાં ઘરે આવ્યા. અમારા વિષેનું અમારું માન બહુ વધી ગયું. જોકે ખરી હિમ્મત તો ઘરના દીવા દેખીને આવેલી.

ફ્રીલી એને ઘેર ગયો, હું મારે ઘેર આવ્યો. રસ્તે આપણે સીટી વગાડતા હતા. હજુ આ ઉનાળામાં જ સીટી મારતાં શીખેલો. મને મઝા પડે. હવામાં જરા ઠંડી. સામો પવન હોય તો ડગલાનો કોલર જરા ઊંચો લેવો પડે. અમારી શેરીનાં બધાં ઘર સરખાં. પણ મને એક એક ઘરની ખબર. કોકનો કઠેરો, કોકનું છાપરું, કોકનું પગથિયું—એમ બધું યાદ.

**ઘરમાં** દાખલ થઈને ટોપી તથા બંડી ભરાવ્યાં ત્યાં બેઠકના ખંડમાંથી અવાજ આવે. એક અજાણ્યા પુરુષનો અવાજ. માએ પૂછ્યું: "ટીપ્પી આવ્યો?" ઓરડામાં થઈને હું રસોડામાં ગયો. દસ્તરખાન બિછાવેલું. સગડી પર તપેલાં ચઢેલાં. આપણે હાથે બનાવીને સેન્ડવીચ ખાધી. દૂધ પીધું. ઓરડામાંથી અવાજ આવે. એ જે પણ હોય પણ જમવાનું મોડું કરતા હતા.

કેનેથ સહેજ લંગડાતો આવ્યો. બગલમાં ચોપડી મારેલી. એણેય સેન્ડવીચ બનાવીને ખાધી. ફૂટબોલ રમતાં પડી ગયેલો તે ઘરે જ રહ્યો હતો.

"પેલા જે ઉપલે માળ રહેતા હતા તે." કેનેથે ખબર આપી.

"કોણ?"

"કોણ કોણ શું કરે છે? મિ. શાર્કી! ડોબાના હોઠ પર દૂધની મૂછ!"

અહીં માબાપુ ઓછાં જોવા આવવાનાં હતાં? આપણે તો બાંયથી હોઠ લૂછ્યા. અમારા ઘરમાં જેને વિષે પારાવાર ચર્ચા ચાલતી હતી એને નજરે જોવા હું ખૂબ ઉત્સુક હતો. એટલે આપણે જમવાના કમરામાં ઘૂસ્યા. માબાપુ એક જુવાન સાથે વાત કરતાં હતાં. હું ગયો એટલે વાત અટકી. "આ ટીપ્પી." માએ કહ્યું.

પેલા સજ્જન તો ખુરશીમાંથી ઊભા થઈને મારી પાસે આવ્યા. હાથ લંબાવીને હસ્તધૂનન કર્યું. "છેલ્લા મળ્યા ત્યારે આપની ઊંચાઈ દેડકા જેટલી હતી. તમને યાદ છે?"

મેં-અડધી આંખ ઊંચી કરી. હજુ મારું શરમાળપણું ગયું ન હતું. મેં ના પાડી.

"શાર્કી! તમે શાર્ક (દાંતવાળી માણસખાઉ માછલી)નો વિચાર કરો પછી કી (ચાવી) એટલે થયું શાર્કી. તમને યાદ નહીં હોય પણ હું તમારાં માતાપિતા અને કુટુમ્બનો જૂનો મિત્ર છું. તમારા એક એક માટે મને લાગણી છે."

અને એમણે મારા હાથમાં પાવલું મૂકી દીધું. બેસી ગયા એ તો. હું માની ન'તો શકતો. આજ લગી કોઈએ આટલી મોટી રકમ આપી ન હતી. કોકવાર સાલગરેહ હોય ત્યારે દોઢિયું રૂપિયું મળે. પણ આ પછી મારો

એમને મારેનો ભાવ વધી ગયો. મારા પ્રિય મિત્રોમાં એમનું સ્થાન નક્કી થઈ ગયું.

હું નાનો, અને આવી વાતોમાં ગમ પણ ઓછી પડે. પણ મને એક વાતની ખાતરી હતી: શાહજાદા શાર્કી રૂપાળા હતા. ચામડી ગોરી, વાળ કાળા, માંજરી આંખ. હાથ તો ખૂબ જ જતનથી રાખ્યા હોય એવા. હાથ હલાવે ત્યારે પણ ખૂબ ખૂબીભેર હલાવે. છતાં અત્યારે હાથેપગે હોય એવા લાગે. વાળ વિચિત્ર રીતે કપાવેલા. કપડાં પણ ખાસ બંધબેસતાં નહીં. ખભા આગળ ખોળ પડે. ખમીસ જાડું, ટાઈ ગંદી, જોડા ભમરાળ. અરે પગ આગળ પડેલો થેલો પણ કોથળાને હાથા બેસાડ્યા હોય એવો લાગે.

"......ચાલ્યો આવું છું. વહાણ બે કલાક પહેલાં નાંગર્યું. અને સીધો અહીં આવ્યો."

"તમારો બધો સામાન નીચે ભોંયરામાં છે." બાપુએ કહ્યું.

"તમારો તો મને ખૂબ ઇતબાર છે. બધું બરાબર જ હશે. જોતજોતામાં પાંચ વર્ષ થઈ ગયાં મને ગયે."

"પાંચ વર્ષ? એટલો વખત થયો?" બાપુને આશ્ચર્ય થયું લાગ્યું.

"પાંચ વર્ષ. અડધો દાયકો. સમયની નીકમાં વહી ગયાં."

"પાંચ વર્ષ! તમે તો આખી દુનિયા ફરી આવ્યા હશો!" માએ પૂછ્યું.

ના, મિસિસ લોકલીન. યુરોપમાં ભરાઇ પડ્યો. જાણે તકદીર આપણુ જ નામઠામ ભૂલી ગયું. ત્યાં કોઈને ઓળખું નહીં. અમેરિકા પાછા આવવાનો કશો ભરુસો જ ન હતો."

"તો કેમ કરીને પાછા આવ્યા?"

"તકદીર. પાનું બદલાયું. ટિકિટ કઢાવી અને અહીં હાજર."

એક સીધી પીઠની ખુરશીએ ટેકવીને હું બહુ ધ્યાનપૂર્વક મિ. શાર્કીની વાત સાંભળતો હતો. બધાની બધી વાત સાંભળવાની મારી આબરૂ જામી હતી. મેટકાકા તો મને "શ્રોતા" કહીને બોલાવે. આમ છતાં મને કોઇની ખાનગી વાત સાંભળવાનું મન ન થાય. આ તો મોટાલોક જે રીતે વાત કરે તે મને ગમે. જે સાંભળું તે મનમાં રાખું. અને પછી મનમાં ને મનમાં વાગોળું.

"તમે એકાએક જતા રહ્યા એ દિવસે તમને મળવા આવેલા બે ભાઈઓ યાદ આવે છે કે?" માએ પૂછ્યું, "તમે અહીં પાછલા વરંડામાં થઈને જતા રહ્યા'તા! એ તો ખસે જ નહીં. ધરાર ખસે નહીં. ભારે થઈ એ તો!"

"મિસિસ લોક્લીન, તમને પડેલી અગવડ બદલ હું ખૂબ દિલગીર છું. એ નાલાયકો ફરી તમને જરાકે હેરાન નહીં કરે. મારું વચન માનો."

બાપુએ મા સામે જોયું. "પણ એ પછી એ લોક દેખાયા જ નથી એટલે અમને કશી તકલીફ નડી જ નથી."

"સરસ, બહુ સરસ."

"તમે તો ફરીથી સફરે ઉપડવાના હશો?" બાપુએ પૂછ્યું.

"તરત ને તરત નહીં. કામ કરવાનું છે."

"લ્યો, હું ય ભૂલી જતી હતી. તમે ગયા ને તરત એક પાર્સલ આવ્યું. ક્યાં મોકલવું તે ખબર નહીં. એટલે અહીં જ રાખ્યું."

શાહજાદા શાર્કીને એકદમ રસ પડ્યો હોય એમ એ ટટાર થઈ ગયા. "લંબચોરસ હતું? ક્યાં છે? આપશો મને? હમણાં?" આતુરતા છુપાવવાનો કોઈ યત્ન કર્યો જ નહીં.

"ભોંયરામાં તમારા સામાન ભેગું પડ્યું છે."

"હું લઈ આવું?"

"તમે અહીં બેસો. લઈ આવું હું." બાપુ બોલ્યા.

મિ. શાર્કીને પોતે વધારે પડતી આતુરતા દર્શાવી એનું ભાન થયું એટલે જરા ધીરા પડ્યા. મા સાથે ધીરેથી વાત કરવા માંડી; પણ જે અવાજ ભોંયરામાં થતો હતો તે એ બહુ જ ધ્યાનપૂર્વક સાંભળતા.

"શહેરમાં લાંબું રહેવાના?" માએ પૂછ્યું.

"હા, તકદીર યારી આપે તો." ખુરશીમાં એમણે પડખું બદલ્યું. "મારી ખોલી મને મળી શકે કે, મિસિસ લોક્લીન?" બોલતા હતા પણ કાન પેલા અવાજ પર હતા.

"ના. ત્યાં તો મિસ મેક ટાગેર્ટી રહે છે. શિક્ષિકા. બે વર્ષ થયાં રહે છે."

"ખુશનસીબી. પણ બીજી કોઈ ખોલી? મને આ ઘર અને ઘરનાં

માણસ ખૂબ ગમે છે. નાનકડી પાણિયારા જેવડી ઓરડી હશે તોપણ ચાલશે. તમારા છાપરા હેઠળ રહેવાની ભારે તમન્ના સેવું છું. મને પાછો ન કાઢતાં.''

''એમને વાત કરજો.''

''આ આવ્યા એ!'' બાપુ દાખલ થયા એવા એ ઊભા થઈ ગયા. એક ખોખું એમના હાથમાં. ખોખા પરથી એ ધૂળ ખંખેરે.

''અરે એમ ને એમ ન આપતા. લાવો સાફ કરી આપું.'' માએ ખોખું લઈ, ઉપર પોતું ફેરવવા જવા માંડયું.

''કશો વાંધો નહીં,'' કહેતાંકને માના હાથમાંથી ખોખું લગભગ ઝૂટવ્યું. બેસીને કાગળ ખોલવા માંડયા.

''તમે બીજો ખ્યાલ ન કરતાં, આની તો મેં વર્ષો લગી રાહ જોઈ છે.'' બધું ફાડી ફોડીને એમણે અંદર હાથ નાખ્યો અને હું બેઠો હતો ત્યાંથી પણ જોઇ શકયો. એમના ચહેરાનો રંગ બદલાઈ ગયો. જાણે આંખનું તેજ રાણું થઇ ગયું હોય એવું લાગ્યું.

આગળની ઝડપ કરતાં સાવ વિરુદ્ધની રીતે અત્યંત ધીરી ગતિએ એણે ખોખામાંથી કાગળ અને ડૂચા અને ચીંથરાં કાઢવા માંડયાં. થોડી લાકડાની ફાચરો પણ નીકળી. ખોખું પૂરું ખાલી થયું ત્યારે એમણે ઊંધું પાડીને ઠપકાર્યું. પછી ખોખું બાજુએ મૂકીને આ બધો ભંડાર ફેંદ્યો. પાછું ખોખું ઉપાડી અંદર દૃષ્ટિપાત કર્યા પછી ખોખું બાજુએ મૂક્યું.

''કોકે આપણી બરાબર બનાવટ કરી. પાંચ વર્ષ લગી આપે જતનથી જાળવ્યું. કાગળના ડૂચા ભરેલું ખોખું! બનાવટ. પાકી બનાવટ.''

''ખ્યાલ છે, કોણે કર્યું હશે?'' બાપુએ પૂછ્યું.

''હા,'' ફરી ભેગું કરતાં શાર્પ બોલ્યા.

''ખોખા પર છે સરનામું મોકલનારનું?''

''ના, અને હોય જ નહીં.''

''રહેવા દો. એ બધું તો હું ઉપાડી લઈશ.'' માએ કહ્યું.

''હું ભાડે રાખી શકું એવી ખોલી છે? જૂની તો ભાડે અપાઈ ગઈ છે, પણ બીજી કોઈ?''

ઘડીભર વિચાર કરી બાપુ બોલ્યા: 'છેવાડે છે ખોલી. પણ સાવ નાની. તમને અનુકૂળ આવે—''

"એમાં અનુકૂળતું શું છે? વગર જોયે રાખી. હવે ત્યાં બર્ટને બધો પથારે બદલું?"

"યોક્સ." બાપુ બોલ્યા.

"ભોંયરામાં છે એ બધું લઈ જવામાં જરા મદદ કરશો ને?"

"યોક્સ."

અમે રસોડામાં બેસીને વાળુ કરતાં હતાં ત્યાં ફરીથી માએ ચાર્લીની વાત ઉપાડી. મા આજે આખો વખત આ જ વાત કરતી હતી.

"તું પૂછે છે કે ખોલી કેમ ભાડે આપી? પહેલું તો ખોલી ખાલી હતી. બીજું પૈસા ખોટા થતા નથી. ત્રીજું આપણે એને પહેલેથી ઓળખીએ છીએ અને આમ કશું ખોટું નથી. આ તમારા સવાલના બધા જવાબ."

"પણ મને એ આ મકાનમાં ભાડે રહે એ ઠીક લાગતું નથી."

"પણ આ આદમી સામે તમારે શું કે'વાનું છે? આ પેલા બે પરદા આવ્યા હતા એ વાત છે? કદાચ એમનું કાંક લેણું હશે. એટલે જ પાછલે બારણે કદાચ ભાગ્યા હશે. પણ મારી તો એક પાઈ બાકી નથી. એને બીજું દેવું હોય એમાં આપણે શું? અને પેલી આગ લાગી હતી ત્યારની વાત તો યાદ કરો! તમને અને ઘરને બન્નેને બચાવ્યાં! અને આ ટીપ્પીને પણ." મારા સામું આંગળી ચીંધીને બાપુ બોલ્યા.

પણ ત્યાં જ વાત બદલવા કે પછી નવી વસ્તુ ધ્યાનમાં આવી હોય એટલે એમણે મને પૂછ્યું: "ઘરકામ કર્યું?"

"કાલે તો શનિવાર. છુટ્ટી."

"તો ઘરકામ કરવા માટે રવિવારની રાતના નવ વાગ્યા લગી રાહ ન જોતો." અને પાછું માને કહે: "ચાર્લીએ તારો જાન બચાવ્યો. ખરું ને? તો ભલા કામનો બદલો તો કશો હોવો જોઈએ ને?"

"ઘણા લાયક માણસ છે. સભ્ય પણ છે. હકીકતમાં વધુ પડતા વિનયી છે. એ દિવસે આગ બુઝાવી એ પાડતો હું જીવીશ ત્યાં લગી નહીં ભૂલું. પણ એમને અહીં જ પાછું કેમ આવવું પડ્યું?"

"એનો જવાબ તો કોણ આપી શકે? જગા ગમી ગઈ હશે!"

"જેવા કિનારે ઊતર્યા એવા સીધા ચાલ્યા આવે છે. કોઈ સગાં-સંબંધી છે કે નહીં?"

"કદાચ અનાથ હશે. આપણને શી ખબર? પણ મેરી, તારા મનમાં એની વિરુદ્ધ શું ભરાયું છે? આ ઉતાવળે ઉતાવળે ભાગી ગયા અને પાંચ વર્ષ લગી આવ્યા નહીં એ સિવાય બીજી કાંઈ વાત હોય તો—"

"અંગત એમની સામે કશું નહીં પણ એમનું કામ—"

"એમની સામે અંગત નહીં પણ એમનું કામ! સમજ્યો, આગળ કહે!"

"કેવા ખરાબ લોક સાથે એમનું પનારું પડ્યું છે? તમે તો નો'તા. પેલા બે કાળમુખા—"

"મેરી, કોકે તો રોટલો રળવાનો છે ને બધાને જિવાડવા? હું કામે ગયો હતો!"

"એ પણ કીધા હતા. એટલે હુંય બીતી. જણાવા ન દે પણ હું ચહેરા પરથી કળી ગઈ. માઈક, આ બાળકોને ખાતર પણ આપણે એમને અહીં રહેવા દેવા ન જોઈએ. કશું બને તો? પેલા બે પાછા આવે તો?"

"નહીં આવે એ પાછા. એમને આવે પણ પાંચ વર્ષ થયાં. પતી ગયું બધું."

"પણ એ ગુજારો શી રીતે કરે છે? એમનું કામકાજ?"

"એમનું કામકાજ તો તું સારી પેઠે જાણે છે. જુગારી છે. એણે જ કહ્યું હતું. અને મેં તને કહ્યું હતું, એણે કહ્યું હતું એમ કહીને."

"એ જ વાત છે ને! ઘરમાં જુગારી ન જોઈએ. એ પહેલી વાર આવ્યા ત્યારે આપણે કાંઈ જાણતાં ન હતાં. પણ હવે તો બધું જાણીએ છીએ. છોકરાવના હિતમાં—'

થોડા વસવસા પછી બાપુ બોલ્યા: "જોને, વાત એમ છે કે એ કાંઈ અહીં અડ્ડો ચલાવતો નથી. અને એનો આપણા ઉપર ઉપકાર છે, એ કદી પણ ભૂલવું નહીં જોઈએ. હું તો ભૂલી નહીં શકું અને તારે પણ નહીં ભૂલવો જોઈએ. અને એકાદ બે અઠવાડિયાં રહેશે. હું પૂછી જોઈશ. હા, સીધું જ પૂછીશ: શું ધાર્યું છે? અને મેરી, જો કશું અવનવું બન્યું તો ઘર બહાર કાઢી મૂકીશ. હાઆઆ." હાથથી જાણે ઉશેટી મૂકતા હોય એમ જુદા કરી થોડી વાર પછી બાપુ બોલ્યા: "હવે તને ટાઢક થઈ?"

"હું," મા મન મૂકીને ન બોલી.

"લે થોડી કૉફી આપ."

વાળુ કર્યા પછી સહુ સહુના કામે વળગ્યાં. પણ બધાં જ રસોડામાં હતાં. અમારી બધી પ્રવૃત્તિનું કેન્દ્ર રસોડું. મા વાસણ સાફ કરતી હતી. કૅનેથ ઠારપેટી પાસે પહોંચ્યો હતો. બાપુ છાપું વાંચતા હતા. હું ચિતરામણ ચીતરતો હતો.

મા હજુય શાર્કીની જ વાત કરતી હતી. કેમે કર્યું એનું મન માનતું ન હતું. "મને તો ભરુસો નથી પડતો," મા એટલું વાક્ય બોલી ત્યાં જ શાહજાદા શાર્કી દરવાજામાંથી દાખલ થયા.

"સલામ સહુને, અને શુક્રિયા. ખોલી નાની છે પણ મને ગમી ગઈ. ચાલશે."

ડ્રેસિંગ ગાઉન પહેરેલો પણ પાંચ વરસ પેટીમાં પડી રહેલો તે સળંગ કરચલી પડેલી. હાથમાં આવતી વખતે જે કપડાં પહેર્યાં હતાં તે હતાં. એ સીધા મા પાસે ગયા.

"મિસિસ લોકલીન, બાળવા પડે તો આને બાળી નાખવાનાં છે. મારે એક ચડી પણ ન જોઈએ. કઈ રીતે આ બલા ટળે?"

માએ કપડાં લઈ લીધાં. શાર્કી એવા અણધારી રીતે આવેલા કે માને મનમાં, એ કાંઈ સાંભળી તો નહીં ગયા હોય ને એવી અમૂંઝણ થાય. "બાળી નાખવાની જરૂર નથી. ગરીબને કપડાં પહોંચાડનારી મંડળીને આપી દઈશું."

"તો તો સારું. આપી દેજો."

મા અંદર કપડાં મૂકવા ગઈ. બાપુએ શાર્કીને કૉફીનો પ્યાલો આપ્યો. પણ એમણે આભાર માની ના પાડી. કૅનેથ હવે ટેબલ પાસે આવીને એની ચોપડી વાંચતો હતો. મેં ટેબલના ખાનામાંથી પત્તાંની જોડ કાઢીને સો લીટરની રમત રમવા માંડી હતી. આ આપણી આ ક્ષણની છેલ્લામાં છેલ્લી સિદ્ધિ.

"તમારી અસ્તરી મળી શકે? કપડાં સાવ ચૂંથાઈ ગયાં છે."

"જરૂર. લઈ જાવ. પણ તમારે પાટિયું જોઈશે?"

"જોઈશે તો ખરું. પણ મિસિસ લોકલીન, હું ત્રાસ તો નથી આપતો ને?"

"ના રે ના. બેસો, હું અસ્તરી ગરમ કરી આપું."

શાર્કી બેઠા! "મહિના એક જેટલું રહેવું છે. બધો સામાન ભેગો કરું, મિત્રોને મળું, અને પાછું બધું રાગે પાડું એટલું. પાંચ વરસ વીતી ગયાં!"

"જેટલું રહેવું હોય એટલું રહોને? કોફી લેશો?"

"હું કોફીને અડકતો જ નથી." પછી કેનેથ સામું જોઈને બોલ્યા: "વાંચે છે? વિદ્વાન થવાનો?" પછી આપણા સામું જોઇ મલક્યા. આપણી ધીરજ નહીં તે પહેલેથી પાનાં જોઈ લઈએ. એટલે રમત થાય જ નહીં. કંટાળીને પાનાં આડાંઅવળાં મૂકી દીધેલાં. શાર્કીએ પાનાં લીધાં. બે સેકન્ડમાં તો પાનાં જાણે એમનો હુકમ માનતાં હોય એમ ભેળાં થાય, છૂટાં પડે, પાછાં ગોઠવાય. "આ છે નર્કમાં જવાની બાવન મૂલ્યપત્રિકા! એકએક આનંદ કે શાપ બની શકે. એમની પાસેથી આનંદ લૂંટવો કે એમનો શાપ વેઠવો એ તમારા હાથની વાત છે. બાળક જેવું, આનંદ આપે. દગાખોર જેવું, ઘા પણ મારે."

અને બધાં મંત્રમુગ્ધ થઈને એની જાદુગરી જોઈ રહ્યાં.

"બાવન પાનાં. વર્ષનાં જેટલાં અઠવાડિયાં. ચાર જાત. જેટલી વરસની મોસમ. આ પાનાં એટલે નાનકડી દુનિયા." અને એમણે ફિલસૂફીભર્યું વર્ણન કરી બતાવ્યું. હલકાં પાનાં, એથી ભારે પાનાં, એથી ભારે પાનાં. પછી હુકમ. પછી સર હુકમ. એક્કા. પણ એક્કાને ચહેરો નહીં. છતાં પ્રબળ શક્તિશાળી પાનું. શક્તિ પણ પાછી અદીઠ. અને વેશપલટાની ફાવટ. ક્યાંક એકડો એક. ક્યાંક સર્વોચ્ચ.

નવાઈ તો એ કે એ જે પાના વિષે બોલે તે જ ખૂલે. કાળીની રાણી કહે તો રાણી ઊઘડી જ છે. જોકર બોલ્યા કે જોકર હાજર. ફુલીનો ગુલામ નામ દે ત્યાં પાનું પડ્યું જ છે.

અમે બધાં જાણે સ્તબ્ધ થઈ ગયાં હોઇએ એમ થોડીવાર બેસી રહ્યાં. આ માણસમાં અજબ મોહિની શક્તિ હતી.

શાહજાદા શાર્કી ફરીથી અમારે ત્યાં આવ્યા તે શુક્રવારે રાતે. બે દિવસ કાંક બીજે ગાળીને એ સોમવારે પાછા આવ્યા ત્યારે નવાં નક્કોર કપડાં પહેરેલાં અને પાછાં પેટીઓમાં ભરીને લાવેલા. બુધવારે બપોરે હું નિશાળેથી ઘેર પાછો આવ્યો ત્યારે મેં અજબ દૃશ્ય જોયું. મિ. ડફી અમારા ફાટક આગળ ઊભેલા. બે અજાણ્યા માણસ સાથે વાત કરે. એક માણસ લાંબો.

કાષ્ટમાંથી કોકે શિલ્પ કોતરીને વર્ષો લગી ટાઢ-તાપ-વરસાદમાં બહાર મૂકી રાખ્યું હોય એવો. બીજો હતો ઠીંગણો અને જાડો. મને તરત ખ્યાલ આવ્યો. ઘણાં વરસો પહેલાં અમારા ઘર આગળ ઘેરો નાખેલો તે આ જ માણસો હશે! એમની મોટરસાઈકલ, જેમાં હવે પડખે બેસવાની ગાડીનો ઉમેરો થયો હતો, થોડે દૂર પડી હતી.

"નથી અહીં." ડફી બોલ્યા. હું એનો પરમ મિત્ર તે એની પાસે જઈને ઊભો.

"તો એ છે ક્યાં?" બાર્નીનું નામ ધરાવનારાએ પૂછ્યું.

"ઊડીને અલોપ થઈ ગયો." ડફીએ હાથના હાવભાવ સાથે કહ્યું.

"એ પાછો આવ્યો છે એ અમે જાણીએ છીએ. મળવું છે અને મળવાના."

"હા આ આ," સભામાં દરખાસ્તને ટેકો આપનારા બોલે એવા અવાજે જુગર બોલ્યો.

"ટીપ્પી, અંદર જઈને ભલો થઈને વાડ પર બેસ." ડફીએ કહ્યું. પણ ચસે એ બીજા. કાંક ઝામવાનું અહીં. ખાતરી થઈ ગઈ આપણી. ડફી એની ગાડી પાસે ગયા અને ભારેમાં ભારે લોખંડી હેન્ડલ લઈને આવ્યા: મને પાછો ધક્કો મારી કહે: "ટીપ્પી, બસ." અને પછી પેલા બે પાસે જઈને પૂછ્યું: "શું કે'તા'તા આપ મહેરબાન?"

જુગર તો પાછો પડી ગયો. બાર્નીનો હાથ ખેંચીને કહે: "બાર્ની, ચાલ હવે."

"પણ તમે છો કોણ?" બાર્નીએ ડફીને પૂછ્યું.

"હેન્ડલવાળો આદમી." સાગે ધરતાં ડફી બોલ્યો.

"ચાલ બાર્ની," જુગરે દર્દભર્યા અવાજે કહ્યું.

બાર્ની સહેજ ઝૂક્યો. બન્ને હાથ ડગલાના ખિસ્સામાં: "તમે બાર્ની ટુલને ઓળખતા નહીં હો. આજ લગી કોઈ એને હઠાવી ગયું નથી."

ત્યાં તો ડફીએ હેન્ડલ ઉગામ્યું. કોક પાછળ બારીએ ટકોરા મારતું હતું એમ મને લાગ્યું. પણ હું તો હતો ત્યાં જ ઊભો રહ્યો. હેન્ડલ કોઈને વાગ્યું નહીં, કારણ કે બાર્ની ટુલ બે કદમ પાછો હટી ગયો. "ના મારતો મને. હું તો કર ભરું છું."

"અને એનો હાથ એ પડી ગયો'તો ત્યારનો ખોટવાઈ ગયો છે." બનતી ત્વરાએ પાછો હટતો જુગર બોલ્યો.

"ચાલ, ચાલવા માંડ," હાથમાં હેન્ડલ સાથે સામો ધસારો કરતાં ડફી બોલ્યો. પેલા પાછલે પગે ભાગ્યા. એકમેકની જ આંટી ખાઈને ગબડે એવું થયું. મેં પાછળ વળીને જોયું તો મા ડફીના નિવાસસ્થાનમાં ઊભી ઊભી મને અંદર બોલાવતી હતી. આટલી બીધેલી તો મેં માને ક્યારેય જોઇ નથી. હું પાસે ગયો અને માએ મને અંદર ખેંચી લીધો.

"પેલા બે ઊભા'તા ત્યાં તું શું કરતો'તો? બોલાવું તોય અંદર આવતો ન'તો?" માએ ઠપકો આપ્યો.

"મિ. ડફી હતા ને!" મેં કહ્યું. હું ને મા ડફીના બેઠકખંડમાં દાખલ થયાં. તકિયા ગોઠવીને મિસિસ ડફી એના પર બેઠાં હતાં અને રકાબીમાં કૉફી રેડીને પીતાં હતાં. બેબી ઊંચી ખુરશીએ બેઠી હતી. મા તો ધ્રૂજતી, જતી પડખેની ખુરશીમાં બેસી પડી: "ઓ પ્રભુ! અમારું રક્ષણ કરો!"

"આ જ બે જણા પહેલાં આવેલા, મા?" માને બીક લાગતી હતી તે જોઈને મને કાંકનું કાંક થતું હતું.

"હા. ફરીથી શાકીંને મળવા આવ્યા. અહીં જ રહે, ટીપ્પી. મૂવા શું તું શું કરે? તારા બાપુ ઘેર હોત તો..." અને પછી મિસિસ ડફી સામું જોઈને બોલી: "પા'ડ પ્રભુનો કે મિ. ડફી ઘેર હતા!"

મિસિસ ડફીએ રકાબી બેબી આગળ ધરી અને બેબીએ એમાંથી કૉફી પીવા માંડી. એમના સાવ ધીમા અવાજે એ બોલ્યાં: "તમે કશી ફિકર ન કરો. ડફી બધાને પહોંચી વળશે. કોણ છે આ બે? ગુંડાઓ છે?" સવાલ પૂછ્યો. પણ એમનું ધ્યાન તો રકાબીમાં બીજી કૉફી રેડવામાં હતું.

"દઈ જાણે! બલા ટળે જતા રે'તો!"

બન્ને જણાએ ત્રણ વાગ્યા પહેલાં દર્શન આપેલાં. મા ઘરમાં કામ કરતી હતી. મોટરસાઇકલનો અવાજ આવ્યો અને બારણા આગળ ઊભી રહી. લાગી તે બારીએ જોવા ગઈ. આ તો બે એ જ કાળમુખા! પાંચ વરસમાં જરાકે બદલાયા નથી. એ શું એમનાં કપડાંય એનાં એ જ! પેલો જુગારી તો સવારનો ગયો છે તે આવ્યો નથી. પોતે ઘરમાં એકલી! માએ ઝપઝપ શાલ ઓઢી લીધી અને પાછલા વંડામાંથી છૂટું પાટિયું

હટાવીને પહોંચી ડફીને ત્યાં. તાકડે ડફી ઘેર જમવા આવેલા. અત્યારે જમીને જાય તે રાતના એક બે વાગે પાછા આવે. એ તો તરત બહાર નીકળ્યા. એ બહાર નીકળ્યા ને હું આવ્યો.

બારી પાસે જઈને જે થતું હતું તે મેં જોયું.

"ટીપ્પી, જતો રહે! એમની ભૂંડાની નજર ન પડે!"

"પણ મારે જોવું છે!"

"આમ આવ." કમને પણ હું મા પાસે ગયો. મા રોઈ પડી: "હું ના કે'તી'તી કે આને ભાડે ન આપો ખોલી. હું જાણતી'તી. શું થશે અમારું? આ બે કાળમુખા અમને આખી જિંદગી ત્રાસ આપવાના?"

ત્યાં તો મોટરસાઈકલના ધડાકાનો અવાજ આવ્યો. મા ઊભી થઈ ગઈ. ક્રુસની બેવાર નિશાની કરી ઈસુનું શરણું માગ્યું. પાછો હું બારીએ ગયો.

"જાય છે, બધું બરાબર છે." હું બોલ્યો. પેલો જાડિયો પડખેની ગાડીમાં ભરાઈ ગયો. ડફી હાથમાં હેન્ડલ સાથે ઊભા હતા. બાર્ની મોટર-સાઈકલ ચલાવતો હતો. એણે ડફીને કાંક કહ્યું, થૂંક્યો ને મોટરસાઈકલ મારી મૂકી.

ડફી ઘરમાં પધાર્યા: "ભગાડી દીધા. હેન્ડલે મનાવી દીધા." ડફી હેન્ડલને બાજુએ મૂકી; માછલીઘરનું પાણી આંગળી નાખીને હલાવીને બોલ્યા.

"પાછા આવશે?" માએ પૂછ્યું.

"હું છું ત્યાં લગી તો નહીં આવે. સીધા કરતાં આવડે છે મને." કહીને એ જમવા બેઠા.

બાપુ ઘેર આવ્યા ને જેવો રસોડામાં પગ મૂક્યો કે માએ આખી વાત કે'વા માંડી. એક પણ શબ્દ બોલ્યા વિના કપડાંય કાઢ્યા વિના બાપુએ બધું સાંભળ્યું. "બરાબર. આજે જ એ ઘર છોડી જશે. મારા ઘરમાં આમ ન ચાલે. ઉપર જઈને હમણાં જ કહી દઉં."

માનો મિજાજ સાવ બદલાઈ ગયો. ધ્રુજારી ગઈ. બીક ગઈ. ઝપઝપ જમવાનું તૈયાર થયું.

"નથી મૂવો ઘરમાં. પણ હું ચિઠ્ઠી મૂકી આવ્યો." થોડી જ વારમાં પાછા આવીને બાપુ બોલ્યા.

મૂંગે મૂંગાં બધાં જમ્યાં. કેનેથ ઘેર આવ્યો ત્યારે મોં પર ઉઝરડો હતો. પણ બાપુ એમના જ વિચારમાં લીન હતા તે જોયું જ નહીં. સાંજે ઘણીવાર ઉપર જઈ આવ્યા. પણ એ આવેલો નહીં. સાડાઆઠના સુમારે કેનેથ શાળાનું ઘરકામ કરતો હતો અને રસોડામાં મા મને પ્રશ્નોત્તરી શિખવાડતી હતી.

"જગત કોણે સર્જ્યું?"

"ઈશ્વરે જગત સર્જ્યું."

"ઈશ્વર કોણ?"

આ જ ક્ષણે શાહજાદા શાર્કી હાથમાં ચાની કીટલી લઈને દાખલ થયા. "ઓહ, અભ્યાસ ચાલે છે! તમને અડચણ નહીં કરું."

પણ એમનો અવાજ સાંભળીને બાપુ આવી પહોંચ્યા: "મારી ચિઠ્ઠી મળી, મિ. શાર્કી?"

"ચિઠ્ઠી? કાંક પડ્યું'તું પણ મેં ધ્યાન નહીં આપેલું. શું હતું?"

"આવો. બહાર આવો, કહું." બાપુનો અવાજ બદલાયેલો હતો.

"આવ્યો."

બાપુ પાછળ શાર્કી. અમે અંદર એમની વાત સાંભળી શકીએ. માએ કીટલી ચૂલે મૂકી. વારે વારે એ પેલાની વાત સાંભળવા રોકાઈ જાય.

પછી બાપુ આવ્યા. પાછળ શાર્કી આવ્યા. એ નારાજ હતા એ તો નાખી નજરે ખબર પડે. "ઘણો ઓછો સમય." એ બોલ્યા.

"એ બદલ હું દિલગીર છું પણ મારે મારાં બૈરી-છોકરાનો વિચાર કરવાનો. આ પેલા અહીં આવ્યા કરે અને મારી પત્ની ધ્રૂજ્યા કરે એ તો ન ચાલે ને! હમણાં જ ઘર ખાલી કરો."

"હમણાં જ?"

"હમણાં જ."

"પણ રાતને આ વખતે બીજે જગા ક્યાં મળે?" હવે એના અવાજમાં પણ કડકાઈનો રણકો આવ્યો.

"હોટલો આખી રાત ખુલ્લી હોય છે." ખુરશી સરખી કરી એમાં બેસતાં બાપુ બોલ્યા.

"પણ મારો સામાન?"

"જોઈએ તે લઈ જાવ. બાકી તમારી સગવડે લઈ જજો."

શાહજાદા શાર્કી ચૂપ રહ્યા. ગંભીર વિચારમાં પડ્યા હોય એમ લાગતું હતું. "બહુ ઓછો વખત આપો છો તમે! અઠવાડિયું પૂરું કરી દઉં ત્યાં લગી રહેવા દ્યો તો? અગત્યની ટપાલ આવવાની છે. પેલા બે હવે અહીં આવશે જ નહીં. તમને પડેલી અગવડ બદલ દિલગીર છું. અને મિસિસ લોકલીનની લાગણી પણ હું સમજી શકું છું. પેલા બે મારા જૂના સાથી છે. એમના મનમાં મેં એમને અન્યાય કર્યો છે એવી લાગણી છે એટલે મારી પાછળ પડ્યા છે. પણ એ બીજા કોઈને કશું કરવા માગતા નહીં હોય. એમને જરૂર પણ શી છે?"

'મારે એમાં પડવું નથી. એમાં મારે શું? આ તો હું તમારે કારણે આવતી કાલનો મારો પગાર ખોઈશ. પેલા બે ભામટા અહીં આવે તો બરાબર પાઠ ભણાવી દઉં." બાપુનો ગુસ્સો વધતો હતો. એટલે માએ ધીરે રહીને "માઈક, માઈક," એમ કહ્યું. પણ બાપુએ "તું ચૂપ રે'ને!" કહીને પાછું શાર્કીને કહેવા માંડ્યું: "તમારી વાતમાં મારું કુટુમ્બ શા માટે પરેશાન થાય? એ જ્યારે આવે ત્યારે તમે ઘેર ન હો. હો તો પાછલે બારણેથી ભાગી જાવ. કશી ગેરસમજ હોય તો એમને મળીને ખુલાસો કરો. ભાગો છો કેમ?"

શાહજાદા શાર્કી પહેલાં કશું ન બોલ્યા. પછી જરા મલક્યા: "હજુ એમને મળવાની મારી તૈયારી નથી." એમનો મલકાટ પહેલાના એમના વિશ્વવિજયી મલકાટ જેવો ન હતો.

બાપુ ખભો ઊંચો કરી ચૂપ રહ્યા. મા પણ ચૂપ હતી. મૌન તો જાણે ઘેરું પથરાતું ગયું. એટલામાં કેનેથ હાથમાં ચોપડી લઈને આવ્યો.

"આ નેબુચાદ નેઝારની જોડણી કેમ થાય?"

"ડાહ્યો થયા વિના ચોપડીમાં જોઈ લે." બાપુએ સીધો માર્ગ બતાવ્યો. પણ શાર્કીએ ધીરે રહીને ભાઈને બાઈબલના જમાનાના એ રાજાના નામની જોડણી કહી. પછી ચાનો સામાન લઈ બોલ્યા: "સામાન બાંધું." અને એ જતા રહ્યા.

થોડી વાર પછી કપડાં પહેરી હાથમાં એક પેટી ઉપાડીને એ આવ્યા. "મિસિસ લોકલીન, તમને બધાંને મેં ખોટી અગવડમાં મૂક્યાં એ બદલ હું દિલગીર છું."

"મને પણ રંજ થાય છે. તમને સર્વ રીતે ખુશનસીબ મળો."

અને શાહજાદા એમનું લાક્ષણિક સ્મિત મલક્યા: "નસીબ! એ તો તમે જેવું વાળો એવું બને. હમણાંતું આપણું જરા રાંટું ચાલે છે." પછી બાપુને કે': "મારા પર એક કૃપા કરો."

"બોલો."

"ડાકપેટી પર મારું નામ થોડાક દિવસ રહેવા દેશો? મારે માટે એનું ભારે મહત્ત્વ છે. ટપાલમાં કાંક આવવાનું છે. ક્યારે આવશે એ કોણ જાણે. પર તાત્કાલિક આવે તો સારું. રોજ અહીં આવીને ખબર કાઢી જઈશ, જો તમે રજા આપો તો?"

બાપુ જરા વિચારમાં પડ્યા: "અહીં આવવાની કશી જરૂર નથી. એમાં તમારા સામે અંગત વાંધો નથી. પણ તમે પરિસ્થિતિ સમજો. આ સરનામું આપજો. કશું આવશે તો અમે તમને પ્હોંચાડીશું. બરાબર?"

"સરસ. આપણે એમ જ કરીએ. હું તમને સરનામું આપી જઈશ સાલસામાન લેવા આવીશ ત્યારે. ચાલો, સહુને સલામ. અને એક એકનો દિલોજાનથી આભાર માનું છું." પેટી ઉપાડીને ચુપચાપ શાર્ક વિદાય થયા.

બીજે દિવસે બાપુ ગંભીર બનીને ધીરજ ધારીને ઘેર રહ્યા પણ પેલા બે ન દેખાયા. અને શાર્કી પણ ન દેખાયા.

બે દિવસ સુધી એમનાં દર્શન ન થયાં. પણ વળતે દા'ડે ચારના સુમારે એક મોટર ઘર આગળ આવીને ઊભી. બધા ફૂટબોલ રમતા હતા. ગાડી ઊભી એટલે બોલ લઈને હું આ બાજુ આવતો રહ્યો. બોલ મારો હતો એટલે કોઈ વાંધો લઈ શકે એમ ન હતું. બીજા છોકરા પણ આ બાજુ આવતા રહ્યા. મોટરમાં શાર્કી બેઠેલા. પછી જોયું તો એક છોકરી ગાડી ચલાવતી હતી. જુવાન, રૂપાળી, લાલ વાળ. શાર્કી ઊતર્યા. ફક્કડ કપડાં પહેરેલાં: "આ આવ્યો," એમ બોલીને એ અમારી બાજુ આવ્યા. "રસ્તો કરો રસ્તો કરો;" કહેતા જાય. પછી એમણે મને જોયો: "ઓહ ટીપ્પી, કેમ છે?"

કહેતાકને એ અંદર ગયા. થોડીવારમાં પેટી–બોખાં લઈને બહાર આવ્યા. પાછા તરત અંદર. આમ કેટલીય વાર અંદર ગયા અને બહાર આવ્યા. એ પત્યું

એટલે મને કે': "કાલે અહીં ખટારો આવશે. મારો સામાન લેવા: લ્યો, આ તમારાં માબાપુને આપજો. એમાં સરનામું લખ્યું છે. ખોઈ ન નાખતો. અને લો: નજરાણું." કરી મારા હાથમાં ડાઇમ મૂકયો.

એ મોટરમાં બેસી ગયા અને છેલ્લી સલામ કરીને એ મોટરમાં પેલી છોકરી સાથે જતા રહ્યા. અમે બધા ભેગા થઈ ને ડાઇમની ખાટીમીઠી ખરીદી ખાઈ ગયા.

## ૧૩

# સવારી અને વિદાય

**ઉમ્મરના** વર્ષ પાંચમા અને સાતમા વચ્ચે ઘણુંઘણું બન્યું. એક તો દુનિયા સ્પષ્ટ દેખાતી ગઈ. પરિચિતતાનું ધુમ્મસ થોડું થોડું હટતું ગયું. આમ છતાં મારા સાહસ પ્રમાણમાં નાનકડાં: શાળાએ એકલા જવું, એકલા મૂઠીમાં પૈસા લઈને દુકાને ખરીદી કરવા જવું. બન્ને બાજુએ મોટરો આવતી જતી નથી એની ખાતરી કર્યા પછી સડક ઓળંગવી, અને એકવાર એકલા એકલા ટ્રોલી બસની મુસાફરી કરવી: એવાં બધાં.

આ ટ્રોલી બસની મુસાફરી એ સાચે જ અદ્ભુત સાહસ હતું. મુસાફરી કરી હોય તો ય આ પહેલવહેલી. લાકડાની બેઠક પર બેઠાં બેઠાં હું મોટરમેનને પાછળથી જોઈ રહ્યો. એ લઈ જતો હતો એ મુસાફરોમાંના એકનો કાકો ખુદ મોટરમેન હતો એની એને કયાંથી ખબર હોય? કન્ડકટરે સિક્કો લઈ ને એના થેલામાં નાખ્યો અને પછી પંચ કરીને મને ટિકિટ આપી ત્યારે તો દુનિયામાં એક મહાન ખરીદસોદો પત્યો એવું મને લાગ્યું. હું ગૌરવભેર બેઠેલો. કન્ડકટર પણ ગંભીર ચહેરો રાખે. મારી સાથે અલકમલકની વાતો કરવા માંડી. શું સમજતા હશે આ બધા? આ પહેલાં હું કદી પણ ટ્રોલી બસમાં બેઠો જ નહીં હોઉં? કોઈ રાજા પણ નીચે પગ ન પહોંચતા હોય છતાં મારા જેટલો ટટાર બેસતો નહીં હોય. બેઠક પાસેનું કડું આપણે દમ ભીડાવીને પકડી રાખેલું. સરકી ન પડાય એ માટે. અનુભવી મુસાફર દેખાવું હતું. પણ બધા ભેગા મળીને આ શકય બનવા દેતા ન હતા. બધા જ ભારે ઉત્સાહિત લાગે. ચારેકોર ધમાલ ધમાલ. લોક ચઢે અને ઊતરે. ઘંટડી વાગ્યા જ કરે. દોરી ખેંચાયા કરે. આજુબાજુ કેટલું બધું વહી જાય?

થોડીવારમાં જ મને ખબર પડી ગઈ. કન્ડકટર બાજુના એક મુસાફર સાથે મારા વિષે વાત કરતો હતો ! કેટલાક મારા સામું જોઈ રહ્યા. આપણા તો કાનની બુટ લાલલાલ થઈ ગઈ.

ટ્રોલીમાં ગીરદી થવા લાગી. વિનયના જે પાઠ ભણ્યા હતા તે યાદ આવ્યા. એક જગાએ બેઠો હોઉં ને કોક નવો મુસાફર આવે કે હું પટ દઈને ઊભો થાઉં અને મારી બેઠક એમને બેસવા આપું. કેટલાકને નવાઇ લાગે. કેટલાક રાજી થાય. ખાસ કરીને ઘરડી બાઇઓ 'ભલું થજો' એમ કહે. લોક આવતા જતા હોય એટલે આપણે એક જગા ખાલી કરીએ તોય ઊભા રહેવું ન પડે. પટ દઈને બીજી જગાએ બેસી જઈએ.

જર્મન કૈસર જેવી મૂછવાળો એક બુઢ્ઢો કારીગર બસમાં ચઢયો. બારણા પાસેથી દારૂની ગંધ આવે એટલો પીધેલો. મોઢું તો લાલચોળ. કાગળની થેલીમાં બે મરઘી. ચઢયા પછી એકેએક મુસાફર પર એ પડતા પડતા ચાલે. અવારનવાર પોતાના પગ સામું જોઈ લે. સલામત છે એની ખાતરી કરતા હશે ! મેં ઊઠીને એમને જગા આપી. આનંદ અને આશ્ચર્યથી ગુલાંટ ખાઈ જાય એવું થયું. મરઘીઓ થેલી બહાર ઊછળી. મારે માથે હાથ મૂકી આશીર્વાદ આપવા ગયા તો અડધા હાથ જેટલું છેટું પડી ગયું અને હાથ લબડી પડયો. કન્ડકટરે મેં ખાલી કરેલી બેઠક પર બેસાડયા. હજુ મલકતા હતા. હું બીજી જગાએ બેઠો. જ્યાં મારી ને એમની આંખ મળે ત્યાં એ માથેથી ટોપી ઉતારી આભાર માને. એકવાર તો ટોપી ફરીથી માથે મૂકતાં મુસ્કેલી પડી. પછી આમ આભાર માનવાને બદલે એ એક મરઘી થેલીમાંથી બહાર કાઢીને : લ્યો, લ્યો, એમ કરતા હોય એમ મારા સામું ધરે. મને મૂંઝવણ થઈ એટલે એ બાજુ જોવાનું માંડી વાળ્યું. મરઘી મારે જોઈતી ન હતી. કારણ તો ઘર આગળ એનો ખુલાસો. કઈ રીતે કરવો ? એકલા બસમાં ફરવા નીકળ્યા હતા એમ કહેવું ? બીજા મુસાફરો હવે બેશરમ થઈને હસતા હતા. આપણે તો ટોપી જરા નીચી કરીને બહાર જોવા માંડ્યું.

હું ટ્રોલીમાં વધુ વાર બેઠો હોત. પણ આ કામદારભાઈ એકાએક ઊભા થઇને મારી પાસે આવીને કહેવા લાગ્યા : "લઈ લે, એક મરઘી લઇ લે. કેવો સારો છોકરો છે !" એમનો આગ્રહ વધતો જતો હતો. મારી મૂંઝવણ વધતી જતી હતી. છેવટે લાગ મળ્યો કે હું ગાડીમાંથી નીચે ઊતરી ગયો. પેલા જર્મન કૈસર પણ હાથમાં મરઘી પકડીને ઊતરવા ગયા. પણ કદાચ બીજાએ રોકયા હશે. કયાંય લગી મરઘી પકડેલો હાથ મને દેખાયો !

મારાં સાહસ અને મારી સિદ્ધિઓ બધી પ્રમાણમાં નાનકડી. સડક પરનાં પાટિયાં નાખી નજરે વાંચવાં, સિક્કા ઓળખવા, ગોસ્ત લેવા મોકલ્યો હોય તો હિસાબ ગણવો, છેતર્યો નથી એની ખાતરી કરવી, ચિત્રોના સિનેમાનાં પાટિયાં ઉકેલવાં એ બધું હું કરતો. મને એ વખતે આ બધુંએ ભારે કુશળતાનું કામ લાગતું. હું એ કરી શકતો એનો મને અપાર અને બીજાને કહી ન શકાય એટલો આનંદ થતો. વાંચતાં આવડ્યું એટલે બીજા માણસ પર આધાર રાખવાનું ન રહ્યું.

અને એક એકથી આલા એવી કેટલીય દુનિયાની કેટલીય વિગતો મારા મનમાં ઘૂમરીઓ ખાતી? ઘર અને કુટુમ્બની દુનિયા, શેરી અને પાડોશીની દુનિયા, શાળા અને શિક્ષકોની દુનિયા! આ તો મોટી દુનિયા, પણ નાનીય અનેક દુનિયા હતી. રંગીન ચિત્રોની દુનિયા. અઠવાડિયાના બીજા દિવસે સાદા કાળા રંગમાં હોય પણ રવિવારે રંગીન ઉજવણી!

શાળામાં વાંચતાં આવડ્યું એ થોડીક જ સારી સિદ્ધિઓમાંની એક. વર્ગમાં ન જાણે કેમ પણ હું બહુ સુખી ન હતો. ચાર દીવાલ વચ્ચે ગોંધાઈ રહેવાનું. અને તે પણ સૂરજ પરસેવો પાડીને પ્રકાશતો હોય ત્યારે!

આજે પણ જ્યારે ચાકની ભૂકી, પાટિયાં, પાટિયાં પર લખાય ત્યારે ચણચણાટ જેવો જે અવાજ થાય તે, એક જ ક્ષણે ત્રીસ ચાળીસ પુસ્તક એક સામટાં અવાજ કરતાં બંધ થાય તે—એ બધું યાદ આવે છે ત્યારે મને ડિલે શીત વ્યાપે છે. રીઢા કેદીઓને પણ તાળામાં કૂંચી ફરવાનો અવાજ સંભળાય કે પછી ઘણા બધાનાં પગલાંનો અવાજ સંભળાય ત્યારે આવું જ થતું હશે.

શિક્ષકો? બહેનો?

૧ અ નાં બહેન સારામાં સારાં. એમના વર્ગમાં તો પવનમાં કાગળ ઊડે એમ દિવસો ઊડી ગયા. રોજે રોજ જાણે રજાનો દિવસ. હાજરી પૂરે એ પહેલાં બધા સામું જોઈને હસે. અક્ષરો તો જાણે એમને ઇશારે ઊભા થઈને નાચે. સૂરજ જેમ કળીઓને ખીલવે છે એમ અમને બધાને ખીલવે.

૧ વ માં બહેન ફિલોમેના. વૃદ્ધ અને અંગ જકડાઈ ગયેલું. અમે પ્રાર્થના કરીએ એ જ વખતે ઊંઘી જાય. પછી એકદમ જાગીને ચારેકોર જુવે. મહાન દ્રોહીઓની શોધમાં નીકળ્યાં હોય એવાં લાગે. આયર્લેન્ડમાં જન્મેલાં તે જાડું જાડું બોલે. એ જે શીખવે તેનાંય જાણે લૂગડાંમાં વીંટેલાં પડીકાં હોય એમ લાગે. પણ આમ ઘણાં માયાળુ. કાંક કરો એટલે ઈશ્વર તારું ભલું કરો

એમ કહે. વારે ઘડીએ ચશ્માં ખોઈ નાખે. અમારે શોધવાં પડે. મોટે ભાગે તો ચોપડીમાં પાનું યાદ રહે માટે મૂક્યાં હોય અને પાનું ને ચશ્માં બન્ને ભુલાઈ જાય.

૨ અ માં બહેન રોઝ. બહુ જ ધીમું ધીમું બોલે. કદમાં પણ નાજુક. આખો અભ્યાસક્રમ જાણે રાજ્યનું રહસ્ય હોય એમ કાનમાં કહેતાં હોય એમ શિખવાડે. બહુ જલદી રોઈ પડે. માંદાં પણ ખૂબ પડે. ગુસ્સે વહેલાં થાય. બાકી બહુ નડતર નહીં. ચલાવી લેવાય.

પણ ૨ બ નાં બહેન એંજેલિકા તો તોબા. એમની ખાસ ખૂબી ટોણા મારવાની. કટાક્ષ કરે. મિજાજ જાલીમ. ચીસો પાડે. ડોળા તો દરાખના દાણા તૂટી પડે એવા. હોઠ કાળા પડી જાય.

૩ અ માં હું બહેન સેંટ એગ્નીસ જેવાં બહેને પામીને ખૂબ સુખી છું. એમના પિતાશ્રી બેઈઝબોલના ધંધાદારી ખેલાડી. બધાને એમને માટે માન અને આદર. એ પણ દડો ફેંકી જાણે. ઊંચાં અને કદાવર. પહેલવાન લાગે. પણ આંખમાં ભારે મીઠાશ.

હું એગ્નીસબહેનના વર્ગમાં હતો ત્યારે એકવાર સીસી મેકકલેરી રોતી રોતી વર્ગમાં આવી અને બહેન પાસે જઈને કશું કહી આવી. પછી પોતાની બેઠક પર જઈને પાછી રોઈ.

છુટ્ટીમાં સીસી મારી પાસે આવી. હવે આવું બધું મને જરાકે ન ગમે. સીસીથી હું ખૂબ ત્રાસી ગયેલો. આ બધો વખત એ તો જાણે ગુંદર લગાડ્યો હોય એમ મને ચોંટી રહે. બારણામાંથી જ્યાં માથું બહાર કાઢ્યું કે એ આવી જ જાણો. ભાઈબંધી કરવા સીધી દોડતી આવે. મારી પાસે. બે ફૂટ આઘે ઊભી રહે સલામતી ખાતર. અને કે': "ટીપ્પી, મને સાથે લઈ જાને! ટીપ્પી, હું આવું? ટીપ્પી, હસને?"

હું હમેશાં ધસીને જડબેસલાક ના પાડું. નજીક આવી જાય તો દઈ પણ દઉં. પણ એને કશું લાગે જ નહીં. નાઉમેદ થાય જ નહીં. આટલી છોકરી બધાંને કે'તી ફરે કે મોટાં થઈને અમે પરણવાનાં હતાં! મેં સાંભળ્યું ત્યારે અડધી ઈંટ લઈને હું પાછળ પડેલો એની. એ આગળ ને હું પાછળ. પકડી ત્યારે એ ધરાર ઇન્કાર કરે. પણ પછી બીજે દિવસે એણે જ એના ઘરની ભીંત પર રંગીન ચાકથી લખેલું: એનું એ જ તો!

ક્યારેક શેરીમાં હું બીજા છોકરા સાથે રમતો હોઉં ત્યારે એને મારું

ઘડિયાળ પકડી રાખવા આપું. મારા મેટકાકાએ મને આપેલું જૂનું ઘડિયાળ. કાંટા મળે નહીં. આંકડા સાવ ઘસાઈ ગયેલા. એક સેકન્ડનો કાંટો તે ક્યારેક સરકે. પણ ટકટક કરે. ચાવી આપો તો દસ મિનિટ ચાલે. બીજા પાસે ઘડિયાળ નહીં અને આપણી પાસે ઘડિયાળ એટલે આપણા મનમાં આપણું ગૌરવ થાય.

ઘડિયાળ પકડી રાખનાર તરીકે સીસી જેવું બીજું કોઈ નહીં મળે. એ હાથમાં ઝાલીને બેસી રહે. કોક રમવા ચાલ એમ કહે તો બીજાને કહે: "જોતી નથી, ટીપ્પીની ઘડિયાળ છે મારી પાસે તે!"

અને અમે રમીએ ત્યાં લગી બેસી રહે. એકમેકને જોઈ ન શકીએ એટલું અંધારું થાય ત્યાં લગી અમે રમ્યા કરીએ. અને પછી તો વાળુ માટે બોલાવા થાય. કદાચ હું ભૂલી જાઉં તો પાછળથી આવીને સીસી ઘડિયાળ આપી જાય: "ટીપ્પી, તારી ઘડિયાળ!"

અને એના હાથમાંથી લઈ, કાને ધરી, ટકટક સાંભળી, માથું હલાવી હું ઘરમાં જતો રહું. એ ત્યાં જ કશી અપેક્ષા સાથે ઊભી રહે. એ ઊભી રહી છે એ પણ હું જાણું. પણ આપણે ઘરમાં જતા રહીએ.

જ્યારે મળીએ ત્યારે એ નમ્ર રીતે વર્તે. છતાં બહુ સતાવું કે ત્રાસ આપું ત્યારે એ પણ સામો છણકો કરે. પણ એમ છતાંય એ ધીરજવાળી હતી. આંખ પર આવેલા વાળને એ હાથથી ઊંચા કરે ત્યારે એની નજરમાં મને ઉમ્મરલાયક સ્ત્રીના જેવું શાંત તેજ દેખાય. મને શરમ લાગે અને હું એને સતાવવાનું છોડી દઉં.

એકવાર મેં દુકાનેથી ખાવાનું લીધું. રસ્તામાં જ ખાવા માંડયું. સીસી મારી પાછળ પાછળ આવે. એને ખાવાનું આપીશ એમ મેં વચન આપેલું. ત્યાં તો ત્રણ મોટા છોકરા ક્યાંકથી આવ્યા. જોડેની નિશાળમાં ભણે. એમની દાનત બધું ખાવાનું પડાવી લેવાની. "આટલા તિનકુડિયાથી તે વળી આવું ખવાતું હશે?"

બધા મારા પર કૂદ્યા. આપણે પછડાયા. ખાવાનાનો મોટો બૂકડો મોંમાં માર્યો. આ બાજુ જોયું તો ઊભી ઊભી સીસી રડે. એકે પડીકું ઝૂંટવ્યું. મેં પાછું ઝૂંટવીને લોચો ફેંક્યો. જઈને પડ્યો ગટરમાં. ખાજો હવે એટમછ! પણ પેલા ત્રણ એવા ખિજાયા કે એમણે મને દેવા માંડી. ત્યાં ત્રાડ સંભળાઈ. આ તો કેનેથનો અવાજ. પેલા ત્રણે ચુપચાપ ઊભા થઈને ભાગ્યા. કેનેથે

૧૪

# શાહજાદા શાર્કીને ઘેર

શાહજાદા શાર્કી અમારું ઘર છોડી બીજે રહેવાને ગયાને થોડાં અઠવાડિયાં થયાં હશે ત્યાં એમના નામનો એક કાગળ આવ્યો. માએ વચન આપેલું અને એ વચન એ ભૂલ્યાં ન હતાં એટલે માએ જેવો કેનેથ નિશાળેથી પાછો આવ્યો એવો જ એને એ પત્ર તરત ને તરત શાર્કીને પહોંચાડવા આપ્યો. કેનેથને આ કામ બિલકુલ પસંદ નહીં. એણે બીજો કાર્યક્રમ નક્કી કરેલો. મિત્રો સાથે એક જણના છાપરે ચઢીને એમને કેટલાક પ્રયોગ કરવાના હતા. આમે મોડું થયું હતું. એમાં માએ કામ બતાવ્યું. ઘરની બહાર કાગળ લઈને નીકળ્યો પણ આ બલા કઈ રીતે ટાળવી એની વેતરણમાં હતો.

હું ત્યાં રમતો હતો. મને રમતો જોઈ એને ખ્યાલ આવ્યો. મને બોલાવીને કહે : "તું કેટલી ઝડપથી દોડે છે?"

કોઈએ હજુ લગી એનું માપ કાઢ્યું ન હતું તે પછી કઈ રીતે જવાબ આપું?

"તે તારો દોડવાનો વેગ હમણાં માપી કાઢું. આ કાગળ. મિ. શાર્કીને પહોંચાડવાનો. અરે ઉપલે માળ રે'તા'તા એ. યાદ છેને? હમણાં ને હમણાં પહોંચાડવાનો. અરે મૂરખ, ઉપર છાપ તો જો! સ્પેશિયલ ડિલિવરી? હમણાં જ મળવો જોઈએ. આ આપણે વાતમાં વખત લગાડીએ છીએ એ પણ સારું ન કહેવાય. બોલ, આપી આવીશ? આ સરનામું."

"ચોક્કસ." કાગળ લેવા હાથ લંબાવ્યો. પણ એણે કાગળ ન આપ્યો: "દોડી રહ્યો તું! થાંથો! બીજા કોકને મોકલવો પડશે."

"પણ હું આપી આવીશ. ચોક્કસ. તારા સમ."

ઉપકાર ચઢાવતો હોય એમ કેનેથે કાગળ આપ્યો: "આપું છું પણ મન માનતું નથી."

હું દોડવા જતો'તો પણ એણે મને રોકયો: "પાછો ડાહ્યો થઈને મને કે'તો નહીં. તું નાનો રહ્યો એટલે એમને તો તને નતો મોકલવો, પાછા કે', તું દોડી શકીશ નહીં. એટલે મેં આપ્યો એમ ભરડતો નહીં પાછો."

"ના, ના. જરાકે નહીં કહું."

અને ઘોડો છૂટમૂટ દોડયો. ટોપી પડી ગઈ તે ઉપાડી. જોડાની વાધરી છૂટી તે બાંધી. પણ પછી તો દોડયો તે દોડયો.

આ દિવસે અને આ ઘડીએ પંદર મકાનના અંતર લગી દોડવાનો જે વિક્રમ હોય તે ખરો. પણ આ વિક્રમ મેં જ એ દિવસે સ્થાપેલો એટલું તો હું છાતી ઠોકીને કહી શકું. મુકામે પહોંચ્યો ત્યારે હાંફતો હતો, પણ મન પ્રસન્ન હતું. શાર્લી રહેતા હતા તે ઘર અમારા જેવું જ. ઘર સરખાં. માત્ર ચૂનાના પથ્થરનાં બાંધેલાં. નામનાં પાટિયાં ખોળ્યાં. એમાં શાર્લી નામ જડયું. ઘંટડી દબાવી અને અંદર અવાજ થયો તે સાંભળ્યો. સામો જવાબ મળ્યો.

જાણે હું આવીશ એવી કશી ખબર હોય એમ બારણું અધખૂલું હતું. આ જ કમરો. ઉપર નામની પટ્ટી ચોઢેલી હતી.

"અંદર આવો, જો ખૂબસૂરત હો તો. રૂપાળા ન હો તો બહાર રહો," કોક છોકરીનો અવાજ.

હું ખમચાયો અને પછી બારણું ધકેલી અંદર ગયો. સામાન્ય સજાવટવાળો કમરો. મોટા. લાલ વાળવાળી છોકરી ચોપડીઓના ઢગલા વચ્ચે બેઠેલી. ચારેકોર ચોપડીઓ જ ચોપડીઓ. ઓળખી આને તો. પેલે દિવસે શાહજાદાની મોટર હાંકતી'તી એ. જુવોને એનો ડગલો પણ ખુરશી પર પડયો હતો. સિગારેટ પીતી હતી. શાર્લીનું નામનિશાન નહીં પણ નાવણિયામાં કોઈ નાગ્તું હોય એવું લાગે. પાણીનો અવાજ આવે.

"નાના છો તમે, નહીં? મોટા થશો ને?"

આ છોકરીએ મને ઓળખ્યો નહોતો. પણ મેં ઓળખી કાઢી.

"તમે ન બોલો તો કાંઈ નહીં. પણ અંદર તો આવો."

આપણે ટોપી હાથમાં લઈ આગળ વધ્યા.

"શું કામ છે? કાંઈ વેચવું છે? ફંડફાળો ભરાવવો છે?"

આ છોકરી મારી મશ્કરી કરતી હતી! જો કે ગમતી મશ્કરી હતી પણ મને આવી વાતનો જરાકે હેવા નથી. આ છોકરી છે રૂપાળી. લાલ લાલ વાળ, સુંવાળી ચકચક થતી ચામડી અને વાદળી આંખ. આપણે જરા મૂંગા બની ગયા હતા એની હાજરીમાં. નજર નીચી ઢળી ગયેલી. આમ આનંદ ખરો પણ અમૂંઝણ પણ ખરી સાથે.

"ઘરડા માણસો ઘડપણમાં બહુ બોલ બોલ કેમ કરે છે તેની ખબર છે? વરસો લગી એ ચૂપ રહે છે. પછી ખ્યાલ આવે કે અલ્યા, આપણે તો બોલ્યા જ નહીં! અને વરસ થોડાં રહ્યાં છે. આખી જિંદગીનું બોલવાનું થોડાં વરસમાં બોલી નાખવાનું! દશ લાખ શબ્દ એક દિવસમાં બોલવા પડે તે પેલો કબર ખોદે ત્યાં લગી બોલ બોલ કરવું પડે. એવી હાલત થાય તે પહેલાં કહો, શું કામ છે?"

"મિ. શાર્કને એક કાગળ આપવાનો છે."

મેં ધર્યો એવો જ એણે પટ કાગળ ઉપાડી લીધો. સરનામું વાંચ્યું અને પછી અંદરના બારણા પર ટકોરા માર્યા. નળમાંથી પાણી વહેતું'તું એ બંધ થયું.

"બીલ, તમારો કાગળ છે. સ્પેશિયલ ડિલિવરી."

"શું?"

"કાગળ. સ્પેશિયલ ડિલિવરી."

"ખોલતી નહીં. આવ્યો."

"વારુ. હમણાં આવે છે. પણ અવાજ ન કરતા હોં. મિ. શાર્કને છોટા હાજરી પહેલાં અવાજ ગમતો નથી. હમણાં જ ઊઠ્યા."

બપોરના સાડાત્રણ વાગે કોઈ છોટા હાજરી લે એ વિચાર જ મને તો વિચિત્ર લાગ્યો. છોકરીએ એના વાટવામાંથી એક ડાઈમ કાઢ્યો: "લ્યો જેમ ફાવે તેમ વાપરજો." અને એણે એકદમ આવીને મને કોટી કરી. એવી રૂપાળી, અને સુગંધી ફૂલની સુવાસ એના શરીર પર મઘમઘે. એણે કોટી કરી તે આપણી આંખ મીંચાઈ ગઈ. ચક્કર આવવા જેવું લાગ્યું. "બોલ, બચ્ચી કરવી છે કે સકરજન ખાવું છે?"

આવા અઘરા સવાલનો જવાબ એમ ને એમ તે કેમ અપાય? અને એમાંય ખાવાનું આપણને વિશેષ ગમે. "જવાબ આપતાં બહુવાર લગાડી એટલે સમજી ગઈ. બચ્ચી નથી કરવી. મરદ માણસ, એટલું સમજજે કે દરેક સ્ત્રીને સ્વમાન હોય છે, હોં!" કહી એ નાનકડી ઠારપેટી પાસે ગઈ. એમાંથી એક લાલ સકરજન લાવી. "લ્યો!"

"આભાર."

"તમારું નામ?"

"ટીપ્પી."

"ટીપ્પી? ટીપ્પી! એ તો કૂતરા બિલાડાં પોપટનું હોય એવું નામ છે."

મારો ગુસ્સો માતો ન હતો.

"પણ આમ તો તમે પણ લાડકા જ છો ને! મારું નામ કોરા વીકીંગ. ન્યુયોર્કના મારા કુટુમ્બીઓ પૈસાદાર છે અને એમના નાકમાં ગંધ માતી નથી. અભિમાની. અભિમાની એટલે શું એ ખબર છે?"

પણ ત્યાં તો નાવણિયાનું બારણું ખૂલ્યું. વાળ ભીના, ખભે ટુવાલ અને રેશમી ઝભ્ભો પહેરેલા શાર્કી બહાર આવ્યા. આવ્યા એવી કોરા એની પાસે ગઈ અને મને બચ્ચી કરો એમ કહેતી હોય એમ ઊભી રહી. શાર્કીએ ચૂમી લીધી: "તું ક્યારે આવી?"

"હમણાં જ." અને જાણે નજરથી જ શાર્કીને પીતી હોય એમ જોતી ઊભી. મને યાદ આવ્યું. સીસી મેકકલેરી પણ આમ જ મારા સામું જુવે છે!

"ટીપ્પી!" મને જોતાં જ જુગારીભાઈ બોલ્યા. "કોરા, આને ઓળખ્યો? લોકલીન કુટુમ્બનો નાનો નબીરો. બહુ સારું કુટુમ્બ, પણ આપણને નીકળી જવાનું કહ્યું. એમાં એમનો વાંક નહીં. આ ટીપ્પી બહાદુરનું એક સુખ છે. બધું સાંભળે અને કોઈને કશું ન કહે."

"અમે ક્યારનાં મળ્યાં. હું તો એમના પ્યારમાં પડી છું."

આપણને તો શરમ લાગે. મારો ચહેરો ચોક્કસ લાલ થઈ ગયો હશે. ગરમગરમ લાગતું હતું. બીજું તો શું કરું? સફરજનને બટકું ભર્યું.

શાર્કીએ કાગળ લઈ ઝટ ઝટ વાંચવા માંડયો.

"કોનો છે?" કોરાએ પૂછ્યું.

"બધું જાણવાની ઈંતેજારી ખોટી, કોરા."

"પણ હું તને બધું કે' તો બધું કહું છું."

"એ સ્ત્રીનો વિશેષાધિકાર છે. પણ મારી વાત એ મારી પોતાની વાત."

"પણ કે'ને કો'નો છે?"

"ચીપરનો."

"ચીપર? કોણ ચીપર? માણસનું નામ છે કે...બાપુનું?"

"આ કિસ્સામાં બન્નેનું. આગળ પણ મેં તને કહ્યું હતું. એ મારો જૂનો સાથી છે."

આટલું કહ્યું ત્યાં તો સામે સવાલોનો ધોધ છૂટ્યો : "કોણ છે? ક્યાં રે'છે? સ્પેશિયલ ડિલિવરીથી કાગળ કેમ મોકલવો પડ્યો? શું કામ છે?"

"મને ઠીક લાગશે ત્યારે જવાબ આપીશ, અત્યારે અનુકૂળ નથી."

"તમે આમ જ કરો છો! તમારા દાદા વિષે કે'વાનું કહ્યું'તું એ પણ ન કહ્યું. એ પણ જુગારી હતા એટલું જ કહેલું."

"આજે નહીં."

વાતમાં ને વાતમાં મેં સફરજન પૂરું કર્યું. છોડાં-ઠળિયા નાનકડી રકાબી પડી હતી તેમાં મૂક્યાં અને જવા ઊભો થતો. ત્યાં શાર્કીએ કહ્યું : "ટીપ્પી, મારું એક કામ કર. એક કાગળ નાખી દેજે."

હું બેઠો. મને આ એની વાત સાંભળવામાં મઝા પડતી હતી.

"તમે રાતે જીત્યા?" કોરાએ શાર્કીને નવો સવાલ પૂછ્યો.

ખૂબ જ સ્વસ્થતાથી, શાંતિથી અને ધીરજથી શાર્કી બોલ્યા : "કોરા, મારે જીતવું જોઈએ. પણ આ તો પેઢીના હિસાબે. એટલે મારે પેઢીને જિતાડવી જ જોઈએ. બાકી તો હું લગભગ બેકાર છું."

કોરા કદી પણ સ્થિર ઊભી જ ન રહી શકે. એટલું સારું કે એની પ્રત્યેક અંગભંગી બહુ જ સુંદર લાગતી. "જ્યાં કામ કરો છો ત્યાં તમને ગમે છે?"

"નથી ગમતું. અફ્રો એટલે અફ્રો. પણ ધન જોઈતું હોય ત્યારે શું કરો? ફરીથી વહાણમાં દરિયાની છાતી પર રમવાનું મળે તો સારું. ત્યાં પૈસા મળતા અને આરામ પણ હતો. સુખ હતું. બધું સાથે તો કોક વાર જ થાય. એવું એ તો."

શાર્કી બોલતો હતો તે પરથી એ દુ:ખી હોય એમ કોરાને લાગ્યું.

"તે ગઈ વાર તમને ખૂબ કષ્ટ પડયું? ગઈ કાલે તમે વાત કે'તાં કે'તાં અટકી ગયા. એ વાત પૂરી કરોને બીલ! મને એવી વાત બહુ જ ગમે. તમે અધવચ્ચે મૂકી દીધી. પૂરી કરોને, વા'લા."

"છેલ્લી સફર તો ભારે ગઈ. ટીપ્પીને ઘેરથી અચાનક નીકળવું પડ્યું એટલે જે હાજર હોય એ જહાજમાં બેઠા. પહેલે જ દા'ડે એક ભાઈ ભેટી ગયા. ઠાંટા પગ, દવાની સોઢ અને લાલઘૂમ ચહેરો. મેં એમને પાનાંનો સવાદ ચખાડ્યો. અને સવાદ એટલે કડવો મીઠો બન્ને. ભાઈ ખુશ્શ. રમતાં

આવડે નહીં એટલે મારે બીજી બનાવટ કરવી જ ન પડી. માત્ર અક્કલ ચલાવી. નવસો પાઉન્ડ એરવ્યા. પણ ભાઈ તો જહાજ કંપનીના ડિરેક્ટર નીકળ્યા. મારી ગેરહાજરીમાં મારી કેબિનમાં જઈને મારી બધી પાનાંની જોડ જોઈ લીધી. કેબિનમાં જ ભરાઇ રહેવું પડે એવું થયું. ઇંગ્લંડ પહોંચ્યા ત્યાં એમણે પોલીસને હવાલે કર્યો. થોડો વખત મામાને ઘેર મુકામ. બ્રિટિશ જેલનો એક કાયદો કે બ્રિટનની ખરાબ ઋતુમાં તમને રક્ષણ મળે."

"આટલાં વરસ તમે જેલમાં હતા?"

"ના ના. છૂટયો. બ્રિટિશ પ્રજા આમ ન્યાયપ્રિય છે. પણ આ પેલા વાઈકાન્ટ, જહાજ કંપનીના ડિરેક્ટર. એમને મારા પર ખાર. અમેરિકા પાછા આવવાની મને સગવડ જ ન મળે એવી ચાલ ચાલે. એક જહાજે સગવડ આપી તે છેક તુતક પરથી નીચે ઊતરવું પડે એવું કર્યું. પેલાએ માફી માગીને ટિકિટના પૈસા પાછા આપ્યા."

"તે તમને આવવા જ ન દીધા પાછા?"

"થોડોક સમય તો રોકી રાખ્યો. યુરોપ જઈને ત્યાંથી અહીં પાછા આવવાનું ઠર્યું. પણ એના હાથ લાંબા. તે ત્યાંય જોગ ન ખાધો. પૈસા ખૂટયા. દીનદશા થઈ ગઈ. ખાન ખાન ને પાન પાન."

"તો તમે જીવ્યા કઈ રીતે?"

"અક્કલ. અને બાઈઓ જે મળી તે બહુ જ ભલી અને હેતપ્રીત રાખનારી. બીજું કાંઈ ન ચાલે ત્યારે એ. પણ સ્ત્રી પાસેથી પૈસા લેવાનું કામ મુશ્કેલ છે. તમે ખાતરીપૂર્વક કહી જ ન શકો. એમની ધૂન પર આધાર. બગડે કે પૈસા બંધ."

"પછી?"

"પછી હું ફ્રાન્સ આવ્યો. ભાષા આવડે નહીં. ફ્રાન્સના વસવાટના અંત ભાગના સાત મહિના જેલમાં ગાળવા પડ્યા. ફ્રાન્સની જેલ એટલી સારી નહીં. સગવડનું નામ નહીં."

"પણ પછી ઘેર કેમ કરીને આવ્યા?"

"આપણા એલચીની મહેરબાની. છોડાવ્યો. પાછા આવવાની સગવડ કરી આપી. પેલા રાંટાએ પણ વિરોધ પાછો ખેંચી લીધેલો."

ડોરાએ પાછી પેલા કાગળની વાત કાઢી: "આ ચીપર કોણ?"

"જો. એમ તરાગ ન કર. મારી વાત મારી પાસે." અને અંદર કપડાં

બદલવા ગયા. તરત જ બહાર આવ્યા. જોયું તો પેલો કાગળ કોરાના હાથમાં. એક શબ્દ પણ બોલ્યા વિના કાગળ ઝૂંટવી લીધો.

"પણ હું તો ટિકિટનો રંગ જોતી'તી."

"ગુલાબી. થયું?"

"મને તો કાંઈ કે'તા નથી! હું રજેરજ વાત કરું. પણ એ એવા મીંઢા છે!" ત્યાં બારણાની ઘંટડી વાગી. વગાડનારે પોતાનું બધું વજન ઘંટડી પર જ ઠાલવ્યું હોય એટલા જોરથી વાગતી હતી. કોરા બારણું ખોલવા ગઈ. બારણું ખોલે એટલામાં તો આવનાર અંદર દાખલ થઈ ગયો.

"બીલ! બીલ!" કોરા બોલતી રહી.

આવનારને મેં ઓળખી કાઢ્યો. આ તો પેલો જાડિયો જુગાર.

"શાર્કી, ગોળી ન ચલાવતો. આજ તો મારી સાલગરેહ છે."

"તારો દોસ્ત ક્યાં છે? તું હોય અને એ ન હોય એવું ન બને," પછી મારા સામું જોઈને બોલ્યો, "ટીપ્પી," પણ એણે વિચાર ફેરવ્યો. કોરાને કે': "જો જો જરા નીચે પેલો લાંબડો છે? ઝાડતું શઢિયું છે."

કોરા બહાર ગઈ.

"તું તો કાંઈ બહુ જાડો થઈ ગયો છે ને?" શાર્કીએ પૂછ્યું.

"પણ વીલી, તું તો બહુ રહી આવ્યો. જો, અમે તને ભૂલ્યા નથી. તું પાછો આવીશ એવી અમને ખાતરી હતી."

"આવ્યો છે તો બેસ. અને મને વીલી વીલી ન કર."

"પણ તારું નામ વીલી છે ને, યાર?"

"ભૂલી જા એ બધું."

"એમ ભુલાય યાર? આ કોણ? તારો...?" મને બતાવીને જાડિયાએ પૂછ્યું.

"બેવકૂફી ન કર."

"અને આ ફૂલફટાક લાલ માથાવાળી?"

ત્યાં જ કોરા પાછી આવી. "કોઈ નથી. એક મોટરસાઈકલ પસાર થઈ, એટલું જ."

મને હોઠે આવી ગયું પણ હું ચૂપ રહ્યો. મૂંગા રહેવું સારું. માને આ બેતી જેટલી બીક લાગતી હતી એનો થોડો અંશ મારામાં પણ આવ્યો

હતો. એમાંના એક સાથે એક જ ઓરડામાં હું બેઠો હતો! કોરાના ડગલાનાં રૂંછાં પર હું હાથ ફેરવતો હતો ત્યાં શાર્કીએ મને વાર્યો: 'ગંદું થાય!" જુગર કોરા સામું જોઈ રહ્યો: "અહીં તો બધો સારો માલ છે, વીલી!"

"શું કામ છે તારે? મારે કામ છે."

"વીલી, ભૂલ્યો શાર્કી, મારે તો બાર્નીની વાત કે'વી છે તને. તેં અમને બન્નેને બનાવ્યા."

"પણ અહીં મારી પાસે તો કશું નથી. સાવ કડકો છું. કોરટમાં દાવો માંડજે." શાર્કીએ પેલો કાગળ પરબીડિયામાંથી કાઢ્યો અને પરબીડિયું ટેબલ પર મૂક્યું. પછી બોલ્યો: "હવે જુગર, તું ભાગ અહીંથી."

જાડિયાને બહુ માઠું લાગ્યું. રોઇ પડશે એમ દેખાતું હતું.

"વીલી, અરે શાર્કી, જૂના દોસ્ત સાથે આવી વાત કરવાની? પણ તને ચીપરના કશા સમાચાર મળ્યા?"

"ના."

"ઇ' છે તને શોધે છે. મને તો એમ કે તમારા વચ્ચે સાંગીલમ્ નહીં હોય!" વાત કરતો જાય અને તેડી નજરે પરબીડિયાનું સરનામું જોતો જાય. શાર્કીએ આ જોયું અને તરત પરબીડિયું ઉપાડીને ખીસામાં મૂક્યું. "હવે જાય છે કે ઊંચકીને ફેંકી દઉં?"

જાડિયાને બીક લાગી. ઊભો થયો. પણ બોલતો જાય: "એક તો દગો કર્યો છે અને પાછો દમ મારે છે? બાર્ની કે'છે સીધો નહીં ચાલે તો મરમ્મત થઇ જશે તારી. એક વિશેષ તક આપે છે તને."

શાર્કી બારણા પાસે ગયો. ખોલ્યું અને બોલ્યો: "હવે સિધાવો!"

જાડિયો ગયો પણ જતાં જતાં કોરા સામે આંખ મીંચકારતો ગયો. અને એટલા જોરથી બારણું વાસ્યું કે આખું મકાન ધ્રૂજ્યું. છાજલી પરનાં વાસણો ખખડ્યાં.

"આ કોણ છે? તમારો દોસ્ત છે?" કોરાએ પૂછ્યું.

શાર્કીએ એવી નજરે એના સામું જોયું કે એ થીજી જ ગઈ. ક્યાંકથી કાગળ લાવી એ લખવા બેઠો. કાગળ કંઇ બહુ લાંબો ન હતો. વાળીને પરબીડિયામાં બીડ્યો. સરનામું કર્યું અને મને આપ્યો. "શેરીને છેડે ટપાલ-પેટી છે એમાં નાખજે. અને તારી ધીરજ અદ્ભુત છે, આવજે ફરી કોઈ વાર, ટીપ્પી!"

મેં કહ્યું આનીશ, અને કોરા સામું ભક્તિભરી નજર નાખી. હાય નસીબ, એ શાર્કી સામું જોતી હતી!

આપણે ત્યાંથી નીકળ્યા. સામે જ ડાકપેટી હતી. પણ ઊંચે ઝાડે ભરાવેલી. અંગૂઠે ઊભો થાઉં તોય ન પહોંચાય. ફૂદકા મારી જોયા પણ ન વળ્યું. આજુબાજુ કશો ટેકો લેવા જેવું છે કે નહીં એ જોતો'તો ત્યાં તો જુગર ધસતો આવ્યો. અને કાગળ લઈ લીધો એણે.

"શું હરકત છે, ભાઇલા? લે મદદ કરું."

બીક લાગી અને ગુસ્સો પણ આવ્યો: "આપી દે મારો કાગળ."

પણ કાગળ ઊંચો પકડી રાખી એણે ખીસામાંથી કાગળ–પેન્સીલ કાઢ્યાં. ડાકપેટીને ટેકો દઈને એણે પરબીડિયા પરનું સરનામું ઉતારી લીધું. હું ઊથલપાથલ કર્યા કરું પણ એ તો શાંત રીતે ઉતારે જ જાય. પૂરું કર્યું એટલે એણે જ ડાકપેટીમાં નાખી દીધો.

"લે બસ? પતી ગયું હવે!" કહીને એ જતો રહ્યો. પણ એનું ખડખડાટ હસવું સંભળાય.

શું કરવું એ સમજાયું નહીં. ઘણું મોડું થયું હતું. ઘેર જવું જોઈએ. શાર્કીને ત્યાં જઈને જે બન્યું એ કહી આવવાનું મન થાય તો ય હિમ્મત ન હતી. એટલે આપણે સીધા ઘર ભણી વળ્યા.

વળાંક વળ્યો ત્યાં મોટરસાઈકલ દેખાઈ. બાની હાકે અને જુગર પડખેની બેઠકમાં. હજુ ખડખડાટ હસતો હતો.

પણ એક દિવસમાં આથી વિશેષ કેટલું સાહસ કરવાનું હોય? ઘેર પહોંચ્યા ત્યારે સૂપ અને ઠપકો બન્ને મળ્યાં.

## ૧૫

## પોલીની મદદ

જઉં કે ન જઉં? કહું કે ન કહું? શાર્કીને ત્યાંથી પાછા આવ્યા પછી થોડા દિવસ તો મારા મનમાં આ જ વાતની ગડભાંગ થયા કરી. શાર્કીને ત્યાં જાઉં? એને જુગર સાથે જે પ્રસંગ બન્યો એની વાત કહું? પણ વિચાર વધારે કરું એમ એ દિશામાં કામ ઓછું કરું એવું બન્યું.

ધીરે ધીરે આપણને જ્ઞાન થયું. આપણે સમજતા ન હોઈએ– અને સમજી પણ ન શકીએ–એવા સંજોગોનો આપણે શિકાર બન્યા હતા. એટલે બચપણની અજાણતાની આડમાં લપાઈ જવું સારું. પણ આવી મોટી વાત કોઈનેય ન કહીએ તો આપણું શું થાય? એટલે મનમાં થયા કરે: આખી વાત પોલીને કહી હોય તો?

પોલી એટલે મેટકાકાની સહુથી નાની દીકરી. મારા કરતાં ચારેક માસ નાની. અમે બન્ને હમેશાં સાથે હોઈએ. બને બને પણ વિશેષ. આમ ઉમ્મર લગભગ સરખી એ કારણ હોય તો સાથે બન્નેની સારી એવી સૂઝ, વત્તા સગપણ, પણ એ ઉપરાંત બન્નેના સ્વભાવમાં ઘણું સામ્ય અને જીવન પ્રત્યેની દૃષ્ટિ પણ લગભગ સરખી તે અમારે ખૂબ બને. ઘણીવાર એ મારે ત્યાં રમવા આવે. અને એ આવે ત્યારે મા એને કોટીથી નવરાવી દે. માને ઊંડે ઊંડે દીકરીની ઝંખના. પોલીને રસોડામાં નાનું મોટું ઉપાડવા-મૂકવાની છૂટ.

પોલી આમ રૂપાળી હતી. પણ આ વાત આપણા ધ્યાન પર આવેલી જ નહીં. પીળચટા સરસ વાળ, લાંબી ભમ્મર અને મોટી વાદળી આંખ. વરસાદની મોસમમાં અમે ચેકર્સ રમીએ. એ વરસાદી કોટ અને મોટી બોનેટ પહેરીને આવે. સાથે ચેકર બોર્ડ લેતી આવે. ચેકર બોર્ડ જૂનું પણ એને પારદર્શક ગુંદરિયા પટ્ટીથી ચોઢેલું.

પોલી ગમે. પણ એની સાથે ચેકર્સ રમવાનું ન ગમે. રમે તોયે એટલી બધી ગંભીરતાથી રમે. એની રમત મારકણી કે તોફાની નહીં. એક પેદું ઉપાડીને જોડેને ખાને મૂકતાં તો એ અડધો કલાક વિચાર કરે. હોઠ કરડે. મારા સામું તીરકસ જુવે. હું કાંક અફલાતૂન ચાલ ચાલું કે એનું પેદું મારું ત્યારે તો એ ડઘાઈને મોં વકાસીને બેસે. આપણે, દાવમાં આવ્યાં હોય એનાં બે ત્રણ પેદાં બરાબર ખાઈ જઈએ, ત્યારે શૂરમાં આવીને છોકરાવ કરે છે એવા હાકોટા કરીએ. પણ એના સામું જોઈએ તો બારે વહાણ તળિયે ડૂબ્યાં હોય એવું મોં કરીને એ બેઠી હોય. આંખમાંથી ટપક ટપક ટપક આંસુ વહેતાં હોય અને ચેકર બોર્ડ પર પડતાં હોય. રમતના આખરી ભાગમાં તો એનું રોવાનું ચાલુ જ હોય. એનો છેલ્લો રાજા આપણે ખાધો કે એ ડૂસકાં ખાવાનું શરૂ કરે, અને આટલું થાય એટલે મા અચૂક હાજર થાય. એનું ઉપરાણું તાણે.

"શું કર્યું તેં પોલી ને?"

"કાંઈ નહીં. એ તો હું જીત્યો એટલે."

"પણ તેં કાંઈ જીતવાનો ઈજારો લીધો છે?" દુનિયાભરની માવરો આવી પરિસ્થિતિમાં આવું જ કાંક બોલે છે.

આમ છતાં આ મારી પિતરાઈ બહેન સાથે મારે બહુ બને. એકવાર એ મારે ત્યાં આવેલી. માને કશું લાવવાનું હતું તે મને યાદી આપી અને હાથમાં પૈસા મૂકી, મૂઠી વળાવી, મૂઠી ખીસામાં મુકાવી. હું બહાર આવ્યો ત્યાં પોલી પાછળ પાછળ આવી. મારી બાંય પકડીને મને ઊભો રાખ્યો.

"ટીપ્પી, કે'ને તું મને પરણીશ?"

આપણને તો ખૂબ ખૂબ નવાઈ લાગી. "ના, ન પરણાય." કહી બાંય છોડાવી. "મારે બહાર જવું છે." પોલીને ત્યાં જ ફરાકની ચાળ આમળતી, મારી પાછળ આતુર નજર નાખતી છોડીને હું ચાલી નીકળ્યો.

રડે પણ વહેલી, હસે પણ વહેલી. પવનની લહેરખી જેટલી નમ્ર, હિમકણ જેટલી નાજુક. એ મને ખૂબ ખૂબ ગમે. પણ ઘણીવાર એ પડખે ઊભી હોય ત્યારે આપણે તો સાવ ગામડિયા ગમાર લાગીએ. એ નમણી. આપણે તગડા ભોપલા જેવા. બાળકોની પાર્ટી હોય અને હું એને કોટી કરવા જાઉં ત્યારે હમેશાં બાધા જેમ જાઉં પણ એ તો આંખ મીંચીને, ગુલાબની પાંદડીઓ ખૂલતી હોય એમ હોઠ લંબાવીને કોટી કરે. ઉષ્મા પણ ખરી.

પોલી મેટકાકાના જીવનનું કેન્દ્ર હતી. મેટકાકા એટલા શાણા કે જાહેરમાં આવું સ્વીકારી ન લે. ઘર આખું બૈરાંથી ભરેલું–પત્ની (મારાં કાકી) અને ત્રણ દીકરીઓ. એ બધાંની વચ્ચે એક મરદ તે મારા કાકા. પછી એમને માનીતી અને અળખામણીનો ખેલ નાખવો પાલવે નહીં. વારંવાર મારા મેટકાકા આ બધા જનાનીસ્તાન વચ્ચે ચારેકોર દરિયાની છાકમછોળ વચ્ચે ખડક ઊભો રહે એમ એકલા મરદ હોવા વિષે ફરિયાદ કરે. અને આ બૈરાંનાં કપડાંનું ખરચ અને એની પારાવાર જાતભાત વિષે તો કાકાની ટકટક બેરોક ચાલુ જ હોય.

"આ લોકો ખરીદી લાવે છે એ ચીજવસ્તુ ઘણી મોંઘી આવે છે. એક આંગળનું સાટીન અને ઉપર એક આંગળનો થપ્પો, ભાવ એક તસુના બે ડોલર!" એકવાર એમની પોકર બાજી રમવાની રાતે મેટકાકા મારા બાપુને કે'તા'તા, "અને આ છોકરીઓ! તાંબાની તોલડી તેર વાનાં

માગો! આ જોઈએ ને તે જોઈએ. આ આપણે–તમારે, મારે અને આ લાંબા કાનવાળા ટીપ્પીને શું જોઈએ? ઓરિયાં ભીડી શકીએ એવું ઝભલું, બંધબેસતું સૂંથણું, અને વાધરીવાળા જોડા–બસ, પણ આ છોકરીઓ–બાપરે?"

મેટકાકા ચોવીસે કલાક, આ કાંસકા, બોબીપીન, બકલ, બેરેટસ, સ્લીપ, મોજાં, જોડા, સ્કર્ટ, બો, રીબન, અને એવા બધાની કીમત સામે ફરિયાદ કરતા જ હોય. પોતાને દીકરો ન હતો એની આડકતરી ફરિયાદ કરતા હોય એવું લાગે. એકવાર બે ભાઈઓ વાતો કરે. એમને એમ કે હું સાંભળતો નથી, "એક એક ઈલાજ કરી જોયો, માઈક! બાલદી ભરીને ફ્લેમ માછલી ખાધી. પોપના આશીર્વાદ પામેલા ચાંદ પહેર્યાં. ઈંડું નાંખીને શેરી રાતે સૂતા પહેલાં પીધી. ડાબે પડખેથી સૂવાની આદત પાડી. બેતાલીસથી શરૂ કરીને એક લગી કડકડાટ બોલી ગયો. પણ કાંઈ નહીં. દીકરો નહિ, બધી દીકરી!"

આવું સાંભળું અને મને મનમાં ઉલઝન થાય. આમ હું હતો તો સાત જ વર્ષનો પણ આવી વાતમાં મને આછી આછી સમજણ પડતી હતી. વધુ સાંભળવાના લોભે હું નજીક સરક્યો. પણ એ જોઈ ગયા. તરત વાત પલટાવી.

દીકરો ન'તો એનું એમને દુઃખ હતું એ વાત ચોક્કસ. પણ કોઈ વાર એ બ્રીડીકાકીના દેખતાં આ વાત નો'તા કાઢતા. બ્રીડીકાકીને પણ દીકરો જોઈતો હતો. માને દીકરી જોઈતી હતી. બન્ને કિસ્સામાં આશા ન ફળી.

મેટકાકા ઘણીવાર કહે: "લાવો સોદો કરી લઈએ. હું આને (મને બતાવીને) લઉં. નાનો છે તે વાળવો હોય એમ વાળી શકાય." અને એ મને એમના મોટા પંજામાં પકડે અને એવો હચમચાવે કે મને ચક્કર આવે. "તમારે જોઈએ તો એકને બદલે બે લઈ લો. ગમે તે બે! એક આ પોલી નહીં!"

કોઈવાર એ પોલી આપું એમ ન કહે. એટલી વહાલી. પણ મેટકાકાનું એવું કે જેમ એમને તમારા પર વિશેષ વહાલ એમ એ વધારે મજાક કરે. એમની રીત જ એવી. પણ લાગણી અપાર.

**મેટકાકા** એકવાર બેઠા બેઠા પીતા હતા. નીડલ બીર. રોજ રાતે કીટલી ભરીને પીવાની આદત. મોરીઆરીટી અને સ્ટીનીની દુકાનેથી લઈ આવે.

ટીપું .ઢળે નહીં. અને રસ્તે કોઈ છાતુંછપનું સુગલો કરી ન લે. એ લોક જ દેખાવ પૂરતી થોડી બાટલીઓ ગોઠવી દે. પેલા સંઘસરકારની પોલીસવાળા મોટી કુહાડીઓ અને ફરસીઓ જેવું લઈને આવે. પણ બધો માલ તો જોડેની દુકાનમાં સલામત પડયો હોય. એક ટીપુંએ રેડાય નહીં. જેવી આમની પૂંઠ ફરે કે માલ હાથોહાથ દુકાનમાં આવી જાય. સંઘસરકારના વ્યવસ્થા વિભાગનો ચોપડો ચોખ્ખો રહે અને મોરીઆરીટીનું કામકાજ ધમધોકાર ચાલે.

મેટકાકા મોરીઆરીટીનું ઘરાક. એમને નીડલ બીર જોઈએ. એ બિચારો કે': "ભલા'દમી, આ રગડા કરતાં તો બીજું ગમે તે પીવું સારું." પણ મેટકાકા મોરીઆરીટીની ઈમાનદારીનાં વખાણ કરે પણ લે તો એ જ માલ. ઘેર લાવે અને રાતે પીએ. એક આંખ તો બૈરી ને છોકરીઓ સરકી જઈને કાંક ખરીદી ન લાવે એના પર હોય.

"મને લોકની પરવા નહીં. જે બોલવું હોય તે બોલે. પણ આ ત્રણ દીકરીઓ. મોટી થઈને ગમે ત્યાં પરણવાની. કોકને ને કોકને મોઢે અમારો બાપ મોરીઆરીટીને ત્યાંથી લઈ આવીને પીતો'તો એમ કે' ત્યારે માથાનો ઘા લાગે. એટલે કીટલી સારી. કોક પૂછે તો કહી શકાય: ચા લઈ જતો 'તો!"

કામ પર ન હોય તો રાતે મેટકાકા ઘેર જ હોય. બ્રીડીકાકી અને ત્રણ દીકરીઓની એમને ખૂબ માયા. છાપું વાંચે અને પીધે રાખે. ત્રણે દીકરીઓ અને પત્નીની હળવી મજાક ચાલુ જ હોય.

જે સાંજની વાત કરું છું એ દિવસે બ્રીડીકાકીએ મેટકાકાને તાત્કાલિક ભરી દેવાનાં કેટલાંક બિલ આપ્યાં બીજાનું જોઈને કેટલીક ખરીદી થયેલી. કોક પરીક્ષામાં પાસ થશે તો આ આપીશું એમ જીભ વાળેલી એટલે ખરીદવું પડેલું. બધી છોકરીઓ જે પહેરતી હોય તે આપણી છોકરીઓએ પહેરવું જ જોઈએ એમ માનીને ખરીદી થયેલી. શાળાને એક સ્ટીમ બોઈલર ખરીદવાનું હતું તે માટે શાળાએ એક કાવ્યસંગ્રહ બહાર પાડેલો એની ઘરમાં જેટલા માણસ એટલી નકલ ખરીદવી પડેલી (પડતર કરતાં સો ટકા વધારે કીમત મૂકેલી). ત્રણે છોકરીઓ છટાદાર બોલવાનું શિક્ષણ લેતી તેની ફી હતી.

પણ આજે મેટકાકાનો મિજાજ બરખિલાફ હતો. કારખાનામાં પણ એક પીધેલા ફાયરમેનને સંતાડી રાખવામાં ભારે જહેમત પડી હતી. કાકીએ બધાં સામટાં બિલ ધરવાને બદલે રોજનું એક કરીને આપ્યાં હોત તો

જરાકે વાંધો ન આવત. દવાની ગોળી કાંઈ શીશીમાં હોય એટલી બધી સામટી ઓછી ખવરાવી દઈએ છીએ! એક એક બબ્બે આપીએ છીએ ને? પણ કેટલુંક બીડીકાકી ભૂલી ગયેલાં. કેટલુંક મોડું આવ્યું. અને કેટલુંક બીડીકાકીએ બાફ્યું.

"એક જીવ પર કેટલી મુસીબત છે? આ બધાં બિલ મારે આપવાનાં?" બરાડતા જાય અને બીરું પીતા જાય. પ્રેમાળમાં પ્રેમાળ પતિને અને હેતાળમાં હેતાળ પિતાને જિંદગીમાં કોકવાર તો આ બધું મારે વેઠવાનું? એવી લાગણી થાય છે. મેટકાકા એ લાગણીનો આજેયે અનુભવ કરતા હતા. "વાઝ આવી ગયો. પત્યું બધું!" બીડીકાકીએ મેટકાકા સામું ધારી નજરે જોયું. વાત કશી રીતે ગંભીર નથી અને આ તો ચીલાચાલુ પતિ કરે એવા અવાજ છે (દરેક પતિનો આનો કવોટા બાંધેલો હોય છે) એવી ખાતરી થતાં એમણે અસ્તરી કરવાનું ચાલુ રાખ્યું. શાર્લોટ અને કીટીએ પણ બાપુના મિજાજનો આંક બાંધી લીધો. એક ભાગાકાર કરવામાં પડી. બીજી વાળ ઓળવામાં પડી. પણ એક પોલી ગભરાઈ ગઈ. હમણાં આસમાન તૂટી પડશે એવી એને બીક લાગી.

મેટકાકા પણ આ જોઈ ગયા અને પોલીની મજાક કરવાનું ખૂબ મન થઈ આવ્યું. સાથે ફ્રિયાદનું સાવ વાજબી કારણ હતું. એવી પ્રતિભા ન હતી કે બોલાયેલો શબ્દ અંધકારને પણ ભેદે. પણ આમ સૂઝ ખરી. રમૂજની રગ ખરી. અને બધાને ગમે એવું પણ અક્કલ વગરનું બેફામ બોલી શકે. બિચારી નાનકડી પોલીને નિમિત્ત બનાવીને એમાં કુટુમ્બની એક એક વ્યક્તિને નકામા ખર્ચા, દેખાદેખી વગેરે બાબતમાં ચાબખા મારવા માંડ્યા.

"વાક્યછટા શીખવા જાય છે! શું કરશો વાક્યછટા શીખીને? સરકારને ઉથલાવી દેશો? અને મોજડી પર ઘૂઘરીઓ! બારીઓ પર પડદા! નવી જાજમ! અને શિખર પર કાવ્યસંગ્રહ!!"

"મેટ," બીડીકાકી બોલ્યાં.

"નહીં, હવે એ નહીં ચાલે. થાય ત્યાં લગી કર્યું!"

બે દીકરીઓ તો હવે બાપ શું બોલે છે એ પણ સાંભળતી ન હતી. એક પોલી બાપના ચહેરા પરથી આંખ હટાવતી જ ન હતી. એના હોઠ ધ્રૂજે. શાળાનું ઘરકામ બાજુએ પડી રહેલું. આસમાન હમણાં તૂટી પડશે એમ જ લાગે.

"આમ અંત આવશે એવી કલ્પના ન હતી. પણ બીજો ઈલાજ નથી. આ છોકરીઓને શાળામાંથી ઉઠાડી લ્યો." બીજો જામ ચડાવતાં ઉમેર્યું: 'હમણાં ને હમણાં. પેટ ભરવું હોય તો કામ કરો. ખાઈ શકો ને કામ ન થઈ શકે એવું કોણે કહ્યું?"

"હવે બહુ થયું, મેટ."

"શું બહુ થયું? બધીને ઉઠાડી લઈશ. કામે વળગાડીશ. બસ ફના-ફાતિયા થઈ ગયા. કાલે સવારે જ ત્રણેને લઈ જઈશ."

બીડીકાકી મલક્યાં. શાર્લોટે ઊંચું જોઈ ને આંખ નચાવી. કીટીએ ગીતની ધૂન ગણગણવા માંડી. એક પોલીની આંખમાં આંસુ હતાં.

એ રાતે પોલીને જરાકે ઊંઘ ન આવી. સવારે કોઈ પણ ઊંઘમાંથી ઊઠે એ પહેલાં તો એ ઊઠી. અંધારામાં ને અંધારામાં એ કપડાં પહેરીને તૈયાર થઈ. બહેનો જાગી ન જાય તે માટે બધું ચુપચાપ પતાવ્યું. જૂનામાં જૂનાં ઊતરેલાં કપડાં પહેર્યાં. એની જિંદગીનો સહુથી વિશેષ રંજભર્યો દિવસ. બાપ જેવો બાપ એને કામે લગાડતો હતો! પોતાને તો ભણવું હતું. પણ શું થાય? કુટુમ્બ સાવ ઘસાઈ ગયું હતું. બરફમાં ઠરી જ જવાનું. બસ.

સવારના સવાચારે તો પોલી રસોડામાં પહોંચી. બારણું બંધ કરી દીધું. કોઈ નાહકનું જાગી ન જાય એની એને ભારે કાળજી હતી. નાસ્તો પકાવ્યો. અને પેન્સિલના ખોખામાં ભરી લીધો. તૈયાર થઈને ખૂણામાં, જે માથે આવી પડે તે સહન કરવાની તૈયારી સાથે, ચુપચાપ બેઠી. પવનમાં ઝાડનાં પાંદડાં કંપે એમ કંપતી હતી. પહેલાં ક્યાંય કામ કર્યું નથી. આવડતુંય નથી. હવે રોવાનું જ રહ્યું. પણ એમ હિમ્મત હારે ન ચાલે. ગરીબ છીએ.

આમ તો મેટકાકા ઘરમાં બધા કરતાં પહેલા ઊઠે. એ બાથરૂમમાં ગયા છે તે જાણીને બીડીકાકી ઊઠે. અને રસોડામાં જઈ નાસ્તો તૈયાર કરે. આજે ઊઠયાં ખરાં પણ આંખમાં ઊંઘ. પોલી ખૂણામાં બેઠેલી તે એમણે જોઈ જ નહીં. મેટકાકા નાસ્તો કરવા બેઠા ત્યારે એમનું ધ્યાન ગયું: "એ બોઈ, શું કરે છે ત્યાં? કપડાં સજીને બેઠી છે તે?"

કાકી પણ ફરી ગયાં. આંખમાંથી ઊંઘ ઊડી ગઈ: "પોલી, શું થયું?"

"શાર્લોટ ને કીટી ઊંઘે છે તે મોડાં નહીં પડે?" પોલીએ પૂછ્યું.

"શેમાં મોડાં ?" કાકાએ પૂછ્યું. આગલી રાતે પોતે જે બોલ્યા હતા એ અત્યારે ભૂલી ગયા હતા.

અને ત્યાં તો આંસુ ટપકવાં માંડ્યાં. પોલીથી આ બધું સહ્યું ન ગયું: "મારે ગરીબ નથી રહેવું. બરફમાં દટાઈ નથી જવું."

અને મેટકાકાને બધું યાદ આવ્યું. પણ પોતે પાકા રમૂજી તે કબૂલ ન કરે. નાટકનો નટ પોતાનો મેક અપ બધાંનાં દેખતાં નથી ઉતારતો.

"એ વાત! ત્યારે તું આજે મારી સાથે ડક્કા પર કામ કરવા આવવાની! પોલી, આજે તો હિંદુસ્તાનથી સાપનું જહાજ આવ્યું છે. કાળા કાળા નાગ, છુઉઉ કરે. લગભગ ચોર્યાશી હજાર છે. એ તો ખાસ માણસનું કામ. લોખંડનાં મોજાં પકડીને એક એકને પકડી જાણે એનું. તને તો ડંખે. બોલ, આવવું છે?"

આંસુ તો રેલાતાં હતાં પણ પોલીએ હા પાડી. મેટકાકા એક હાથે નાસ્તો કરતા જાય અને બીજે હાથે એમણે પોલીને પોતાની બાથમાં લીધી. "એટલે અત્યારે તો પોલી, તું સૂઈ જા."

"પણ આપણું શું થશે? આપણે ગરીબ! પૈસા નથી! કાલ રાતે તમે કે'તા'તા ને!"

બીડીકાકીએ મેટકાકા સામે નજર ઠેરવી. જાણે કે'તાં ન હોય: "બોલો ફાવે તેમ અને પછી વેઠો!"

મેટકાકાએ કાકીને ઇશારત કરી બીજા ઓરડામાં બોલાવ્યાં.

"શું છે?"

"થોડા પૈસા આપ."

"શું કરશો?"

"જો તો ખરી. હમણાં પાછા આપું છું."

આમથી, તેમથી, સાકરના ડબલામાંથી, મસાલાની બરણીમાંથી, લોટના ડબ્બામાંથી એમ બધેથી પૈસા ભેગા કરી મેટકાકાને આપ્યા અને તેમણે ખીસામાં મૂક્યા અને પાછા રસોડામાં ગયા. પોલી તો ત્યાં જ ઊભી હતી.

"જો પોલી, આપણે ગરીબ નથી. ધનવાન છીએ ધનવાન. ગઈ કાલે રાતે હું બહાર ગયો ને ત્યાં મને એક માણસ મળ્યો. એની પાસે મારા સો ડોલર લેણા. એની દાનત ખોટી નહીં પણ એ ભૂલી જાય. મે તો કેંટ

પકડીને ઊભો રાખ્યો. એને યાદ આવ્યું. એટલે હવે તું ચિંતા ન કરતી. ચિંતાનો બધો ભાર મારા માથે. વર્ષોનો મારો અભ્યાસ છે. એટલે તું અત્યારે તો સૂઈ જા. પછી નિશાળે જજે." અને પછી ખીસામાંથી પૈસા કાઢીને પોલીનાં દેખતાં બ્રીડીકાકીને આપતાં બોલ્યા: "લે આ પૈસા. જો એમાંથી રૂંછાનો ડગલો લેજે. પોલીને ડોલી અપાવજે. અને કાંઈ વધે તો મારે માટે માણેક જડેલી પીન લાવજે. સમજી?"

## ૧૬

# નવો અનુભવ

**શાહજાદા** શાર્કીના કાગળવાળા કિસ્સાની વાત પોલીને કહું એમ જાતને સમજાવતાં મને ઘણો સમય લાગ્યો. અને છેવટે પણ હું મનાવી ન જ શક્યો. છતાં આ વાતનો ભાર મારા મન પર ખૂબ જ રહેતો. નાનું બાળક. દૃષ્ટિનું ફલક એટલું વિશાળ નહીં. અને અનુભવની મૂડી ઓછામાં ઓછી એટલે કદાચ મનમાં ને મનમાં મેં રજનું ગજ કર્યું હોય. પણ મને ચિંતા થતી હતી. આખો વખત આ જ વિચાર આવ્યા કરે. રમત વખતે પણ ખિસ્સામાં હાથ નાખીને ઊભો રહું અને દોસ્તો સંતાકૂકડી કે એવું રમવાનું કહે એની ના પાડું. રમત માટે સમય જ નહોતો. મનમાં મોટી ઉપાધિ હોય ત્યારે રમી કેમ શકાય? આ જ સમયે મને એક સત્ય લાધ્યું. જે વખતે મનમાં મૂંઝવણ હોય ત્યારે તમે કદી પણ એકલા હોતા નથી. આ મૂંઝવણ પણ શંકા ભૂત અને મંછા ડાકણની એક એવી પણ ઝાર લઈને સજધજ આવે છે કે એ સહુને સભાગૃહમાં સમાવવા, એમનો આદરસત્કાર કરવામાં જ મન લાગે એટલે એકલવાયું ન લાગે. શાર્કીને આ કહેવું જ જોઈએ એવા નિર્ણય પર હું આવ્યો.

ને કદી કહેવી નહીં. ધીરે ધીરે ટુકડે ટુકડે, એક એક કરીને કુનેહ સાથે વાત કહેવી.

એકવાર બપોરે શાળામાંથી વહેલી છુટ્ટી મળી. કાંક હડફડ કરતા હતા ને છોડી મૂક્યા. ઘેર આવી નાસ્તો કર્યો અને પછી માને કહ્યું રેડ ફીલીને ત્યાં રમવા જાઉં છું. અને સીધો શાર્દીને ત્યાં.

ડોરા વીકીંગે બારણું ખોલ્યું. માથે કશું ટટકા જેવું બાંધેલું. સફાઈ કરે. બધું કહેતાં બધું ચકચક ચમકે. "વિનયી મુલાકાતી આવ્યા છે," ડોરાએ બિલને કહ્યું. શાર્દી પાનાં હાથમાં લઈને કશું કરતા હતા. "અરે ટીપ્પી, તું? કેમ છે બધાં? માતાજી, પિતાજી, અને તારો ભાઈ, શું એનું નામ? મને હતું જ કે તું આવવાનો."

"બધાં મઝામાં છે." મારે કે'વું'તું તે કઈ રીતે કે'વું એ મને સમજાતું ન હતું.

"ટીપ્પી, તું બહુ વખતસર આવ્યો. બિલ વાત કે'વાના છે." ડોરા બોલી.

ડોરા બોલી પણ શાર્દી નારાજ થયા લાગ્યા. મનમાં બોલતી હોય એમ ડોરા ધીરેથી બોલી: "વૂવડ!"

"પણ આ ટીપ્પી કશું કે'વા આવ્યો છે. ચા બનાવો પહેલાં!" શાર્દી બોલ્યા. એમના કે'વાથી મેં રગલી કાઢી નાખી. અને હું બોલું એ પહેલાં એ જ બોલ્યા: "ટીપ્પી, આપણે બેએ મળીને પેલા બેને ખૂબ બનાવ્યા. બાર્ની ટુલ અને જુગર રોલી બસ આથડ્યા કરે છે." ખીસામાંથી કાઢીને એમણે એક પરબીડિયું મને બતાવ્યું: "આ કાગળ મેં તને નાખવા આપેલો. આખી દુનિયા ફરીને પાછો આવ્યો. માણસ કે પતો હોય તો પહોંચેને! મિ. ચીપર હેઈલને લખેલો!"

"હા. હા. ચીપર હેઈલની વાત કહો!"

"ચા બનાવ."

"આ તો કોઈ હા'ડો વાત કે' જ નહીં. કાનખજૂરાના પગ જેટલી વાત ભરી રાખી છે મનમાં!"

પણ હું તો મનમાં મગન હતો. શાર્દી જુગરને મેં કાગળ વાંચવા

બચેલું. જેવા કિનારે ઊતર્યા એવા જ માઈકના મુખત્યારો મળ્યા. બસ કિનારે ઊતરતાં જ એ 'પેચ'માંના એક મકાનના માલિક બન્યા. કાગળ પર અંગૂઠો ચાંપ્યો. કાળા અક્ષરને કૂટી મારતાંય ન આવડે. એમને પણ બીજાઓની જેમ માઈકનું ગાડ્ડું હાંકવાનું સોંપાયું. અને મારા દાદાએ આ નસીબવંતા જોડા ખરીદ્યા. એ વખતે કાંઈ એ આ નામે ઓળખાતા ન હતા. એ વખતે તો એ માત્ર એક મજૂરના બેચાર પેઢી ચાલે એવા જોડા હતા. એક મોચીએ સીવેલા. ઠેલા-લારીમાં ભરીને લાવે. તમને ગમે અને બંધબેસતા થાય એવાં બે નંગ ઉપાડી લો. દામ ચૂકવો. એવું બને કે એક જોડો ઉપર હોય અને બીજું નંગ વળી ક્યાંય ઢગલામાં સંતાયેલું હોય. આની કીમત પણ જુગારમાં જે થોડી કમાણી થયેલી તેમાંથી ચૂકવાયેલી.

"પેચ" પર રહેતાં દાદા કંટાળી ગયા. બ્રાયન શાહજાદાને તો દુનિયામાં પોતાની રીતે જીવવું હતું. દાદોય ખંતીલો. ધીરેધીરે વાંચતાં લખતાં શીખ્યો. સરવાળા કરતાં આવડ્યા. છાપું વાંચતાં આવડ્યું. માઈકને લાગવા માંડ્યું: આ માણસ મુસીબત ઊભી કરશે. પણ માઈક જોયા કરે. એક વાર બ્રાયન માઈકના પેલા સુંદર બંગલે ગયો. મકાનમાલિક તરફથી અપાતું સરપણ એટલું લીલું કે રહેનારની આંખો જ ધુમાડામાં ખલાસ થઈ જાય. એની ફરિયાદ કરવા ગયો ત્યારે માઈકે પરચો બતાવવા માંડ્યો: "કેમ આવ્યો છે અહીં? સવારે છ વાગે. કોઠ પર મળો. ઘેર નહીં આવવાનું." સારું કહીને દાદા હસ્યા. પણ જ્યાં ગુસ્સે થવું જોઈએ ત્યારે હસે એના જેવો ભયંકર બીજો કોઈ માણસ ન હોય.

સવારે કોઠ પર બધા હાજર. માઈક શરૂઆતથી કડપ બેસાડવા આવ્યો એવો જ બ્રાયન પાસે જઈને ઘાંટા પાડવા લાગ્યો: "લાકડાં લીલાં પડે છે?"

બહુ જ ધીરેથી દાદાએ કહ્યું: "હા."

"તો જો આ લાકડું સૂકું છે કે નહીં?" કહી માઈકે દાદા પર કુહાડીના દંડાનો ઘા કરવાનું કર્યું. પણ બ્રાયન જન્મજાત જુગારી એટલે ચપળ. એટલે હટી ગયો. છતાં બરડા પર ઘા પડ્યો.

"ના ના. એટલું સૂકું નથી. પણ જુવો જો, આ કેવું?" કહી પાસે પડેલું ગાડાનું પૈડું એટલા જોરથી માઈકના માથામાં માર્યું કે પાંખાં તૂટીને પૈડું માઈકના ગળામાં ભરાયું. માઈક નીચે પછડાયો. મનમાં તો સમજી ગયો કે પોતાનાથી બળિયા હોય એની સાથે બાથ ન ભીડવી.

અને દાદા બ્રાયન શાહજાદા તો ત્યાંથી કૂદીને એક ગાડા પર બેઠા

અને ગાડું મારી મૂક્યું. તે આજની ઘડી અને કાલનો દા'ડો. પહેરેલે કપડે અને પહેરેલે જોડે ગયો!

શાર્કીએ ચાનો બીજો ઘૂંટડો પીવા રોકાયા. કોરાને વાતમાં મારાં કરતાંય વિશેષ રસ પડ્યો હતો એટલે વચ્ચે બોલી જ નહીં. આજે ત્રીસ વર્ષ થયાં એ વાત સાંભળે છતાં એનો લગભગ શબ્દે શબ્દ મારા કાનમાં રણકે છે.

માઈક પહેલાંનો માઈક ન રહ્યો. માણસ સાથે પ્રસંગ પાડતાં હવે બે વાર વિચાર કરે. એને પોતાની તાકદ વિષે પણ વસંવસો.

ત્યાં ખાનાજંગી આવી. ઘણા ભાડવાત લશ્કરમાં જોડાયા. હવે એની તો માઈક શી રીતે ના પાડે? એમ ભાડવાત ઓછા થયા. અધૂરામાં પૂરું ૧૮૬૫માં આગ લાગી. પેચ લગભગ સાફ. માઈકને પણ ઘડપણ લાગ્યું. 'પેચ' ફરીથી બાંધવાની કડાકૂટમાં ન પડ્યો. અને એવામાં એની પત્ની મરી ગઈ. જાલીમને મોટી હાય લાગી. બસ આમતેમ ફર્યા કરે. રસ્તા સસ્તાને ગાળો દઈ આવે અને ઘેર આવીને પૈસા ગણ્યા કરે. એકલો એકલો જુગાર રમે. જુગાર રમવા એણે છાપાં કાપીને નોટો બનાવેલી. પહેલાં એક તરફથી રમે. પછી બીજી તરફથી રમે.

વર્ષો વીત્યાં. મોત આવે નહીં. એમ ને એમ માઈક વધુ અને વધુ ઘરડો થતો ગયો.

ત્યાં એકવાર વરસાદ પડે. બુઢ્ઢો ઘરમાં બેઠો બેઠો પૈસા ગણે. ત્યાં બારણે ટકોરા પડ્યા. ઝટપટ પૈસાની પેટી સંતાડી દીધી. "કાલે દા'ડે આવજે જે હોય તે." બીજી વાર ટકોરા. બીજી વાર એ જ જવાબ. પછી શાંતિ. માઈકે માન્યું કે પેલો ટળ્યો. ત્યાં તો બારીમાંથી કોઈ અંદર આવ્યું. માઈકને ઘડપણ આવ્યું હતું તે જલદી ઊભા પણ ન થવાય. પણ ત્યાં બેઠા બેઠા એણે ઘાંટો પાડ્યો: "ચોર."

બાયન શાહજાદાએ પોતાની ઓળખાણ આપી.

"તું તો ચોર! મારી ઘોડાગાડી ચોરી ગયો'તો!"

બાયને ખીસામાંથી થેલી કાઢી અંદર હતા એ પૈસાનો ટેબલ પર ઢગલો કર્યો: "લઈ લ્યો એની કીમત."

ફરી જુવાની આવી હોય એમ માઈક ઊભો થયો. નોટોને બાજુએ

મૂકીને એમાંથી એણે માત્ર સોનામહોરો જ ઉપાડી. દાદાએ એને વાર્યો: "ઘડપણ આવ્યું છે પણ લોભ ઘટયો નથી, વધ્યો છે."

"પણ ગાડી કેવી સારી હતી? ઘોડો જાતવાન હતો!" કીમત કરતાં બેવડું ધન લઈ લીધું છે એટલી ખાતરી છતાં માઈક બોલ્યો.

બ્રાયને પૈસાની થેલી લઈ લીધી. અને મકાન અને રાચરચીલાનાં વખાણ કરવાં માંડયાં. સાથે માઈકે મકાનની મીટ્ટી પાયમાલ કરી હતી એમ કહ્યું.

"પણ કોનું મકાન છે તે આમ બોલે છે?"

"આજે તમારું છે. કાલ સવાર સુધીમાં મારું થશે. હું આ મકાન તમારી પાસેથી લેવા જ આવ્યો છું. તમે કહેતા હો તો પથ્થર કરીને જીતું, તમે કે'તા હો તો આખું જીતું. પાનાં રમીને જીતવું છે."

"હું તારી સાથે જુગાર રમું? ઉમ્મર થઈ છે. મૂરખ નથી તારા જેટલો," અને એનાથી અવશ રીતે પેલી પેટી તરફ જોવાઈ ગયું.

"એમ ત્યારે દલ્લો અહીં રાખો છો? પણ મને એની નથી પડી, માઇકકાકા. મારી પાસે પણ પૈસા છે. અને તમારી પાસે છે એટલાની તો તમને જિંદગીના આખરી દિનમાં જરૂર પડશે." પત્તાંની જોડ કાઢીને કહ્યું. "ભારે પાન પર જ રાખો. વહેલો પાર આવશે અને સાવ સીધુંય ખરું. આ ટપકે ટપકે મરવાનું આપણને પસંદ નથી. આમાં ઝટ ફેંસલો."

પાનાં જોઈને માઇકનો જીવ સળવળ્યો. પત્નીના ગુજરી ગયા પછી આ એકલા એકલા રમતા હતા તે માફ. રમવાનું જ ક્યાં મળ્યું હતું? પણ એટલે કાંઈ આખું ઘર જુગારના દાવમાં મુકાય નહીં.

ત્યાં બ્રાયને પાનું ખેંચ્યું. હુરી! આ દાવ તો હવે પોતાનો જ.

"આ લાકડીનો દાવ."

"કબૂલ," સામે દાદાએ પાંચ ડોલરની સોનામહોર કાઢી.

માઇકને લાલનો નવ્વો આવ્યો.

'જીત્યા!'

'ચોક્કસ!' દાદા દુઃખી મોંએ બેઠા. અને બુઢ્ઢાને પાનો ચઢયો. "એમ રાંડીરાંડ જેમ બેસી કેમ જાય છે? ખેંચ!"

બ્રાયન શાહજાદાએ પાનું ખેંચ્યું. અને દાવ ખોયો. ફરી ખેંચ્યું. ફરી

ખોયો. બસ ખોતો જ જાય. જીત પર જીત થતી જાય એટલે માઈક રંગમાં આવી ગયો. દાદાએ કાઢેલી એક થેલી તો આખી સાફ કરી દીધી.

"અરે ભગવાન! હું ખરી વાત જ ભૂલી ગયો!" અને થેલામાંથી કાઢીને પેલા જોડા પહેરવા માંડ્યા. જોડાનો ઇતિહાસ માઈકને કહ્યો. પણ માઈક તો રમવા અને જીતવા અધીરો બન્યો હતો. "હવે ખેંચ."

"જો જો કાકા, હવે જોડાનો ચમત્કાર!"

પણ હજુય માઈક જીતતો હતો. જીતે જ જાય. દાદા હિમ્મત હારે નહીં. ધીરે ધીરે બાજી બદલાઈ. પોતાની પાસેથી માઈક જેટલું ધન જીત્યો હતો, તે બધું બ્રાયને પાછું જીતી લીધું. માઈકને ગુસ્સો ચડ્યો. પત્તાં ફાડી નાખવાનું કર્યું. પણ હવે એના હાથમાં પહેલાં જેટલી તાકદ ન હતી. લાકડીને ટેકે ઊભા થઈને માઈકે કબાટમાં પડેલી એક જૂની ગંદી પત્તાંની જોડ કાઢી.

"આનાથી રમીએ." બુઢ્ઢાજીએ કહ્યું. અને રમત ચાલી. વરસાદ રહી ગયો હતો એની એમાંથી કોઈનેય ખબર ન પડી. રમતા હતા ત્યાં ક્યાંક નજીકમાં ઘોડો હણહણ્યો એમ માઈકને લાગ્યું. "એ શું?" એણે પૂછ્યું.

"એ તો હું ગાડીમાં આવ્યો હતો અને ઊભી રાખી છે એ! પણ મને લાગે છે હવે મારે જરૂર નહીં પડે. આ ઘર મારું બની જાય પછી તમારે બીજી જગાએ જવા માટે જોઈશે તે ઊભી રાખું છું."

"કદી નહીં! કચકચ કર્યા વિના પાનાં રમ." જુગારનો તાપ હવે રુંવેરુંવે વ્યાપી ગયો હતો.

રમતનું પલ્લું હવે દાદાની તરફેણ કરતું હતું. માઈક તો એક પછી એક ચીજ હારતો ગયો. મૂઢ બનીને એ જોતો જ રહ્યો. અને પછી તો એણે પ્રમાણભાન પણ ગુમાવ્યું. ટુકડે ટુકડે, બચકે બચકે, ઓટીએ ઓટીએ એણે ખોવા માંડ્યું. એક એક ઓરડો, પછી અંદરનું ફર્નિચર, પછી દાદર, પછી ભોંયતળિયું, પછી ઉપરના ઓરડા, પછી વંડો. બધું ગુમાવ્યું. દીવાંમાં તેલ ખૂટ્યું તે ઝાંખો પડ્યો, પછી રાણો થયો. થોડી ક્ષણ ત્યાં અંધારું થયું પણ ત્યાં તો ઉષાનો પ્રકાશ આવવા લાગ્યો. પડોશીઓ તો પ્રભાતમાં જાગીને પ્રાતઃવિધિ પતાવતાં હોય, પાણીના ઘડા ભરતા હોય ત્યારે માઈકે ઘરનું ધુમાડિયું જુગારમાં ખોયું. ભાડવાત હવે કાયદેસરનો માલિક બન્યો. નવો માલિક વિજયોત્સવ માણતો સિગારના ધુમાડા કાઢતો હતો; હારી બેઠેલો, હાથ ચોળતો અવારનવાર આંખ ચોળતો બેઠો હતો.

"એમ કાંઈ હું સાવ સાફ નથી થયો," બુઢ્ઢાએ દમ મારતાં કહ્યું. "હજુ દારૂગોળો છે. પાનાં વહેંચ." પૈસાની પેટી બહાર કાઢતાં માઈકે કહ્યું.

પણ દાદા ઊભા થયા. "વૃદ્ધજન, રોકડા છે તે રાખો પાસે. જરૂર પડશે. લાંબી મજલ કાપવાની છે તમારે." ઊભા થઈને પોતે કપડાં પહેર્યાં. ટાઈ બાંધી. વાળ ઓળ્યા. હારેલો જુગારી તો કશા ઉદ્દેશ વિના પડેલાં પાનાં આમતેમ ઉથલાવતો બેઠો હતો.

"લ્યો." કહી દાદાએ એમને ડંગોરો આપ્યો. "ચાલતાં ફાવશે." અને પછી નજીક જઈ બુઢ્ઢાને ટેકો દઈ ઊભો કર્યો. અતિવૃદ્ધ બાળક જેમ એ ઊભો થયો. કબાટ ફેંદીને દાદા જૂનો ગરમ ઉપરણો લઈ આવ્યા. પહેરાવ્યો. "અને હવે વડીલ, આપ મારા ઘરમાંથી સિધાવો!"

પેલો ન હટ્યો. આ બધું શું થયું એનો પાર પામી ન શકતો હોય એમ ડઘાયેલો એ ઊભો હતો. એટલે બ્રાયન શાહજાદા એનો હાથ પકડીને ઘર બહાર લઈ ગયો. ગાડીમાં બેસાડ્યો. ગાડીવાન ઊંઘી ગયો હતો એને જગાડ્યો. પોતે ઘરમાં જઈને પેલી રોકડની પેટી અને કપડાં લઈ આવ્યા ને પથ્થર જેમ જડ બેઠેલા માઈકને આપ્યાં. અને ગાડી ઊપડી.

વાત પૂરી થઈ.

કેરાએ જાણે મંત્રની અસર પૂરી થઈ હોય એમ ઊંડો નિઃશ્વાસ નાંખ્યો: "પછી શું થયું? બુઢ્ઢાને ઘર પાછું મળ્યું? ન મળ્યું? તો દાદાજીએ શું કર્યું પછી?"

"આખા અમેરિકામાં મશહૂર એવો જુગારનો પાટલો બેસાડ્યો એ મકાનમાં. માનવજાત જન્મી ત્યારથી એક આપીને બે મેળવવાની જે સ્વાભાવિક તૃષ્ણા છે એને પૂરેપૂરું ક્ષેત્ર મળે એ માટેની સર્વ સગવડ કરી આપીને દાદાએ માનવજાતની મહાન સેવા કરી. અડ્ડો. દુનિયાભરમાં અજોડ એવો. ઘરમાં બધા ફેરફાર કર્યા. રંગરોગાન અને આરસપહાણ. દાદા એને આશાનું મંદિર કહેતા. અને એ આશાનું મંદિર જ બની રહ્યું. દાદા એક વાત જાણતા. લોક રમવા આવે, જીતવા આવે, પણ ખોવાનું થાય તો બહુ મારકણો પ્રકાશ ન હોય, આસપાસ બધું ડરામણું ન હોય, નમણું સુંદર હોય એવા વાતાવરણમાં ખોવાનો બોજ ઓછો લાગે."

"પણ પેલાનું શું થયું? મકાન પાછું મળ્યું એને?" કેરાએ પૂછ્યું.

"ના. એ થોડા સમયમાં ગુજરી ગયો. થોડો વખત પડખેની સરાઈમાં

રહ્યો. ન હાલે ન ચાલે. બહાર નીકળે જ નહીં. ઘરમાં ભરાઈ રહે. પેલી પેટી છાતી પર ને છાતી પર. ક્યાંકથી એક કૂતરું ભાડે લઈ આવેલો. બસ એ કૂતરું ને એ બન્ને ત્યાં બેસી રહે. પેલી જૂની ગંદી પત્તાંની જોડ તે એક એક પાનું લાખ લાખ વાર જોયા કરે ને મૂકે. એક રવિવારે સવારે મરી ગયો ત્યારે હાથમાં લાલ પાનનો ગુલામ. પડખે કાંઈ અપાર સરવાળા બાદબાકી કરેલાં કાગળિયાં પડેલાં. એની પત્નીનાં સગાંને રોકડ રકમ મળી."

"દાદાજીનું શું થયું?"

"ઘણાં વરસ જીવ્યા. આબરૂ બંધાઈ. પૈસા મળ્યા. એના પાટલે નસીબ અજમાવવા લોક છેક પારિસથી આવતા. આ બધાનો યશ એ તો પેલા નસીબવંતા જોડાને જ આપે. હવે તો તાળાકૂંચીમાં રાખે. પણ વધારે પીધો હોય ત્યારે કોઈક મિત્રને બતાવે. ૧૯૦૬માં ગુજરી ગયા ત્યારે ધરાયેલા સુવર જેટલા જાડા થયા હતા. આમ તબિયત ઘણી સારી. પણ ભેજું ગેબ. પોતે પૈસાદાર થયા છે એ વાત ભૂલી ગયેલા. દોરીસોટો લઈને આવેલા એટલું જ એને યાદ. પેલું ગાડું હાંકતા તે યાદ. તે હાથ ઊંચો કરીને લગામ પકડી હોય અને બીજા હાથે ચાબૂક વીંઝતા હોય એમ કર્યા કરે. છેલ્લા ત્રણ દિવસ તે પેલા જોડા પહેરીને ખુરશીમાં બેસી રહ્યા. અને બેઠા એ બેઠા. ગાડું હાંકે, ઘોડા તગડે, ઘરથી ખેતર, ખેતરથી કાંઠે, કાંઠેથી ઘેર એમ કર્યા કરે. એમ જ હાથ પડી ગયો. અને પેલી કલ્પનાની લગામ હાથમાંથી સરકી પડી. પેલા જોડા ગુમ."

"ચોરાયા?"

"ગયા."

"પણ —"

ચાહનાદા ચાર્લી ઊભા થઈ ગયા: "એક ટેલિફોન કરી આવું." અંદર જઈ કપડાં પહેરી આવ્યા. મને જોઈને કે', "ટીપ્પી, હવે તારે ઘેર જવું જોઈએ." મેં પણ કપડાં પહેરી લીધાં. મનમાં તો જે વાત સાંભળી હતી એનો નશો હતો. અમે બહાર આવ્યા. "આવજે ટીપ્પી! પેલા બેમાંથી કોઈ દેખાય તો મને ખબર આપજે. તેં મને ખરે વખતે મદદ કરી છે! આભાર!"

મારા હાથમાં એણે ડાઈમનો સિક્કો મૂક્યો. મનમાં તો 'પેગ અને જુગાર અને હાર અને જીત, અને એવા બધા ભાતીગળ રંગરંગીન ખ્યાલ ઘૂમરિયો ખાતા હતા.

બરફના ધસતા ટુકડાઓમાંથી હાથમાં સમાય એટલો ઉપાડી પાછા ઘરમાં જાય. મૂકીને પાછા બીજો ટુકડો લેવા દોડે.

પેલો બિચારો હાંકેડુની બેઠક પરથી નીચે ઊતર્યો હતો. પોતાની ભાષામાં બોલે. પેલા બરફ લૂંટનારાના હાથમાંથી બરફના ટુકડા પડાવવા દોડે. બાઝાબાઝી થાય. પણ એ એક અને લૂંટનારા અનેક. બે હાથ, બે આંખ અને બે પગ. સામે અનેક જોડ હાથ, અનેક જોડ આંખ, અનેક જોડ પગ. એ ઓછો જાદુગર હતો! બિચારો મજૂરી કરીને પેટિયું રળી ખાય. થોડોક બરફ બચાવી બાજુએ મૂક્યો. બીજો લેવા ગયો ત્યાં ઘોડાને ભડકવાનું મન થયું તે ભાગ્યો. બરફવાળો ઘાંટા પાડતો હાથ હલાવતો પાછળ દોડ્યો. ભાંગેલી ગાડીનો ખખડાટ તો કાનના પડદા તોડે એવો થતો હતો.

મેં જોયું: ત્રણે ડફી રાજકુમારો ઘરબહાર દોડ્યા. અરે બરફનાં ચોસલાં વચ્ચે પહોંચ્યા. આવી લાલચ કેમ રોકાય? આપણે પણ સામેલ. ઉપાડ્યો એક મોટો ટુકડો. ઊંચકાય પણ નહીં. ત્યાં તો અવાજ આવ્યો:

"ટીપ્પી, મૂકી દે ત્યાં ને ત્યાં!" માનો હુકમ.

"પણ મા, જો..."

"એ તારો છે? મૂકી દે."

"પણ બધા–કોઈનો નથી. બધા લે છે!"

"બધા ભલે લે. આપણાથી ન લેવાય. આમ આવતો રહે. મેં કાંઈ બધાની જવાબદારી નથી લીધી. પણ તારી જવાબદારી છે મારે માથે."

નિરાશ થઈને મેં ચોસલું સડક પર પછાડ્યું. ધૂંધવાતો હું મા ઊભી હતી ત્યાં આવ્યો. પ્રમાણિક મા મળી હતી એટલો હું નસીબદાર. અમારી શેરીનો પણ નહીં એવો એક છોકરો સ્કુટર પર આવીને બરફ ઉપાડી ગયો એ જોયું ત્યારે તો હું ખૂબ ખૂબ ગુસ્સે થયો.

મિસિસ ડફી બહાર આવ્યાં. આટલી સ્ફૂર્તિથી એ ચાલતાં હશે એની તો મને કલ્પના પણ ન આવી શકે. હાથમાં મોટું ઝાડુ. પહોંચી ગયાં સડકની વચ્ચોવચ. ત્રણે છોકરાને વચ્ચેથી હાડ હાડ કરી ભગાડી દીધા અને બરફને ઘર ભણી વાળવા માડ્યો. છોકરાવે તરત ચોસલાં ઉપાડીને ઘરમાં મૂકવા માંડ્યાં. પાછા આવ્યા, પાછા મૂકી આવ્યા. માને બધું વિચિત્ર અને અયોગ્ય લાગતું હતું. એની નજરમાં પણ અસંમતિ દેખાય. ખરાબ છાપ પડે એવું મારી નજરે ન પડે એ માટે મને અંદર ખેંચી ગઈ. પણ હું પાછો ત્યાં જ આવી પહોંચ્યો. જે થતું હતું તે બધું જોયું હતું.

આ ગાડી ભાંગી અને બંને બરફને પગ થઈ ગયા. એટલામાં બધું થઈને નવ દસ મિનિટ વીતી હશે. અમારી શેરીના લોક એટલા ચપળ અને કુદરતે આપેલી તકને વધાવી લેવામાં એટલા કુશળ. ઝપી. ખાતું પાણી કરે એટલો બરફ પણ સડક પર રહ્યો ન હતો.

અને એટલામાં જ અફસર લાર્ની વગાડ આગળ દેખાયા. દાંત ખોતરતા આવતા હતા. નિયમ મુજબ ત્રીજી વાર નાસ્તો કરીને નીકળ્યા હતા. પહેલી વાર ઊભા ઊભા ઘર આગળ નાસ્તો કરે. એમનાં પત્ની એ વખતે એમને રિવોલ્વર આપે. ડગલો પહેરવામાં મદદ કરે. કલાકેક રોન મારી આવીને પાછા ઘરઆંગણે કોફી પીએ. એ પછી ત્રીજીવાર પેલા ગ્રીકની ખાણાવળમાં ખાય. એવું થયેલું કે એક વાર એ ગ્રીકની દુકાનમાં ચોરી થતી હશે. તે પકડી પાડેલી લાર્ની-દાદાએ. ઉપકારવશ ગ્રીક લાર્ની પાસેથી કોઈ વાર પૈસા ન લે. મનમાં તો એને થતું હશે કે ચોરી થઈ હોત તો સરવાળે ઓછું નુકસાન થાત.

બરફનો છેલ્લો રહ્યો સહ્યો ટુકડો પણ કયી કુદરતની કમાલતથી કાપતો અને વ્યવસ્થાનું શરણ શોધતો લાર્નીના ચરણ પાસે આવી પડ્યો. એમણે એ ટુકડા સામે ધારી નજરે જોયું. બરફને પણ શરમ લાગી તે ઓગળીને ગટરમાં જતો રહ્યો.

લાર્ની પર નજર પડી એવો જ માએ મને ઘરમાં ખેંચ્યો. કોઈ સવાલ જવાબ થાય એ વખતે આપણે ક્યાં ભરાવું? અને આ જ વખતે બંધાય છૂમંતર થઈ ગયા. આખી સડક ખાલી. એક મિ. લાર્ની ધીરે ધીરે ચાલતા, લાકડી હલાવતા, દાંત ખોતરતા આવે. બરફે જતાં જતાં પણ બાના સગડ મૂકેલા એ જોતા જાય.

બારી પાસે ઊભો ઊભો હું બધો ખેલ જોતો હતો. પેલો બરફવાળો ભાંગલી ગાડીમાં જોડેલા ઘોડાને દોરતો આવી પહોંચ્યો. લાર્નીને જોઈને એણે ઘોડાને પાણીના બંબા સાથે બાંધ્યો. પછી પોલીસ આગળ ઈટાલિયન શબ્દોનો ધોધ વહેવરાવ્યો. લાર્નીએ એની વાત આમ શાંતિથી સાંભળી પણ એમનો દેખાવ તો થાકેલા હાંફતા ઢોર જેવો હતો. કહે જાવ પણ હું માનતો નથી, એવો ભાવ મોં પર દેખાય. બરફવાળો તો હદપાર નિરાશ થયેલો લાગતો હતો. હાથ લાંબા કરી કરીને બતાવે. પોલીસનો પણ હાથ ખેંચ્યા કરે. ઘડીમાં ઘોડા તરફ આંગળી ચીંધે, પછી ગાડી બતાવે, પછી સડક બતાવે. પછી બરફ

ઉપાડતા લોકનો અભિનય કરી બતાવે. ભારે ચોસલા સાથે દોડતા લોકનો અભિનય પણ એણે કરી બતાવ્યો.

લાર્નીએ દાંત ખોતરણી ફેંકી દીધી. ખીસામાંથી નોંધપોથી કાઢી પેલાને સવાલ પૂછ્યા. બન્ને સાથે, જ્યાં પાણીનો રેલો કોઈના બારણા લગી પહોંચતો હોય, ત્યાં ગયા. ઘંટડી મારી, સવાલ પૂછ્યા.

બધા જ નામકર ગયા. બરફ? કેવો બરફ? અમને તો કશી ખબર નથી. આવો જુઓ અમારી ઠારપેટી. આ પેલા અંદર માતા નથી એ બે ટુકડા? અરે મિ. લાર્ની, એ તો રોકડા પૈસા આપીને ખરીદ્યા છે. કોની પાસેથી લીધા? એ તો શી ખબર? કોક બરફવાળો. ના ના, આ નહીં. બીજો કોક.

લૂંટાયેલા બરફવાળાએ કસમ ખાઈને આ પોતાનો જ બરફ છે એમ કહ્યું ત્યારે જવાબ મળ્યો. બરફ એટલે બરફ. એમાં આ આનો બરફ અને આ આનો બરફ એમ કઈ રીતે કહી શકાય? હા, ઉપર નામ કોતરો તો જુદી વાત છે.

બધું ધૂળધાણી ને વા પાણી. લાર્નીએ પેલાને પૂછ્યું. ફરિયાદ કરવી છે? પણ આખી શેરી સામે ફરિયાદ કઈ રીતે થાય? એટલે વાત ત્યાંથી જ અટકી.

આખી વાત પરથી હું એક વાત શીખ્યો. સમૂહમાં પ્રમાણિકતા એ અશક્ય વસ્તુ છે. કશી જ કિંમત આપ્યા વિના કશું મળી શકતું હોય તો એ લાલચ સામે ટકવાની તાકદ બહુ ઓછામાં હોય છે. વ્યકિતગત રીતે આમાંના ઘણા પ્રમાણિક હતા. પણ સમૂહમાં ભેળા થતાં સિદ્ધાંત ઓગળી પીગળી જતો. પ્રમાણિકતા પણ ગંધીલા ફૂલ જેવી ચીજ છે. એનાં ઝુમખાં ન થાય.

બીજે જ દિવસે હવા બદલાઈ. ઠંડી પડી. જેમણે બરફ લોભ કરીને ભરી લીધો' તો એમને એમ ને એમ ઓગળી જવા દેવો પડયો. એમ ને એમ ઓગળે નહીં તે ઉપર ગરમ પાણી રેડીને ઓગાળ્યો. મને થયું. જો આમનાં ઘર આગળ કાબચોડીની એક લારી ઊથલી પડે તો આ બધા દોડી દોડીને કાબચોડી લઈ લ્યે! કહે છે કે સુંદરતા એક છટકું છે. મને લાગે કશું મફત મળે એવી આશા કે ગોઠવણ એના કરતાંય મોટું છટકું છે.

મહિનાઓ પછી પેલો બિચારો બરફવાળો અમારી શેરીમાં આવ્યો

ત્યારે માએ તો ખાસ યાદ રાખીને એની પાસેથી જ જરૂર લેવાનું કરાવ્યું. ધીરે ધીરે બીજાએ પણ માએ બેસાડેલા દાખલાનું અનુકરણ કર્યું. ક્રમનસીબે જે ગુમાવ્યું હતું એ ધંધા દ્વારા પાછું મેળવ્યું.

## ૧૮
## ભીખ, દોડ અને દોડનાર

આ વર્ષે આભારદિન* આવ્યો ત્યારે માનસિક રીતે મેં એને માટે ખૂબ તૈયારી કરી રાખેલી. આ દિવસે છોકરા જાત જાતના વેષ કાઢીને, ઊતરેલાં જૂનાં કપડાં પહેરીને, મોઢાં રંગીને હાથમાં છાબડી લઈ ને ભીખ માગવા નીકળે છે.

બધા સવારના વહેલા ઊઠી ગયેલા. મા બધાને આજે નાસ્તો વહેલો પતાવવા તગડતી હતી. એને રસોડામાં ખૂબ કામ કરવાનું હતું. જાત જાતની વાનગીઓ કરવાની હતી. અમે દસ્તરખાન પર લેવાદેવા વિના વધુ વખત ગાળતા હતા એટલે મા ખિજાતી. અમે વાનગી પૂરી પણ કરી ન હોય ત્યાં તો એ તશ્તરી લઈ લે. હું ચમચો લેવા આમ ફર્યો એટલામાં મારી રકાબી ઊપડી ગઈ. એક બાપુ આમ ઉતાવળ કરવાની વિરુદ્ધ. આખો દિવસ રજા હતી. આ ઘરના માલિક, કુટુમ્બના વડા. નાસ્તો કરવામાં કેટલો વખત લેવો ન લેવો એના કુલમુખત્યાર. જો અહીં બેસવાનું મન હોય તો અહીં જ બેસે. ઉઠાડનાર કોણ વળી? એટલે એ તો ધીરે ધીરે ચાવી ચાવીને વધુ ને વધુ ખાતા જાય. સામે છાપું પડેલું તે લીટી લીટી ઉકેલે. માએ મને ઉતાવળ કરાવી પણ બાપુ આગળ એમનું ન ચાલ્યું. માએ સમજાવવાની કોશિશ કરી પણ બાપુ આજે માનવા તૈયાર ન હતા.

કેનેથ સહુથી પહેલો ઊઠયો. એની ઉતાવળનું કારણ હું જાણતો હતો. છાપરે જઈ ને એણે જે વિમાન બનાવ્યું હતું એ ઉડાડવું હતું. છાપરે જવાની

---

* મેફ્લેર નામના જહાજમાં ઇંગ્લંડથી યાત્રાળુઓ અમેરિકા વસવાટ કરવા આવ્યા ત્યારથી સફર સગવડભરી રીતે અને આપદા વિના થઈ એ બદલ જાહેર આભાર માનવામાં આવે છે. સાધારણ રીતે નવેમ્બરનો છેલ્લો ગુરુવાર.

એને મનાઈ હતી. ભાડવાતોને હેરાન કરે, અવાજ થાય એટલે મનાઈ હતી. પણ એ તો માબાપુ ન જાણે એમ જવાનો હતો. અને કેનેથ કોઈ દિવસ પોતે શું કરવાનો છે તે કોઈને કહે નહીં.

હવે હું મોટો થયો એટલે આસપાસ એકલા જવાની મને છૂટ હતી. પાડોશમાં હું જાણીતો હતો. હું ય બધાને ઓળખતો. આ બધામાં મને જાણવા મળેલું : કેનેથ જેવો સાહસી છોકરો બીજો કોઈ ન હતો.

ઘરઆંગણે ઓછા બોલો અને શાંત લાગે. પણ બહાર એની આબરૂ તો ભારે સાહસી તરીકેની. કોઈએ આમ ન થાય એવી હોડ બકી તો એમ કરનાર પહેલ વહેલો કેનેથ હોય. મારામારીમાં પહેલો. સામાના કદનો ખ્યાલ ન કરે. પસાર થતી ટ્રોલી પર એક હાથે લટકે. ગમે તેવા ઝાડ પર છેક ઉપર લગી ચઢી જાય. વચ્ચે પાંચ ફૂટ અંતર હોય તોય એક છાપરેથી બીજે છાપરે કૂદકો મારે. પડે તો છઠ્ઠે માળથી હેઠો પટકાય. પણ એને કોઈ કાયર કે નાહિમ્મત કહે એ જરાકે સહન ન થાય.

નિશાળેથી વગાડીને લંઘાતો કે કાંક ભાંગીને ઘેર આવે. અને પૂછો તો 'પડી ગયો' એટલું જ કહે. કદી ક્યાં પડયો, કેમ કરતાં પડયો એ બોલે જ નહીં. અને ભાઈ પાસેથી ઘર બહાર શું થયું એ વિષે સાવ મૌન પાળવાનું હું શીખ્યો. આમ સ્વભાવ સાવ જુદા પણ આટલું સામ્ય.

કેનેથના ગયા પછી ઘંટડી વાગી. હું બહાર ગયો. મિસિસ ફ્રાસીં આવેલાં. ચહેરો તો લાલ લાલ ધૂમ. વાંકાં વળીને મને બોકી કરવા ગયાં. પણ હવે તો મારું વજન વધેલું. એમનાથી ઊંચકાયું નહીં, તે હું લગભગ પછડાયો.

"જોને થયો છે ! પેલા જેક ડેમ્પ્સી મુક્કાબાજ જેવો."

રસોડામાં જઈને આપણે મિસિસ ફ્રાસીં આવ્યાની જાહેરાત કરી. એ તો જે શાલદુશાલા લપેટીને લાવ્યાં હતાં, તે ઉતારતાં હતાં. પણ એમનું આવ્યાનું સાંભળીને બાપુ ઝટ ઊભા થઈ ગયા. સાથે છાપું અને કૉફીનો પ્યાલો પણ લીધાં. "એ આવે એટલે મારાથી ન બેસાય. એમની સામે મારે કશું કહેવાનું નથી. પણ એમનો લખારો સાંભળી નથી શકતો."

"મિસિસ ફ્રાસીં મારાં ખાસ ખાસ મિત્ર છે." મા બહુ ભાવપૂર્વક બોલી. "પેલી રમતનાં સાધન બનાવતી કંપનીમાં કામ કરતી હતી—તમને પરણી એ પહેલાં, ત્યારે એ અમારાં મુકાદમ. મારા પ્રત્યે ખૂબ ભાવ રાખે."

"એમ તો હું લશ્કરમાં હતોને ત્યારે જનરલ પર્શિંગ મારા ઉપરી હતા અને મારા પ્રત્યે ખૂબ ભાવ રાખતા હતા! પણ એ કાંઈ રોજ અહીં આવીને લપ કરતા નથી, સમજી?"

"બિચારાં સાવ એકલાં છે. અને આજના જમાનામાં એકલા હોવા જેવું દુઃખ બીજું કયું છે? અહીં આવે એ મને ગમે. અને મને હજાર વાતે મદદ કરે છે. આટલું મોટું ઘર તે એકલે હાથે સાફ થાય?"

મિસિસ ફાર્સીનાં પગલાં સંભળાયાં અને બાપુ ઝટઝટ બોલ્યા: "અલ વિદા!" એ બહાર નીકળી ગયા અને મિસિસ ફાર્સી અંદર દાખલ થયાં.

એક જ વાક્યમાં મિસિસ ફાર્સી ઘણું બોલી ગયાં. 'આભારદિન' બદલ આભાર માન્યો. આજે તું બહુ જ સુંદર લાગે છે એવાં અભિનંદન માને આપ્યાં. કેનેથ ક્યાં છે એની ખબર પૂછી. અને હું તો હવે એમનાથી ઊંચકાતો નથી એની ફરિયાદ પણ કરી.

મા ખૂબ આનંદમાં હતી. તરત જ ચાનું પોટ ધરી દીધું. મિસિસ ફાર્સીને ચાની ખૂબ મોટી આદત. જમવા સાથે, સવારે, બે કલાક પછી, સાડાત્રણે, અંધારું થાય પછી, રાતે સૂતા પહેલાં–ચા જોઈએ. રાતે સૂવાના ઓરડામાં પણ ચાનું પોટ તૈયાર રાખી મૂકવાનું.

બાપુ તો કે'તા કે મિસિસ ફાર્સી નાવણિયામાં પણ ચા પીતાં. એમના વિષે બાપુ–માને ખીજવવા જતો–એક જોડી કાઢેલી વાત કે'તા: મિસિસ ફાર્સીના ઓરડામાં આગ લાગી તે બુઝાવવા બંબાવાળા સીડીઓ મૂકીને ચઢ્યા. એમને હેમખેમ નીચે ઉતારવાનાં હતાં. પણ એ તો નિરાંતે ચા પીએ. આજુ-બાજુ બધું ભડકે બળે. બંબાવાળા બચારા ઊભા રહ્યા. ભડકાથી તો ભીંતોય ધમધમે. છાપરું બળીને હેઠે પડ્યું. પણ મિસિસ ફાર્સી ચા પીધા કરે. એમણે ચાનો પ્યાલો ન છોડ્યો. છેવટે બંબાવાળા એમના વાળ ઝાલીને લઈ ગયા પણ એ તો નિરાંતે ચા પીધા કરતાં હતાં.

•

**મા** અને એમનાં મિત્ર વાતે વળગ્યાં એટલે હું વેશપરિધાન કરવા ઉપર ગયો. બાપુની એક જૂની ડગલી કાઢી રાખીને આગલી રાતે જ એના અસ્તરના ભાગ પર લાલ ચાકના લીટા કર્યા હતા. એ ઉલટાવેલો ભાગ જ ઉપર આવે એમ ડગલી પહેરી. ડગલી મારે તો પગના નળા લગી આવે. હાથ મોટી મસ બાંયમાં ખોવાઈ ગયા. ખભા આગળ મોટા ઢેકા નીકળ્યા

જેવું લાગે. આના પર બાપુની એક જૂની ફેલ્ટ હેટ ચઢાવી. કાન લગી આવે. પણ દેખાય કમાલ. આંટા મારીને અરીસામાં આપણા દેદાર જોયા. બસ કમાલનું દેખાય. ચાલું ત્યારે પાંખો ફફડાવતો હોઉં એવું લાગે.

હાથમાં લીધી છાબડી. પહોંચ્યા રસોડામાં. ચા ચાલતી હતી. માને કહ્યું: "મોં રંગી આપ." એ તો સામું જોઈને છળી પડી. "કેવો લાગે છે?" માએ મિસિસ ફ્રાસીને પૂછ્યું. એ ખડખડ હસ્યાં. મા જઈને કાળકની ડબ્બી લાવી: "બોલ, શું બનાવું?"

'મૂછો. ચીની મૂછો!' મેં કહ્યું.

માએ પહેલાં ઉપલા હોઠે લીટો ખેંચ્યો પછી બે બાજુએ નીચા લીટા ખેંચ્યા. કાતરનાં પાંખિયાં જેવા લીટા ભવાં પર ખેંચ્યા. એના મનમાં પણ એ નાની હશે ત્યારે જે ભાવ હશે તે જાગ્યા એટલે આખું મોં ચીતરી માર્યું.

"અદ્દલ ચીનો!" મિસિસ ફ્રાસી બોલી ઊઠયાં.

"આમ ફર ટીપ્પી," હું આમ ફર્યો ત્યારે માએ છાબડીમાં સિક્કો મૂકયો અને મને ખૂબ વહાલથી બાથમાં લીધો. આભાર માની આગળ વધ્યો, મિસિસ ફ્રાસી પાસે જઈ છાબડી ખખડાવી. "આભારદિન–"

મા બરાડી ઊઠી: "ઘરમાં હાજર હોય એમની પાસે નહીં માગવાનું, ટીપ્પી!"

પણ મિસિસ ફ્રાસી વાટવામાં જોતાં હતાં. વાટવા કરતાં તો એને મોટો ખલતો કહેવો જોઈએ. એમણે પણ સિક્કો નાખ્યો. ભેટવા જતાં હતાં ત્યાં હું નસીબ અજમાવવા બહાર દોડી ગયો. પણ અધવચ્ચે બાપુ પાસે જવાનું મન થયું તે તગદીર ત્યાં લઈ ગયું. બાપુ છાપું વાંચતા હતા. એ તો મને જોઈને ડઘાઈ જ ગયા.

"તું આમ ને આમ બહાર જવાનો?"

"હા."

"પોલીસને ખબર આપી છે?" બાપુ મજાક કર્યા વિના ન રહ્યા પણ આપણને બીજો સિક્કો મળ્યો.

**શેરી** લગભગ સૂની હતી. તેજ હવા ચાલતી હતી. અવારનવાર

ગગડાટ પણ થતો. પહેલાં આપણે ઓળખીતાને ઝપટમાં લીધા. જે આપે એ લેવું એ નિયમ. કલાકેકમાં થોડા પૈસા અને ફળફળાદિ ભેગાં થયાં. ખૂણે બેસી ખાધું અને પરચૂરણ ગણ્યું.

આપણે માગીએ અને આપે એવા ઓળખીતાને તો કલાકમાં પતાવી દીધા. માગીએ ને કોઈ ના પાડે એ તો માથાનો ઘા. એટલે હવે આપણે બેકાર હતા. મેટકાકા અને ડેનિસમામાને ત્યાં જઈ શકાત. પણ સાંજના એ બધા અહીં ઘેર જ આવવાના હતા. એ વખતે ક્યાં જવાના હતા? એટલે આપણી પાસે ખૂબ સમય હતો. ફરી ફરી મળેલું ધન ગણ્યું. છત્રીસ સેંટ થયા. પેલી ખાટીમીઠીની દુકાન આજે બંધ હતી. નહીંતર ત્યાં ને ત્યાં આ રકમના ભુક્કા બોલી ગયા હોત!

હું બેઠો હતો ત્યાંથી અવારનવાર લોક નીકળે. હું એમના સામું છાનુંમાનું જોઈ લઉં. જો કોક અડધું ડગલુંય રોકાય અને મારા સામું જોઈ મલકે તો તરત આપણે છાબડી ધરીએ. લગભગ મનમાં ને મનમાં 'આપશો કે, મિસ્તર?' એમ બોલીએ. આપે તો ઠીક, ન આપે તો આપણે કાંઈ માગ્યું જ નથી અને માગવાનો આપણને વિચાર સરખો આવ્યો નથી એવો દેખાવ કરીને બેસી રહું. માગ્યું અને ન મળ્યું એવો ડાઘ મન પર લાગવા જ ન દેવો જોઈએ.

બેઠાં બેઠાં ઠંડી લાગી એટલે ટહેલવા માંડ્યું. બીજા મારા જેવા જ અવેતન ભિખારીઓને મળીને કોને શું મળ્યું એનું તારણ કાઢ્યું. દસેક વાગે પેલા દોડનારા ત્યાંથી નીકળવાના હતા એટલે પ્રોસ્પેક્ટ પાર્ક ગયો. દર વરસે આ દિવસે લાંબી દોડનો કાર્યક્રમ થતો. વિજેતાને કાંક મળતું. દર વરસે દસેક વાગે દોડનારા આ જિલ્લામાં આવે. લોક એમને જોવા ભેગું મળે.

ત્યાં પહોંચ્યા ત્યારે મારો પરમ મિત્ર રેડ ફીલી છાબડી હાથમાં લઈને પગ હલાવતો બેઠેલો.

"અરે યાર, તું તો અફલાતૂન લાગે છે!"

"તુંય ક્યાં કમ છે?" મેં કહ્યું.

ધપ્પા માર્યા પછી પ્રાપ્તિ અને વેષભૂષાના ગુણદોષ વિષે રસિક ચર્ચા ચાલી. એની માનું કાંક જૂનું લાલ રંગનું કપડું હશે તે એણે પહેરેલું. ટોપી પણ એમની જ. અરે જોડા પણ એમના. આખો ઘડીએ નીકળી પડે. ચહેરા પર લાલીના લપેડા એવા તો ભૂંડા લાગે!

થોડી વારમાં જ દોડમાં ઊતરેલા આવવા લાગ્યા. પહેલો એક દેખાયો. સીધો સોટા જેવો. માથે વાંકડિયા વાળ. અંગ વાળે તે લોંદા જેવો લાગે. દેખાયો એટલે થોડાદે એને વધાવ્યો. મોં પર થાક દેખાતો હતો. છાતી તો ઢોલ જેવી. હાથપગથી જાણે હવાને કાપતો ચીરતો હોય એમ લાગે. વીસેક ગજ પાછળ બીજા ત્રણ આવતા હતા.

"તે આ બધા અરધી ચડ્ડી પહેરીને કેમ દોડતા હશે?" રેડ ફીલીએ પૂછ્યું. મારે આવો અક્કલ વગરનો સવાલ પૂછવા બદલ એને ધપ્પો મારવો પડ્યો.

"મૂરખ, અરધી ચડ્ડી છે? પાછળ જો, આંક લખેલો છે!"

"હા' લ્યા!"

બેઠા બેઠા અમે, દોડની હોડ જોઈ. પાએક કલાકમાં મોટા ભાગના ભાગ લેનારા તો જતા રહ્યા. પાછળ રહી ગયેલા પાછળ આવતા હતા. પણ ત્યાં તો અમે કેટલાક પ્રેક્ષકોને બહુ આતુરતાપૂર્વક કશું જોતાં જોયા. એક દોડનાર બહુ વિચિત્ર રીતે ખેલ કરતો હતો. અટકી જાય. પાછો દોડવા માંડે. કૂદે. બન્ને એડી ભેગી કરીને પગ પછાડે. ગુલાંટ ખાય. ધાંધો હોય એમ દોડે. નાચવા માંડે. હસતો જાય. સલામ કરતો જાય. એ દોડવામાં ન'તો. એણે તો રોજિંદાં કપડાં પહેર્યાં હતાં!

છેલ્લા દોડનારાના જૂથમાં આ ભાઈ હતા. પછી એમનાથી એ આગળ દોડી ગયો. ચક્કર મારીને પાછા પગે દોડ્યો. પેલાઓને પોતાની સાથે સરખા વેગે દોડવા કહ્યું. હાથમાં કશું ચમકતું હતું. હં. દારૂનો શીશો. અડધો ખાલી. ઊભા રહીને મોંએ માંડ્યો. પેલા પાછળ પડી ગયા હતા તે આગળ થઈ ગયા. આ જોઈને એણે બરાડો પાડ્યો અને દોડીને એમની આગળ થઈ ગયો. ખરા દોડનારાને આથી ખોટું લાગ્યું. જલદી દોડાય માટે પેલા શીશાવાળા દોડનારે ડગલો કાઢી નાખ્યો અને એની સાથે સાથે ચાલતી એક મોટરમાં ફેંક્યો.

થોડા પ્રેક્ષકો ટોળે વળીને ઊભા હતા. એમને જોઈને એ બોલ્યો: "ઓહો! અહીં તો શ્રોતાસમુદાય ભેગો થયો છે, ચાલ ભાષણ કરું." પણ પેલા દોડનારા આગળ થઈ ગયા. એ જોઈને એ બોલ્યો: "ના ના, ભાષણ નહીં," અમારા સામું જોઈ રહીને બોલ્યો: "મારો પરિચય આપું. હું ચીપર હેઇલ. ચીપર, હેઇલિ અને હાર્ટી નામની પેઢીવાળો. લો મારું

ઓળખપત્ર." કહી એણે અમને સહુને ખીસ્સામાંથી ચોકો કાઢી એક એક આપ્યું. એ ઊભો રહ્યો એટલે પેલી મોટરગાડી પણ ઊભી રહી. મેં ગાડીના હાંકનાર સામું જોયું. બહુ જ ગંભીરતાપૂર્વક બધું જોતો હોય એવું લાગ્યું. પેલો તો ઓળખપત્ર વહેંચતો હતો. મને કહે: "લ્યો આ તમારું, અને આ તમારી પત્નીનું!" કહી બે આપ્યાં! હેં હીલી તો કાંઈ ગુસ્સે થયો છે! પેલાએ એને મારી પત્ની કહ્યો એમાં ધૂંઢો મને માર્યો!

પેલા બંને ત્યાંથી ગયા. હાથમાં હતાં એ ઓળખપત્ર અમે વાંચવાં માંડ્યાં. પહેલું મારા હાથમાં હતું એ:

**ચીપર હેઠલ!**

શોધખોળ

ચોવીસે કલાક

કહેનારા ભલે જે કહેવું હોય તે કહે.

અમે ઊંઘતા નથી.

પછી હીલીના હાથમાં હતું તે વાંચ્યું:

ચીપર હેઠલ: પ્રતિનિધિ

સર્વ કાર્યકારિણી મંડળી

ફૂલ ધરીએ. કમળને દોળ ચડાવીએ.

પત્નીઓને સુધારીએ. હીરાને રંગીએ.

વિધવાઓને આશ્વાસન આપીએ. ટોપી ફરી રંગીએ.

ચોવીસે કલાક સેવામાં હાજર

રાત ન જોઈએ. દાડો ન જોઈએ.

(ટેલિફોન ન કરતા. કાપી ગયા છે.)

હીલીએ તો વાંચીને ફેંકી દીધું. પણ મેં તો આજે જે મળે તે સંઘરવું એમ ધાર્યું હતું. થોડીવાર વાતો કરી અમે છૂટા પડ્યા.

**જમવાની** વાર હતી. એટલે હું આમતેમ ભટકતો. ચહેરો જોઈ આશા બંધાય તો છાપરી પડું. પ્રાપ્તિ સારી હતી પણ ફળફળાદિમાં. રોકડું ઓછું. અને એ વખતે મને લાકજાદા યાર્ડને ત્યાં જવાનો વિચાર આવ્યો. કશું સામાજિક કામ ન હતું. જોઈએ, એ શું આપે છે? આમ મારે અંગત ઓળખાણ હતી, તે ના કે' તેવ ઝાઝું લાગે નહીં અને ટોરા તો ત્યાં હશે. એ પણ કાંઈ આપશે જ ને!

પહોંચ્યા. ઘંટી મારી. શાહજાદા પોતે આવ્યા. મને આ વિચિત્ર વેષ-ભૂષામાં જોઈને છળી પડ્યા: "અદ્દભુત! પણ આવો આવો." હું અંદર ગયો. એણે નવો કોલર પહેર્યો. ટેબલ પર છ પત્તાંની જોડ બહુ જ સુઘડ રીતે ગોઠવેલી પડી હતી. બાલિશ આતુરતાથી મેં એક ઉપાડી ત્યાં જ અવાજ આવ્યો: "એને નહીં અડવાનું!" મેં તરત મૂકી દીધી. મારા ચહેરા પર ભય ડોકાયો હશે; કારણ કે તરત એ મલકીને બોલ્યા: "નિયમ પહેલો: કોઈનીય રોટી સાથે અડપલું નહીં કરવું. બીજા પણ નિયમ છે પણ આ ખાસ અગત્યનો નિયમ છે."

અને એ તો તૈયાર થઈને જવાનું કરતા હતા, કહી દીધું: "કાંક આપશો?"

"કોને?"

"મને!"

"ચોક્કસ!" કહી એણે સિક્કો ઉછાળ્યો. હું ઝીલવા ગયો એમાં છાબડી ઊંધી પડી. "લે તને વીણાવું" કહી એ નીચે ઝૂકયા. પૈસા, પીપરમીટ, ગોળીઓ, ફળ બધું લઈને મને આપે. એમાં પેલું ઓળખપત્ર પણ એના હાથમાં આવ્યું. "આ પણ તારું?" સાવ બેતમાથી એણે વાંચ્યું. બસ એને જોઈ જ રહે. "આ તને ક્યાંથી મળ્યું?" અને એ મારા ચહેરા પર જ નજર ઠેરવીને બેઠા. મેં એમને વાત કહી તોય મારા સામું જ જોઈ રહ્યા. મને ગભરામણ થવા માંડી.

"ટીપ્પી, મારે જે માહિતી જોઈએ છે તે તું આપી શકે એમ છે. યાદ કર. તું લાવ્યો હતો એક કાગળ. તને આ આપનાર અને એ કાગળ લખનાર બન્ને એક જ માણસ છે. મારે એનું ખાસ કામ છે. એટલે એના વિષે મને કહે. આદિથી અંત લગી કહે. બરાબર? સમજ્યો?"

મેં ફરીથી બધી વાત માંડીને કહી. બધું ધ્યાનપૂર્વક સાંભળીને એ બોલ્યા: "ત્યારે એ ગામમાં પાછો આવી ગયો? અને મને નથી મળ્યો! હં." થોડી વાર વિચારમાં બેઠા પછી એ બોલ્યા: "ચાલ ટીપ્પી, બહાર જઈએ!"

બહાર નીકળ્યા અને એ તો લાંબી લાંબી ડાંફ ભરીને ચાલે. મારાં કપડાંનો અને પેલી ભારે છાબડીનો વિચાર ન કરે. હું પાછળ પડી ગયો. એકાએક એણે પાછું વાળીને જોયું: "ભારે છે, નહીં?" કહી એણે મને ઉપાડીને ખભા પર બેસાડી દીધો. "તને જે જગાએ પેલો મળ્યો ત્યાં લઈ જઉં છું. પછી એ ક્યાંથી આવ્યો અને ક્યાં ગયો તે મને કહે."

પણ ત્યાં પહોંચ્યા ત્યારે ચોક્કું સાવ ખાલી. મને ઊંચકીને એ આમ તેમ ફર્યા. કોઈ કહેતાં કોઈ ન મળે. ત્યાં એક ગાડી આવી. અને ચક્કર ફરીને જતી હતી ત્યાં શાર્ટીની નજર પડી. તરત ઘાંટો પાડ્યોઃ "ચીપર!" અને એ ગાડી પાછળ દોડ્યા. હું ખભે બેઠો છું એવો ખ્યાલ આવ્યો એ જ ઘડીએ મને નીચે મૂક્યો. પણ આપણે જરા પછડાયા. એ તો દીવાલ કૂદીને ટેક્સી પાછળ દોડતો હતો. આમ આપણને મૂકી દીધા એનું મને હાડોહાડ અપમાન લાગ્યું. છાબડીમાંથી બધું વેરાયેલું તે ધીરે ધીરે કરીને પાછું એકઠું કર્યું. આ શાર્ટી સાથે હવે કશી ભાઈબંધી નહીં રાખવાની. જોને કેવું વર્તન રાખે છે દોસ્ત જોડે?

આપણે સીધા ઊપડ્યા ઘર ભણી. મનમાં ખૂબ ધૂંધવાટ હતો. બસ. કટ્ટા!

ઘેર પહોંચ્યો ત્યારે રસોઈની મીઠી સોડમ આવતી હતી. ખુરશી વગેરેને તાજી રંગેલી એની બુ આવતી હતી. તમાકુના ધુમાડા આખા ઓરડામાં છવાયેલા. ફોનોગ્રાફ વાગતું હતું. બાપુ, મા, કાકા, મામા, કાકી, મામી અને પેલી પિતરાઈ બહેનો બધાના પરિચિત ચહેરા જોવા મળ્યા. મને તો જાણે વર્ષો થયાં ઘરથી દૂર ધ્રુવ પ્રદેશમાં ગયો હોઉં એવું લાગતું હતું. બધું બરાબર હતું એની ખાતરી કરવા ઓરડે ઓરડે જઈ આવ્યો. પછી કપડાં બદલ્યાં. મોં ધોયું. પૈસા સંતાડ્યા. પછી રસોડામાં ગયો. મા કામથી અકળાયેલી તે આપણને રસોડામાંથી તગડી મૂક્યા. બહાર આવ્યા અને બધાને મળ્યા. આપણું મન મગન મગન હતું. એટલામાં કેનેથ આવ્યો અને એ બોલે એ પહેલાં મેં જ એને બોલાવ્યો. એણે સામું જોયું ને મલક્યો.

ત્યાં તો જમવા બોલાવ્યાં બધાંને.

૧૯

## લોક્લીન કુટુમ્બના રસોડામાં શનિવારની એક રાત

ડિસેમ્બર મહિનાના વાયરા જાણે અમારા ઘરને ઘેરો નાખીને બેઠા હોય એમ લાગતું હતું. વારે ઘડીએ સુસવાટા મારે તે બારી–બારણાં ખખડી ઊઠે. ઘડીક શમે. પણ તે કદાચ અમને ખોટા પોરો કરવા. થોડીવારમાં

જ વધારે વેગથી અને નવી ચાલથી આવીને ઊભો જ હોય. પણ બારી-બારણુંય અડીખમ. વાયરાને એવો ચાટ પાડી દે તે વેરાયે જ છૂટકો.

અમે બધાં રસોડામાં બેઠાં હતાં. ડિસેમ્બર મહિનાના શનિવારના રાતના પોણાઆઠનો સુમાર. પોલી, હું અને રેડ ફ્રીલી બેઠા બેઠા શેકેલી ધાણીનો હાર બનાવતા હતા. હાર નાતાલના ઝાડનો શણગાર થવાનો. ઝાડ-હવે આવતે અઠવાડિયે ખરીદવાનું હતું. અમે બધા તો બહુ જ આતુર અને ઉત્સુક હતા. બાએ ધાણી શેકી પછી અડધા દાણાને કાચા લાલ રંગમાં રંગેલા. અમે પરોવીએ. એમાં હું ને રેડ ફ્રીલી ધીમા. પણ પોલી ભારે ઉસ્તાદ. આંખનું ત્રાટક કરેલું. અને જીભનું ટેરવું હોઠને ખૂણે બહાર રાખેલું તે ગુલાબની કળી જેવું લાગે. અમે પાછળ પડી જતા. દરેક ત્રીજો દાણો પેટમાં પધરાવવામાં વખત જતો.

બીડીકાકી, મિસિસ ફ્રાસીં અને બા બીજા ઓરડામાં હતાં. ત્યાં સિવણ-સત્ર ચાલતું હતું. પડદા યોજના મુજબ તૈયાર થતા હતા. વરસે એક વાર ભાડવાતને પણ સજાવટ કરી આપવી જોઈએ એટલે મોટાં એમાં વળગેલાં હતાં. શાર્લોટ અને કીટી પણ ત્યાં હાજર હતાં. પણ મકાઈનો હાર બનાવતાં કંટાળ્યાં તે કાંક બીજું જ કરતાં હતાં. મેટકાકા તો સભા હતી એટલે ન્યૂયોર્ક ગયા હતા.

બાપુ અમારી સાથે જ રસોડામાં હતા. એમને ખૂબ સખત શરદી થઈ હતી. તે છાતીએ બામ ચોળ્યો, રાઈનાં પલાસ્તર માર્યાં, પગને ગરમ પાણીથી ઝાર્યા, પાઈન ઝાડનો સીરપ પીધો, લીંબુ નાખીને ગરમ ચા પીધી, પણ કશાથી ફાયદો ન થયો તે હવે ગરમ તાડીનો પ્રયોગ કરતા હતા. સગડી પર પાણી ગરમ થતું હતું અને મોંમાં સિગારેટ રાખીને એ નિરીક્ષણ કરતા હતા.

રેડ ફ્રીલી ઊભો થયો. કહે : "હવે હું ઘેર જાઉં."

બાપુને ખબર નહીં કે આ ઘેર જવાનું કેમ કહે છે. એટલે એમણે તો એને રહેવાનો આગ્રહ કર્યો. રેડ કશું ન બોલ્યો. પણ એની તકલીફ હું જાણતો હતો. એને એકી જવાનું થાય ત્યારે ઘરની બાથરૂમમાં જ જવું પડે. હા, એક અપવાદ નિશાળનો કરેલો; પણ એ તો લગભગ કટોકટી જેવી દશા હોય ત્યારે. એનો આગ્રહ જોઈ બાપુએ જવા દીધો. પણ જતાં જતાં એણે ધાણીનો બૂકડો માર્યો. પોલીથી ન રહેવાયું: "અલ્યા એ! દાણોય રે'શે નહીં આમ તો!"

રેડે એના સામું જોયું. ગણીને પાંચ દાણા એની ફરિયાદને દાદ દેતો

હોય એમ પાછા મૂક્યા. હું એને દરવાજા લગી વળાવવા ગયો. એ બોલી શકે એમ ન હતું. ધાણી ભરી'તી ત્યાં તો.

થોડી વારમાં ડેનીસમામા અને મીનમામી આવ્યાં. ખરીદી પરથી સીધાં જ આવ્યાં. આમ શનિવારની સાંજ એ એમનો નિયમિત રીતે ખરીદીનો વખત. અને ખરીદીએથી ઘેર જતાં અમારે ત્યાં અચૂક આવે. થાક ખાય, ચા પીએ, પછી જાય.

મીનમામીએ તરત રસોડામાં પ્રવેશ કર્યો. પોલીને ને મને એક જ સાથે બાથમાં લીધાં, કોટી કરી, પૈસા આપ્યા. પછી પેલું સિવણસત્ર ચાલતું હતું ત્યાં ગયાં.

ડેનિસમામાએ વહોરતવાળું બધું આગલા ઓરડામાં મૂકી દીધું. અને પછી આનંદમાં, ગરમાવો લાવવા બન્ને હાથ ઘસતા રસોડામાં આવ્યા. અને આવ્યા એવી જ નજર પડી બાપુ ગરમ તાડી તૈયાર કરતા હતા તેના ઉપર. બાપુએ માત્ર જામ ધર્યો અને પછી તો બન્ને એક પછી એક ગટગટાવતા ગયા. ખીસામાંથી ડેનિસમામાએ ચૂંગીઓ, તમાકુ અને ચૂંગી પીવાનાં બીજાં સાધનો કાઢ્યાં. જિંદગીમાં એમને બે મોટા આનંદ. ચૂંગી પીવાનો અને બધું કામ બેઠા બેઠા કરવાનો. મામી તો કે'તાં'તાં, આ મોટરમેન તરીકે નોકરી લેવાનું ખરું કારણ પણ કામ કરતી વેળાએ બેસવા મળે એ હતું.

"માઇક," ડેનિસમામા બોલ્યા, "ભાઈ, તમે આ કોલસા બાળવાની સઘડી કાઢી નાખી તે ઠીક ન કર્યું. રસોડામાં તો એ સઘડો જોઈએ જ."

"મહેરબાની કરીને ધીમેથી બોલ. મેરી સાંભળશે તો બે વરસની મહેનત પર પાણી ફરશે. સઘડો કાઢીને આ ગૅસ-સઘડી મુકાવતાં અને એને મનાવતાં પૂરાં બે વરસ થયાં!"

બાપુએ બહુ જ કુશળતાપૂર્વક વ્યૂહ ગોઠવ્યો હતો. કોલસાના સઘડાનો ધુમાડો, કાળક, એના ડાઘ, ધૂણી, ગંધ, એની ચીમનીની દેખભાળ, એની સાફસૂફીનો સવાલ, આ બાલદી ભરી ભરીને નીચેથી કોલસા લાવો, રાખ કાઢો, બહાર નાખો વગેરે વિવિધ પ્રશ્ન વિષે પૂરું એક વર્ષ એમણે માને સમજાવ્યું હતું. બીજું વર્ષ વફાદારીના પ્રશ્નને આગળ ધરવામાં ગાળ્યું.

'જો હું ગૅસ કંપનીમાં કામ કરું છું. આપણી રોજી ત્યાંથી રળીએ છીએ. પછી આપણે ગૅસ-સઘડી રાખવી જોઈએ ને? વધુ લોક ગૅસ વાપરે એમ આપણી રોજી વિશેષ સલામત." પણ સહુથી વિશેષ અસર તો બીસ

ટકાનું વળતર મળવાનું હતું એની થઇ. હકીકતમાં માને પણ કોલસાની સઘડી ગમતી નહીં. પણ ટેવ એવી પડેલી કે કાઢવી મુશ્કેલ હતું. પણ પછી તો માને આ ગૅસ-સઘડી એટલી ગમી કે એણે જ, પોતે તો વરસો થયાં બાપુને ગૅસ લેવા કે'તી'તી, પણ સસ્તું પડે એમ જાણવા છતાં બાપુ જ આડા પડ્યા હતા અને આડા પડવાનું કારણ એ પોતે ગૅસ કંપનીમાં નોકરી કરતા હતા એ હતું, એમ કહેવા માંડ્યું. બાપુએ આ પહેલી વાર મોઢમમાં સાંભળ્યું-મા એટલું બધું ચોખ્ખું ચટ તો બોલતી ન હતી-ત્યારે એમનું મોં જોવા જેવું થયેલું.

એટલામાં કેનેથ નીચે આવ્યો. બગલમાં ચોપડું દાબેલું. હમણાં એને બેઇઝ બોલના રમનારા વિષેનાં પુસ્તકો વાંચવાની રઢ લાગેલી. એનું એવું જ હતું. વાંચવે ચઢે ત્યારે પાંચ સાત પુસ્તક સામટાં વાંચે. ન વાંચે ત્યારે મહિના લગી કાંઈ નહીં. અમને બધાંને કામે લાગેલાં જોઇને ડેનિસમામા બોલ્યા : "હં, સાન્તા ક્લોઝના સ્વાગતની તૈયારી ચાલે છે!"

મેં પોલી સામે જોયું. પોલીએ મારા સામુ જોયું : આમને ખબર નથી લાગતી. સાન્તા ક્લોઝનો ભંડો તો ફૂટી ગયો છે, મરી ગયો એ તો! દાટી પણ દીધો. હું તો એ જન્મ્યા છે એમ પણ માનતો ન હતો.

"અને તમારું કેમ છે, કેનેથભાઈ?" કેનેથ ઠારપેટીમાંથી ખાવાનું લઈ આવ્યો ત્યારે મામાએ એને પૂછ્યું. "તમારી સાન્તા ક્લોઝ માટે શી તૈયારી છે?"

કેનેથે સામું ઉગ્રતાપૂર્વક જોઈને જ વગર બોલે જવાબ આપ્યો. બાર ઉપર તેર વર્ષ થવાં આવ્યાં છે. હજુ પણ સાન્તા ક્લોઝની બનાવટ છોડતા નથી! એ મોંએ કાંઈ ન બોલ્યો. પણ પોતે જે કામ કરતો હતો-જુદી જુદી વાનગીઓનો સારો એવો જથ્થો રકાબીમાં ભેગો કરવાનો-તે કરે રાખ્યું.

બાપુએ આ જોયું અને એમનાથી ન રહેવાયું.

"હજુ બે કલાક પહેલાં તો ઠાંસ્યું છે. એટલામાં ભૂખ લાગી ગઈ?"

"ખરો ભાઈ, તું તો!" મોંમાંથી ચૂંગી કાઢીને ડેનિસમામા બોલ્યા. કેનેથ કશું ન બોલ્યો. કુટુમ્બમાં કેનેથ એટલે કોયડો એવી છાપ હતી. બોલે જ નહીં એટલે એના મનમાં શું ચાલે છે એની કોઇનેય શી ખબર પડે? મા-બાપુને એની સાથે કઈ રીતે વર્તવું એની કશી ખબર ન પડે. સામું ન બોલે. બોલે જ નહીં એટલે એ સવાલ ઊભો જ ન થાય. પણ

આ છોકરાના પેટમાં કાંઈ ને કાંઈ વાત છે એમ લાગે. એ ઓછા બોલો અને મનમાં ને મનમાં બધું સમાવે એ કારણે એનો વકકર પડે એવું મને પણ લાગેલું. જ્યારે કાંઇ વઢવા જેવું થાય ત્યારે એ ચુપચાપ સાંભળી રહે; પણ હમેશાં એવો દેખાવ થાય કે, 'મારો સમય શું કામ બગાડો છો ?' કે પછી 'બગાડવા માટે મારી પાસે સમય જ ક્યાં છે?' એનો આ ભાવ જોઈને કે'નારા પણ ટૂંકાવી દે.

મૂંગે મૂંગો જે જોઇતું હતું એ લઈને એ ખાવા બેઠો. ચોપડીઓ ખોળામાં તે વાંચ્યા કરે અને ચાવ્યા કરે. વાંચતાં વાંચતાં અથાણું જોઇએ તો કાઢે અને બટકું ભરી લે. "બકરો છે બકરો. આ ગુણ મારા કુટુમ્બના નથી." બાપુ બબડી ઊઠયા.

અમારું હાર પરોવવાનું કામ બરાબર ચાલતું હતું. હવે મેં જરા ધાણી ખાવાનું ઓછું કર્યું હતું. હવે દર ત્રીજાને બદલે પાંચમો દાણો મોંમાં મૂકતો. શાર્લોટ અને કેટી પણ હવે બીજું કામ છોડી આમાં લાગેલાં. પણ એ પોલી જેટલું કામ કરતાં ન હતાં. આખો ઘડી ખીલખીલ હસતાં હોય. હસતાં ન હોય ત્યારે ધાણી ફાકતાં હોય.

બારણે ઘંટી વાગી. ત્રણે છોકરીઓ બાપુ આવ્યા સમજી દોડી. પણ મેટકાકાને બદલે તો લાનીં દાખલ થયા. એમને એન્સાઇક્લોપીડિયા બ્રિટા-નિકાના એક પુસ્તકની જરૂર પડી હતી.

બાપુ પાસે એન્સાઈક્લોપીડિયાનો આખો સેટ. હા, આવૃત્તિ જૂની પણ બાપુએ એક એક પુસ્તક કરીને ભેગો કરેલો. એ કામ એમણે મારા જન્મ પહેલાં પતાવેલું. શિયાળાની રાતે અમે બધા ઊંઘી ગયા હોઈએ ત્યારે આ જ એમનું પ્રિય વાચન. બધાં પુસ્તક મેળવતાં બાપુને સાત મહિના લાગેલા. રદ્દી પસ્તીવાળા પાસેથી મેળવેલાં.

એ વખતે એ ગેસ કંપનીમાં મીટર રીડિંગ કરતા. એકવાર એક ઠેકાણે નોંધણી કરવા ગયા ત્યારે ભોંયતળિયે કચરાપેટી પાસે એક પૂંઠા વિનાનું મોટું પુસ્તક જેયું. ખોલીને જેયું તો એન્સાઇક્લોપીડિયા. આખો સેટ વસાવવાની ઘણા વખતથી ઇચ્છા. એટલે આ એક પુસ્તક તો એમણે ઘર ભેગું કર્યું. આમે આ લોક ફેંકી જ દેવાના હતા ને! તો પછી કચરાપેટીનો કચરો એકઠો કરનાર પોતાના જ્ઞાનમાં ઉમેરો કરે તો પોતે શું ખોટા હતા?

પણ એક પુસ્તક મળ્યું એટલે ભૂખ વિશેષ જાગી. એ પછીને અઠવાડિયે એ ત્રણ વાર એ જ ઘેર ગયા. દેખાવ તો મીટરની નોંધણી કરવાનો પણ એમ બીજાં બે પુસ્તક લઈ આવ્યા. ઘર-માલકણ એક એક કરીને તે પૂંઠું ફાડી નાખીને પુસ્તક કચરાપેટીમાં નાખતી.

આ પછીના મહિનામાં આ બાઈના મીટરની એટલી બધી વાર નોંધણી થઈ કે બાઈએ ગૅસ કંપનીને ફરિયાદ કરી. બાપુનું જવાનું થોડા વખત માટે બંધ થયું. પણ બપોરની રજામાં એ આંટો મારી આવે. કચરાપેટી પર પડેલાં પુસ્તક લઈ આવે. એમ બીજાં બે પુસ્તક પ્રાપ્ત થયાં.

પણ આથી તો વધુ તરસ લાગી. હવે તો પૂરેપૂરાં પુસ્તક મેળવવાં જોઈએ. પૂંઠું ન હોય તો ભલે નહીં. બે દિવસ રાહ જોઈને પાછા મીટર નોંધણી કરવા ગયા અને ભોંયરામાં ગૅસની પાઇપ એવી કરી મૂકી કે ઓછો જ ગૅસ મળે. બાઈ બિચારી થોડા દિવસ થાય ને ફરિયાદ કરે. એટલે ફરિયાદના નિવારણ માટે બાપુને જવાનું થાય. દફ્તરમાં બાપુએ ફરિયાદ આવે એટલે પોતાને જ મોકલે એવી ગોઠવણ કરી લીધેલી. આમ ને આમ લગભગ બધાં પુસ્તક મેળવ્યાં. પાઇપ બરાબર કરી દીધી. બસ એક પુસ્તક ખૂટે. પેલી બાઈએ પુસ્તક કાઢ્યું લાગ્યું નહીં. બાપુને આવી કંજૂસ બાઈ પર પણ માઠું લાગ્યું. પણ એની પાસે એ પુસ્તક ન હોય તો? આનો તાળો કેમ મેળવવો? અને પાછો મુશ્કેલીમાં ઉમેરો કે હવે મીટર નોંધણીની નોકરી ન રહી. એમને મૂકેલા તાત્કાલિક સમારકામમાં અને તેમાં પણ રાતની પાળીમાં. ત્યાં એક દિવસ સવારે સાત વાગે આ જ બાઈનો ટેલીફોન આવ્યો—તાત્કાલિક સમારકામ માટે. પણ ટેલીફોનમાં જ બાઈએ કહેલું: 'પેલા લપ્પીને ન મોકલતા!' બાપુ સાંભળી રહ્યા. પહોંચ્યા સાથે એક સાથીદારને લઈને. સાથીદાર સાધેલો. બાઈ તો બાપુને જોઈને જ છળી પડી. "પાછા તમે?" પણ બાપુએ અષ્ટંપષ્ટં સમજાવ્યું. ગૅસના બિગાડ સાથે એમણે પેલા એક પુસ્તકની શોધ ચલાવી. જ્યાં જ્યાં થઈને ગૅસની નળી જાય ત્યાં ત્યાં ઠોકઠોક કરી આવે. બાઈ બિચારી ફરિયાદ કરતી રહી, પણ બાપુએ પુસ્તક શોધી કાઢ્યું. એક ઠેકાણે બારી ઊંચી તે પગથિયું બનાવેલું પુસ્તકનું. સાથીદારને સમજાવી દીધું કે તું તારે ઠોકાઠોક કર્યા કર; હું મોઢું પાનું લઈને આવું છું. રદ્દી પસ્તીવાળાને ત્યાં જઈને એવું જ પુસ્તક લીધું. એ મૂકી દઈને પેલું ઉપાડ્યું, એમ એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકાની એક આવૃત્તિનાં બધાં પુસ્તક એમણે ભેગાં કર્યાં. પૂંઠાં લગાડ્યાં. અને દરેક પુસ્તક પર ક્રમાંક લખ્યો.

"ચોક્કસ લઈ જાવ. બધાં પુસ્તક જોઈએ કે એક?" બાપુએ લાર્નીને પૂછ્યું.

"આ જેમાં ફ્રેંચ લઢાઈ અને ઈંડિયન યુદ્ધ વિષે ચાલતું હોય એ પુસ્તક જોઈએ." તાપ લાગ્યો તે લાર્નીએ કોટ કાઢી નાખ્યો. બાપુ પુસ્તક લેવા ગયા એટલે લાર્ની પહોંચ્યા રસોડામાં. બધાંને અભિવાદન કર્યું. મને જોઈને, પાસે આવી, કાન આમળી બધો અહેવાલ પૂછવા માંડયો. શાળામાં તોફાન કરું છું? ઘેર બધાંને પજવું છું? જ્યારે મળે ત્યારે લાર્ની આમ પૂછે. મારા જન્મ વખતે પોતે હાજર હતા એટલી વાત પરથી એમના મન પર એક છાપ પડેલી કે મારા પર એમનો પૂરો અધિકાર છે. આનો જવાબ કેવી રીતે વાળવો એ મને સમજાય નહીં. ઘરમાં વડીલોની અને રજે-રજનો હિસાબ લે એવા વડીલોની ખોટ ન હતી. તો એમાં આ વળી એક "પાર્ટ-ટાઈમ"નો ઉમેરો શા માટે કરવો? એટલે મળે અને પૂછે ત્યારે આછું મલકી લેવું, બે ચાર અક્ષર બબડી લેવા અને પહેલી તકે ભાગી જવું એવો ક્રમ રાખેલો.

પણ અત્યારે એ રસ્તે છુટકારો થાય એવું રહ્યું ન હતું. કામમાં બેઠો હતો તે છોડીને ભાગવું ન હતું. પણ એમને સદ્બુદ્ધિ સૂઝી તે રસ્તો કાઢ્યો. "એમ ત્યારે ધાણીનો હાર બનાવો છો, એનો?" કહી એમણેય ધાણીનો ભૂકડો માર્યો. પોલી ખિજાઈ. આ કોણ સજ્જન છે એની એને ખબર નહીં પણ મેં કોણી મારી ખાનગીમાં કહ્યું: "પોલીસ." એ સામું બોલી: "રાખ રાખ હવે. વાદળી કોટ ક્યાં છે?" મેં કહ્યું: "ઘેર છે. પણ પોલીસ છે."

બાર્નીને પણ એના ધંધાનો કંટાળો હશે તે ફરજ પર ન હોય ત્યારે સાદાં કપડાં જ પહેરે. પોતે પોલીસ છે એ ભૂલવાની બધી કોશિશ કરે.

આમ ને આમ કેનેથ પાસે પહોંચ્યા. "શું વાંચો છો, દીકરા?"

"ચોપડી."

લાર્ની જરા મલક્યા. "એટમજી, હવે જો કોઈ ટ્રોલી પાછળ લટકતા પકડાયા અને પોલીસને ઠેંગો બતાવ્યો તો યાદ રાખજો!" સાંભળીને કેનેથે ઊંચું જોયું. એની આંખમાં પેલી ધાર દેખાઈ. ત્યાં તો ડેનીસમામા વચ્ચે કૂદી પડ્યા: "લટકે છે? ટ્રોલી પર? કોણ લટકે છે? તું તો નહીં ને, કેનેથ?" અને પછી તો ગેરશિસ્ત અને બિનજવાબદારી અને પોતે છોકરાંને કેમ

વાર્યાં વગેરેની વાત ગામાગે માંડી. "આ ગોટે છે ને હાથ છૂટી ગયા તો શું થાય? કચરાય. અને આખો દિવસ લાઈન બંધ!"

"તમે ટ્રૉલી પર..." લાનીંએ વિનય સહિત પૂછ્યું.

"સાડાસત્તર વરસથી ક્રૉસ ટાઉન લાઈન પર. આટલાં વરસમાં રેકૉર્ડ પર એક એરો નહીં! હા, એક વાર વરસો પહેલાં કોઈ ગાડી ભીચકાવેલી. મારો વાંક ન'તો. પણ ધોળાં પર કાળું ચીતરાયું."

બાપુ પુસ્તક લઈ ને આવ્યા: "લ્યો લાનીં."

લાનીંએ આભાર માની પાનાં ઉથલાવવા માંડયાં.

"બેસીને જુવોને! ખુરશી તો છે." અને આસપાસ જોયું. "અરે કેનેથ, તું હજુ ખાય છે? ગયા બુધવારથી શરૂ કર્યું છે તે આજે શનિવાર થયો. જરા ખસ. લાનીં માટે જગા કર. બેસો લાનીં."

લાનીં બેઠા. બેસીને પાનાં ફેરવવા માંડયા.

"કાંઈ લેશો?"

અને બાપુના આશ્ચર્યની અવધિ ન રહી. લાનીં—પોલીસે—પીવાની ના પાડી! "કમનસીબી છે. પરીક્ષા આવવાની છે તે ભેજું સારું જોઈએ. ઘણું વાંચવાનું છે!" અને પછી ફરિયાદ કરતા હોય એમ બોલ્યા: "આ કેટ-કેટલું અહીં છાપ્યું છે! બધી દેમાર. શબ્દો જ શબ્દો! આ બધાનો કયાં પાર આવવાનો? કયાં હશે?"

"શું?"

"આ ફ્રેંચ યુદ્ધ. ઇંડિયન યુદ્ધ. આમાં હશે તો ખરું'ને? અહીં દુનિયા-ભરની લડાઈઓની વાત લખી છે. અહીં આપવી જ જોઈએ."

"આ રહી," કેનેથે એક મિનિટમાં પાનાં ફેરવી વિષય શોધી આપ્યો.

"સરસ," ચશ્માં કાઢી ચઢાવતાં લાનીં બોલ્યા, "પણ આ કયારે લઢાઈ? ખાનાજંગી પહેલાં કે પછી?"

લાનીંએ પૂછ્યું. કેનેથ તો ટ્રૉલી પર લટકવાની વાત કરી હતી એનો જવાબ આપવા તલપાપડ તે પટ પટ સાલ અને લઢનારાનાં નામ અને બધું બોલ્યો.

"જરા ધીરે બોલ, ભાઈ. મને લખી લેવા દે." યત્ન કર્યો પણ પછી તો હાર કબૂલીને કેનેથને જ કે': 'દીકરા, આટલું નોંધી આપ મને."

"પણ આમાં છે ને બધું છાપેલું?"

"એના ઝીણા અક્ષર તો જો. કીડીના પગ જેવા. ક્યારે વંચાય?"

"ઘેર લઈ જાવ."

"એ તો લઈ જ જઈશ."

"પણ આ જ સવાલ પુછાશે એ શા પરથી કહો છો?" બાપુએ પૂછ્યું.

"પૂછવાના. જરૂર પૂછવાના." પણ પછી વિશ્વાસ ડગી ગયો તે કે': "ધારું છું પૂછશે."

"કેમ કે'વાય?" બાપુએ કહ્યું.

"અમારા સાલેભાઈ વરિષ્ઠ અદાલતના જજ મેક ગેનીસ્ટરના હાથ નીચે કામ કરે છે. શું કરે છે એ જાણો છો? અમારા સાલેભાઈ દસ વાગે જાય ને અઢી વાગે ઘરભેગા. જજ સાહેબને ઝભ્ભો પહેરાવે અને ઝભ્ભો ઉતારે. ખડિયામાં સહી પૂરે. કાગળની કાપલીઓ કાતરે. બસ કામ પૂરું. વરસમાં છ અઠવાડિયાંની રજા. એવી નોકરી કરવી છે આપણે."

"દુઆ કરીએ કે તમે પરીક્ષામાં પાસ થાવ. પણ આપણે થોડી ખુશખબ્તી પીએ."

"એની કોણ ના પાડે? ખુશખબ્તીનાં અપશુકન ન હોય?"

બાપુએ બાટલો કાઢયો. અસલમાં એ મેટકાફની દેણગી.

બધાએ પીધો. પીવા છતાં લાર્નીને આ પરીક્ષાનો ભાર ભારે લાગતો. ધીરે ધીરે ઘૂંટ લે, પાછા પુસ્તકમાં જુએ.

ત્યાં બૈરાં આવ્યાં. એમનું સિવણસત્ર પૂરું થયેલું અને પડદા લટકાવી દીધેલા. બાપુ જમવાના ઓરડામાંથી ખુરશીઓ લઈ આવ્યા. "બેસો, બેસો!"

"પણ આપણે બધાં ઓરડામાં જઈએ તો? આમ બાયડાઈને બેસવા કરતાં?" માએ કહ્યું.

પણ કોઈ હાલ્યું નહીં. કોઈને અહીંથી ઊઠવું ન હતું. બધાં આરામથી બેઠાં હતાં. પોલી, કીટી, શાર્લોટ અને હું હજુ માળા પરોવતાં હતાં. કેનેથ ખાતો હતો અને વાંચતો હતો. લાર્ની ભવાં ચડાવી ઉકેલતા હતા. ડેનિસમામા ચૂંગી ચૂસતા હતા. અને ધુમાડાના ગોટેગોટા કાઢે. સાથે પ્યાલીમાંથી ઘૂંટડો લ્યે. મીનમામી અને બ્રીડીકાકી અને મા અને મિસિસ ફાર્સી બધાં સામે ખુરશી પર ગોઠવાયેલાં. મિસિસ ફાર્સી જરાક થાય અને પેલા દારૂના બાટલા

સામે બહુ આતુરતાપૂર્વક જુવે. બાપુ એને પીવાનું કે' નહીં. ઘરમાં બીજાં છોરાંને પીવાનો હેત્રા નહીં જેવો. અને છોરાં પીએ એ બાપુને ન ગમે. ભાયડાને પીતા જોઈ રહે. ખૂબ પીઓ છો એમ ટીકા કરવાની છૂટ પણ ત્યાં વાત પૂરી.

"કોફી મૂકીએ-" માએ કહ્યું.

"બરાબર." બાપુ બોલ્યા.

"જે ચા પીતા હોય એમને માટે ચા. લાર્નિ, તમે કોફી લેશોને?"

એ બિચારા હજુ પેલા ફીફીના પગના ઢગલા ઉકેલતા હતા: "શું પૂછ્યું?"

"કોફી પીવા રોકાશોને?"

"હા. જરૂર: આભાર." પાછું મોં પુસ્તકમાં.

અને અમને નાનાં છોકરાંને બીજા ઓરડામાં ધકેલવાની દરખાસ્ત અમે સફળ રીતે ઉડાડી મૂકી. અમે ભાણા પીરસવાનું કામ ઝટ ઝટ કરવા માંડ્યું. ખુરશીઓ મુકાઈ અને ખાદ્યસામગ્રી આવવા માંડી. ચાની કીટલી સઘડી પર સસડી. કોફી પણ તૈયાર.

અમે જમવાનું શરૂ કરીએ ત્યાં તો પાછલે બારણે ટકોરા પડ્યા. રાબેતા મુજબ પાછળી વાડના ઢીલા પાટિયામાંથી માર્ગ કરીને મિ. ડફી આવ્યા હતા: "માફ કરજો, મને ખબર નહીં કે આપ બધાં જમવા બેઠાં હશો?"

"પણ આ ઘરમાં અમે તો ચોવીસે કલાક જમતાં જ હોઈએ છીએ, ડફી: આવો, લેશો કાંઈ?" બાપુએ કહ્યું.

"નહીં. હમણાં જ ખાધું."

"આ બધાંને તો તમે ઓળખો છો, ખરું ને? અને તમારામાંથી જે એમને ન ઓળખતાં હોય એમને જણાવું, આ મિ. ડફી. અમારા સાખ પાડોશી."

મિ. ડફીએ બધાંનું અભિવાદન કર્યું. મારા સામું જોઈને આંખ મીચકારી.

"થોડું શેમ્પુ લેવા આવ્યો હતો. હતી બાટલી ઘરમાં પણ છોકરાએ જોડામાં રેડી દીધી."

"કેમ?" મીનમામીએ આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યું.

"છોકરાં! એમાં કેમ ને શું ની વાત જ થઈ શકે ખરી?" ડફીએ હાથ પહોળા કરીને કહ્યું.

"માઇક, જરા કોફીનું ધ્યાન રાખજો. ઊભરાય નહીં. લાવી આપુ શેમ્પુ. ક્યાં પડયું હશે?" મા ઊભી થતાં બોલી.

મિ. ડફીએ બગાસું ખાધું અને તાલ પડતા તાલકા પર હાથ ધસ્યો તે એક વાળ હાથ લાગ્યો. 'અલવિદા!' વાળ સામું જોઈ રહી પછી એને ફૂંક મારતાં ડફી બોલ્યા.

"કાંઈ પીશો?" બાપુએ પૂછ્યું.

"પીશ? હું તો માનતો હતો કે આવો સવાલ જિંદગીમાં પુછાશે જ નહીં!"

"આજ કાંક વહેલા ઘેર આવ્યા?" બાપુએ જામ આપતાં પૂછ્યું.

"હા. આપણી ગાડી આજે પગથી પર ચઢી ગઈ."

"અમે જમીએ તો તમને વાંધો નથી ને?"

"ના રે ના. માની લ્યોને કે હું અહીં છું જ નહીં."

"પણ ગાડીનું શું થયું?"

"બત્તીના-થાંભલે અથડાઈ."

"અરે મસાલો ક્યાં છે?" ડેનિસમામાએ પૂછ્યું.

"બત્તીનો થાંભલો!"

"ત્યાં ટીપ્પી પાસે પડ્યો છે." મીનમામી.

"એવું કઇ રીતે બન્યું?" બાપુએ પૂછ્યું.

"મમ્મી, આ કીટ્ટી જોને? હું માખણ ચોપડું છું કે રોટી લઈ લે છે!" પોલીએ ફરિયાદ કરી.

"મારો કસૂર ન હતો. એક ભાઈ આવીને અથડાયા."

"એમ? મીન, મને ટામેટાં આપીશ?" બાપુ બોલ્યા. એ જ વખતે કીટીને બીડીકાકીએ એક તમાચો માર્યો. "આભાર માનું?" બાપુ. પછી ડફીને "તે તમારી ગાડીને અથડાયા?"

"પણ એમાં એનો પણ વાંક ન'તો. મારે અણધારી રીતે ગાડી

રોકવી પડી. પણ એમાં મારો પણ વાંક ન'તો. પાછળ એક મુસાફર હતો. એણે બધું શરૂ કર્યું."

"લ્યો, આ તરકારી લ્યો. બહુ જ સરસ છે." મિસિસ ફ્રાસીં બીડી-કાઢીને આગ્રહ કરતાં હતાં.

"મુસાફર?" જજમાન તરીકેની ફરજ કપરા સંજોગોમાં બજાવતાં બાપુએ પૂછ્યું.

"આ કીટલી ઊકળી." શાર્લોટ બોલી.

મીનમામીએ ઊભા થઈને કીટલી લઈ લીધી: "ચા કોને જોઈએ?"

"પણ મુસાફર શી રીતે અકસ્માત કરે?" કોણ ચા પીવાનું છે એની ગણતરી કરીને બાપુએ પૂછ્યું. "એ ચલાવવા બેઠો?"

"એણે મને બેંજો વાજું માર્યું."

બધાંનો કોળિયો હાથમાં રહી ગયો. બધાં ડફી તરફ જોવા લાગ્યાં.

"બેંજો?"

"હા, બેંજો. પેલું વગાડે છે ને એ."

"ડફી, અમને પૂરી વાત કહો."

"કોફી ઊકળી," હું બોલી.

મીનમામીએ બર્નરની કળ ફેરવી. 'કોફી કોને જોઈએ છે?"

"માઈક, હું આ તરકારી લઉં?" બાર્નીએ પૂછ્યું. સામે આટલો સારો ખોરાક પડ્યો હોય અને ન ખાવાનો નિર્ણય ચાલુ રાખવો એ કપરું કામ હતું.

"જરૂર. જરૂર લ્યો."

"મુસાફર ખલાસી હતો. પીઠામાંથી નીકળ્યો. હાથમાં બેંજો. ગાડીમાં બેસી ગયો. મને કહે હોટલ ગ્રાનડા!"

"આ શેમ્પુ, મિ. ડફી," માએ બાટલી ધરી. એક હાથેથી બીજા હાથે થતી બાટલી મિ. ડફી પાસે પહોંચી.

"એટલે અમે ચાલ્યા."

"પણ અહીં ચમચી કેમ દેખાતી નથી?" બાપુએ પૂછ્યું.

"આ શું પડી? આટલી હાથવગી છે ને?" માએ સામું કહ્યું.

"કેટલી ગંદી?"

"હં. કોઈ અથાણામાં બોળી છે!" ચમચી લઈ ધોઈ આપતાં મા બોલી.

"આ ખલાસી—"

"હા, હા, કહો તમારી વાત ડફી. હું સાંભળું છું." સુરબ્બો લેતાં બાપુ બોલ્યા.

"આ ખલાસી ગાડીમાં લેટી ગયો. પછી જાગ્યો હશે. મને પાછળની બેઠકમાં સળવળાટ સંભળાયો."

"પણ તમે કાંઈક લ્યોને, મિ. ડફી!" માએ આગ્રહ કર્યો.

"આભાર, મિસિસ લોફ્લીન. હું શેમ્પુ લેવા આવ્યો હતો."

"અરે દૂધ ક્યાં છે? તમારી વાત ચલાવો મિ. ડફી. અને જમતી વખતે વાંચીએ નહીં. ગમે તે એક કામ કરીએ." બાપુ.

પોતાના હાથે જામ બીજીવાર ભરતાં મિ. ડફી બોલ્યા: "અચાનક મારા કાને અને ગરદને કશું અથડાયું."

'શું? ગુલાબ?" બાપુએ પૂછ્યું.

"ના. નોટો. પૈસા."

"પૈસા!"

"બધી ડૂચા વાળેલી નોટો." ન જાણે કેમ પણ પૈસાની વાત આવી ત્યારથી જમનારા એક એકનું ધ્યાન હવે ડફીની વાત પર જ કેન્દ્રિત હતું, કોઈ બીજી વાત વચ્ચે વચ્ચે કરતું નહીં. અને બીજાના ધ્યાનમાં આવે એ કરતાં ડફીના ધ્યાનમાં આ વાત વિશેષે આવી ગઈ. એટલે એ વાતને ખીલવીને કહેવા લાગ્યો: "મેં અરીસામાંથી પાછળ શું થાય છે તે જોવા કોશિશ કરી, પેલાના ખોળામાં નોટોનો ઢગલો. એક એક ડૉલરની નોટ, ખોળી કાઢે, ડૂચો વાળે, અને ફેંકે. એ નોટ મને વાગતી હતી. પછી વાજુ ચઢ્યું તે નોટો મૂકી બાજુએ અને બેંજો વગાડવા માંડ્યો. પછી ખબર પડી. આ તો ગાવાની પૂર્વતૈયારી હતી. એણે ગાવા માંડ્યું. બાપ રે! ભયંકર. આટલું કર્કશ મેં આજ લગી કશું સાંભળ્યું નથી. અરે ગાય જેવી ગાય પણ આ સાંભળીને રોવા માંડે. પછી મારા તરફ ઝૂક્યો. પૂછે: "ગીત કેવું લાગ્યું?" મેં કહ્યું: "સરસ." તો મને કે', "તમે તાલી કેમ ન પાડી?" મેં કહ્યું: "તાલી પાડવા જઉં તો મોટરનું શું થાય?

કોણ ચલાવે ? બૈરી–છોકરાં છે મારે સાહેબ. એટલે હું આ મોંએ વખાણ કરું છું એટલાથી ચલાવી લ્યો." અને ત્યાં ધડાક. બેંજો-મારીને એ પાછલી બેઠકમાંથી આગળની બેઠકમાં આવવા કૂદતો હતો !"

"પછી શું થયું ?"

"મેં બ્રેક મારી. એ ભાઈ ઊછળીને પછડાયા ભોંય પર. મેં બેંજો ઉપાડીને દીધી એના માથામાં તે ગળામાં ભરાઈ ગઈ. પણ ત્યાં તો પાછળ આવતી ગાડી મારી ગાડીને ભીચકાઈ. અને આપણી ગાડી બત્તીના થાંભલાને ભટકાઈ."

"તમે એને પકડાવ્યો કે નહીં ? હું હોત તો ચોક્કસ ફરિયાદ કરત. પીધેલો ખલાસી એટલે દુનિયાભરનો ખરાબમાં ખરાબ માણસ. એનાથી ખરાબીમાં ચઢિયાતી એક જ ચીજ: પીધેલું બૈરું."

"ના. એ ઊતરી ગયો. બેંજો ગળામાં ભરાયેલું. રસ્તે જનારને કે': જરા તાર મેળવી દ્યો ને ! મારે શું ? આપણે ગાડીની ફિકરમાં પડ્યા. ખટારો આવીને ગાડી ઉપાડે ત્યાં લગી રાહ જોવાની. પણ અંદર જોયું તો અડતાલીસ ડૉલર પડેલા. કેટલાયગણું ભાડું મળ્યું કે'વાય."

"પણ ગાડીને નુકસાન થયું ને ?"

"ઝાઝું નથી. કાલે સમી થઈ જશે. પણ છેલ્લાં થોડાં વર્ષોમાં પહેલો અકસ્માત. પાંચ છ વરસ પર હું બ્લ્યુ એન્ડ ગોલ્ડ કંપનીની ટ્રોલી હાંકતો. મારી પોતાની ગાડી નહીં. એ વખતે મુકાદમે સાવ ઢોચરુ ગાડી આપી. બ્રેક તો ચાલે જ નહીં. ત્યાં વૉશિંગ્ટન સ્ટ્રીટમાં આવ્યો અને એક ખટારા સાથે અથડાયો—"

ડેનિસમામાએ ટેબલ પર મુક્કો પછાડ્યો. રકાબીઓ બધી ઊથલ-પાથલ થઈ ગઈ.

"ડીની ! શું થયું ?" મીનમામીએ અકળાઈને પૂછ્યું.

ડેનિસમામાનું મોં તો લાલલાલ થઈ ગયું. "એપ્રિલ ત્રીજી, ૧૯૨૨. જોન્સન અને વૉશિંગ્ટન સ્ટ્રીટનું નાકું. સમય સવારના અગિયાર !" ડફી સામું ડોળા ફાડીને જોતાં ડેનિસમામા બોલતા હતા. "કશી ખબર આપ્યા વિના, ભૂંગળું વગાડ્યા વિના બરાબર સામે ભટકાઈ. મારી ગાડીમાં બૈરાં-છોકરાં સમેત મુસાફરો. કોઈનું હાડકું ભાંગ્યું નહીં. એમાં તમારો આભાર માનવાનો નથી !"

મિ. ડફી ગંભીર નજરે ડેનિસમામા સામું જોઈ રહ્યા. "વાત ખરી છે. તમે ત્યાં હતા?"

"ત્યાં હતો? હતો. સાડીસતરવાર હતો. તમે જે ગાડીમાં તમારું ગાલ્લું ભટકાવ્યું એ ગાડી હાંકતો હતો. મને લાગતું જ હતું કે આ ડાચું ક્યાંક જોયું છે!"

"જો થઈ છે? કેવો જોગાનુજોગ!" મિ. ડફી બોલ્યા.

ડેનિસમામા ક્રોધથી ધ્રૂજતા હતા. ચૂંગીનો છેડો ડફી સામે ધરીને બોલ્યા: "સાડાસત્તર વરસ થયાં ગાડી હાંકું છું. તમારા જેવા મળ્યા ન હોત તો મારો ચોપડો સાવ ચોખ્ખો હોત. તમે અને તમારી કમબખ્ત ગાડી!"

"ડેની! જરા બોલતાં સંભાળો! છોકરાં બેઠાં છે!" મીનમામી બોલ્યાં.

"મીન, ચાલ કપડાં લઈ લે. ઘેર જઈએ."

"તમારે જવું હોય તો જાવ. હું તો અહીં બેસવાની છું."

ઊભા થયા હતા તેવા જ ડેનિસમામા બડબડતા બેસી ગયા. ડફી સામું હવે એ વાંકી નજરે પણ જોતા ન હતા. ઊલટું જોવાનું ટાળતા હતા. "કાયદો હોવો જોઈએ. કાયદો. આવાને બરાબર નસિયત આપવી જોઈએ."

ડેનિસમામા ટાઢા પડતા ન હતા. ઊલટું વધુ અને વધુ ગરમ થતા હતા. પણ સારા નસીબે આ જ વખતે મેટકાકા દાખલ થયા. સીધા મજૂર મંડળની સભામાંથી આવતા હતા. આમે કદાવર માણસ અને જોસભેર દાખલ થાય તે જાણે ગાજૂસ આવતો લાગે. સહુથી પહેલી પોલીને કોટી, બીજી એને ટપલી અને પછી સવાલ: "મારે બેસવાનું નથી? મારે જમવાનું નથી?"

પણ એક પણ માણસને માટે બેસવાનું બની શકે એમ ન હતું. આ માટે બધી ગોઠવણ નવેસરથી કરવી પડે એમ હતું. ખુરશી લાવ્યા પણ એ માણસની જગા મેટમામાએ રોકી. પોલીને પોતાના ખોળામાં લઈને એમણે ઉકેલ શોધ્યો. એટલે બાપુએ મને એમના ખોળામાં બેસાડ્યો.

આ ઘડીએ મિ. ડફીએ વિદાય લીધી. "લોકપ્રિયતા ઘટે એ પહેલાં જ જતા રહીએ."

"ગમે ત્યારે આવજો, હોં!" બાપુએ કહ્યું.

મિ. ડફી બધાને સલામ કરતા નીકળ્યા. ડેનિસમામાને કે' : "ફરીથી ભટકાઈશું કોક વાર!" હસતા હસતા ગયા.

ડેનિસમામા ડફીની વાત ભૂલી શકતા ન હતા. બધા મેટકાકાને એમની સભાની વાત કરવાનું કહેતા હતા. પણ ત્યાં જ ડેનિસમામા ફરીથી ઊભા થઈ ગયા.

"શું થયું પાછું?" મીનમામીએ પૂછ્યું.

"તેર! તેર!"

વાત સાચી. ટેબલ પર કુલ તેર જણ હતાં.

"તો આપણે ડફીને બોલાવીએ. ચૌદ થશે. પછી શાપ લાગશે નહીં!"

"હવે અક્કલનું પ્રદર્શન ન કરો. આવા વહેમમાં કોણ માને છે?" મીનમામીએ દમ માર્યો.

અને ડેનિસમામાએ પોતાની જાણના તેર બેઠા હોય અને કશું બન્યું હોય એવા કિસ્સા વર્ણવવા માંડ્યા. બીજાઓએ બહુ સમજાવ્યા પણ એ ટસના મસ ન થયા. ખૂણામાં જઈને ચૂંગી ફૂંકતા બેઠા.

પણ પછી લાર્ની પુસ્તક લઈને ગયા. એટલે ડેનિસમામા પાછા સાથે બેઠા.

પછી હું બાપુના ખોળામાં જ ઊંઘી ગયો તે શું થયું એની મને ખબર નથી.

## ૨૦

# સંતદર્શન

એ જ ડિસેમ્બર મહિનાની એક બપોરે ચાર વાગે ગરમ ડગલાનાં બધાં બોરિયાં ભરાવી, શિયાળા માટે જ લીધેલી મારી વાદળી નવી ટોપી પહેરીને હું સેંટ સ્ટીફન શાળાના પ્રાંગણમાં ગયો. અહીં મને જીવતા સંતનાં દર્શન થવાનાં હતાં. આ સંત તે મોનસિનોર લોટા, અમારા દેવળના પેસ્ટર. બધા જ કે'તા હતા કે એ સંત છે. બધાં જ એમનાં ભારોભાર વખાણ કરતાં હતાં. પણ મારે નજરે જોઈને ખાતરી કરવી હતી. ઉપરાંત આ સંતપણું એટલે શું એ પણ સમજવું હતું. બીજું કાંઈ નહીં તો બીજે ઠેકાણે એવું જ જોવા મળે તો સંત તો કહી શકાયને.

ઘણા બધા દેવળોના પેસ્ટરો આમ ભલા અને ઓલિયા હોય છે પણ એમને એટલું બધું બીજું કામ હોય છે કે આ સંતપણું જાળવવું ઘણું અઘરું પડે છે. એમણે આખું જીવન પ્રભુસેવાને સમર્પ્યું હોય છે પણ એમને સાહસિક વેપારી થવું પડે છે, નફાખોર થવું પડે છે, કાર્યકર્તા થવું પડે છે, શહેરના વિસ્તાર, એનું દેવળ, એની શાળા, એનો મઠ, એની પૂજા, એની વિધિ. અને હજારો ભક્તોના યોગક્ષેમની ફિકર-ચિંતા કરનાર બનવું પડે છે. અને એમ કરતા જતાં એમને વેપારની આંટીઘૂંટી, લે-વેચનું તંત્ર, ચાલુ ખરચને પહોંચી વળવાની તરકીબો, ગીરો મૂકવા અને છોડાવવા એવા કામમાં એટલા ગળાબૂડ રહે છે કે જાણે ઈશ્વરને બાજુએ મૂકીને ધન દેવતા(મેમન)ની આરાધના કરતા લાગે છે. વેશ અને બાહ્યાચાર એના એ રહે છે છતાં ન કળાય એવો આંતરિક પલટો થઈ જાય છે.

મોનસિનોર સોટા સાવ જુદી જાતના માણસ આમ તો વેપાર કરતાં જ ન આવડે. ખોયા જ કરે. દેવળની મિલકતનો વહીવટ કેમ કરવો એની પણ આવડત ઓછી. વારે ઘડીએ વિષમ આર્થિક સ્થાને ટાળવા ઉપરથી કોક ભાઈને આવવું પડે. ઉપરવાળાઓને આ મોનસિનોરે જરૂર ભારે ચિંતા કરાવી હશે. આમે સિદ્ધાન્તની નજરે જોઈએ તો ધર્મનું કામ એક એકને સંત બનાવવાનું છે. પણ મોટા વિસ્તારના સાંપ્રદાયિક વડા તરીકે જેને જીવતા રહીને હસતાં હસતાં કામ કરવાનું હોય એનું કામ ઘણું અઘરું હોય છે.

મોનસિનોર સોટાની એક ધૂન-એક શોખ-તે ગરીબો. એ પોતે ગરીબી-માંથી ઊંચે આવેલા. રેડ હૂકના ગંદા વિસ્તારમાં ઈટાલીથી આવેલા નિર્વાસિતોની બીજી પેઢીએ એમણે કંગાલિયત વેઠેલી. બચપણમાં છાપાં વેચેલાં, જોડા લૂછેલા, બકરાં ચરાવેલાં, ટાંપા-ટૈયાં કરેલાં, હમાલી કરેલી, વિધવા માતા અને પાંચ ભાંડુના નિભાવ માટે ઘણું બધું કરેલું. રોટી અને પાણી પર જીવવાના દિવસ જોયેલા. જોડામાં પૂંઠાની સગતળી નાખીને પગ ભીંજાય નહીં એ માટેનો પ્રયોગ કરેલો. મોટા બજાર આગળ ઊભા રહીને જે ખોખાં ફેંકી દેવાય એ ઘેર લઈ જાય. બાળવા જોગ બાળે. બીજા ઉપયોગમાં આવી શકે એનો ઉપયોગ કરે. આવી કારમી ગરીબીમાંથી ઊંચે આવેલાં ઘણાં આ જીવનને ભૂલી જાય છે. પણ મોનસિનોર સોટા જુદી માટીના હતા. એ આમાંનું કશું ભૂલ્યા નહીં. ધીરાણ કરેલાં નાણાંમાંથી ઘણું બધું તો ગરીબ લોકને માટે કોલસા, કપડું અને ખાધાખોરાકીની ચીજો ખરીદવામાં જતું.

મેં મોનસિનોર વિષે ખૂબ સાંભળ્યું હતું પણ નજરે જોયા ન હતા. શાળામાં ભાગ્યે જ આવે. ભણવાનું કામ સાધુ અને સાધ્વીઓને સોંપી દીધેલું. સવારે સાડાચારે ઊઠી જાય અને ૭ વાગ્યે પ્રાર્થના કરાવે.

એકવાર મેં એમને શાળાના પ્રાંગણમાં એમનો લાલ ડગલો (કસોક) પહેરેલા ફરતા જોયેલા. ઉમ્મર થયેલી એટલે વાંકા વળી ગયેલા. મેં આ પછી અને આ વખતે જ્યારે જ્યારે જોયા ત્યારે કાંક અતિ સામાન્ય કામ કરતા હોય. નાક નસીકતા હોય કે હાથ ખણતા હોય કે ચશ્માંના કાચ સાફ કરતા હોય. એકવાર તો દેવળની ભીંતે ટેકો દઈને પગ ઊંચો કરી, જોડો કાઢી એમાંથી કાંકરો કાઢતા હતા. દૂરથી જ જોવાના હોય. એમનાં ચશ્માં પર હમેશ સૂરજનો પ્રકાશ પડતો હોય.

એક વરસ તો એ કામ-પરથી ગેરહાજર રહેલા. ઘણા મહિના ઈસ્પિતાલમાં કાઢ્યા. પછી આરોગ્યધામમાં રહ્યા. કે' છે કે હૃદયરોગની તકલીફ હતી. ફેફસાંમાં બગાડ હતો. આયુ ઓછું રહ્યું હતું એમ લોકો કહેતા હતા.

પણ આમ છતાં બધા જ એમની વાત અમુક રીતે જ કરતા. વાત થાય તેમાં એમને માટે માન-આદર હોય. એટલે આવા માણસને નજીકથી નજરે જોવાની મને ભારે ઉત્કંઠા હતી. મંદવાડ પછી પાછા એ કામે લાગી ગયા હતા. એમનો નિયમ હતો રોજ સાંજે વાળુ પહેલાં શાળાના પ્રાંગણમાં એ પ્રાર્થનાપોથી (બ્રેવિયરી) વાંચે. બસ આ વખતે એમને જોવાનું ઠરાવ્યું.

પંદરેક છોકરાં પ્રાંગણમાં રમતાં હતાં, દોડતાં હતાં. છોકરાં કરે એટલો અવાજ થતો હતો. પણ એ બધાં વચ્ચે એક મૂર્તિ સાવ સ્વસ્થ નજરે ચઢી. એ અમારા મોનસિનોર. આગળ જાય પાછા આવે. ઘોંઘાટ થાય છે એની એમને ખબર. પણ એ પ્રાર્થનાપોથીમાંથી ઊંચું ન જુવે. વાંકા વળી ગયેલા મોનસિનોરે ખભે શાલ ઓઢેલી. વધારે નજીકથી જોવાનું મન થતાં હું પાસે ગયો.

અને હું ખૂબ નિરાશ થયો. સંત હોય તો મોં આસપાસ તેજવર્તુલ હોય, આત્મા હોય. એ તો કાંઈ મળે નહીં. પગ નીચે થઈને વાદળ પસાર થવાં જોઈએ. એવું પણ કાંઈ મળે નહીં. સાવ સામાન્ય લાગે. નંખાઈ ગયેલા, થાકેલા અને કપડાં પણ લઘરવઘર. શાલમાં કાણાં અને બાકાં. ગંદું લાગે. ડાઘ પડેલા. ઓટી લેવાની જરૂર. થીગડું મારેલું તે દેખાય. ચશ્માંને દાંડી નહીં, દોરી કાને વીંટાળેલી.

હું ખૂબ નજીક ગયો. અને પાછો જવાનું કરતો હતો ત્યાં એમણે

ઊંચું જોયું અને જાણે વરસોથી મને ઓળખતા હોય એમ કહે: "આ તમારી ટોપી બહુ સરસ છે!" કહીને મારે ખભે હાથ મૂક્યો. મલક્યા અને ચાલ્યા.

અસામાન્ય માણસ છે આ! મારી ખાતરી થઈ ગઈ. અવાજ ખોખરો. ચિત્રકારો સંતોને જેવા ચીતરે છે એવી કશી ચમક નહીં. પણ એમણે મારી ટોપીનાં વખાણ કર્યાં. એ પરથી મારી ખાતરી થઈ કે માણસ અસામાન્ય છે. મને ટોપી ખૂબ ગમતી. બીજા જોતા હતા. પણ એમને આ ટોપીની ખૂબી સમજાયેલી જ નહીં. એમની નજરે સાવ સામાન્ય બીજી હોય છે એવી જ ટોપી. પણ આમણે ક્યારે નજર નાખી એ પણ મને ખબર ન પડી. પણ તરત કહ્યું કે ટોપી સરસ છે!

એમની પાછળ પાછળ ફરવાનું મન તો થયું પણ એમના કામમાં એમને હેરાન ન કરવા જોઈએ. છતાં કોઈ એમને નિરાંતે પ્રાર્થના કરવા દેતું નહીં. એક છોકરો દોડતો આવ્યો. કહે: "મોનસિનોર બાપુ, જોડાની વાધરી બાંધી દોને!"

પ્રાર્થનાપોથી બાજુએ મૂકીને એ નીચે બેસી ગયા અને દોરી બાંધી આપી. પછી જાણે શાબાશી આપતા હોય એમ છોકરાની પીઠ થાબડી.

"આભાર, મોનસિનોર," કહેતો છોકરો પાછો દોડી ગયો. બીજો છોકરો દોડતાં પડ્યો. મોનસિનોર સહુથી પહેલાં એની પાસે પહોંચ્યા, ઉપાડ્યો, કેવું વાગ્યું છે એ જોયું. પીઠ થાબડી. છોકરો ઊભો થઈને ચાલવા માંડ્યો. એના મોં પર અજબનું સ્મિત હતું.

છોકરા આમ તેમ દોડતા ધમાચકડી મચાવતા. બધા વચ્ચે કોઈની સાથે અથડાયા વિના મોનસિનોર ચાલે. હવામાં ઠંડીનો ચમકાર વધ્યો. એક બાઈ મોનસિનોર માટે ગરમ ડગલો લઈને આવી. ડગલો ખભા પર ગોઠવીને એમણે તો વાંચન ચાલુ રાખ્યું. પણ ડગલો સરકીને હેઠો પડ્યો. કાંક થયું એમ લાગતાં એ થંભ્યા. પણ શું થયું છે એ એ કહી ન શક્યા. ચારેકોર જોયું. છોકરા દોડ્યા. એમણે ડગલો ઉપાડી લીધો અને એમના વચ્ચે હોડ ચાલી. કોણ ડગલો પહેરાવે? મોનસિનોરે આછો ઠપકો આપ્યો એટલે પાંચ જણે ભેગા થઈને ખભા પર ડગલો ગોઠવ્યો. છોકરા રમવા ગયા. મોનસિનોરે વાંચન ચાલુ રાખ્યું.

મન ધરાય એટલું જોઈ લીધું એમ માની હું જવાનું કરતો હતો ત્યાં મારા વર્ગના એક સહપાઠીએ કહ્યું: "જતો ન રે'તો."

"શું છે?"

"જો તો ખરો!"

મેં જોયું. રમત બંધ પડી હતી. બધાની નજર મોનસિનોર પર. એમણેય પુસ્તક બંધ કર્યું. બધાને બોલાવતા હોય એમ હાથ ઊંચો કર્યો અને એ આગળ અને અમે બધા પાછળ એમ ચાલ્યા.

"શું કરશે હવે?"

"એક એક ખાટીમીઠી અપાવશે. રોજનું થયું."

આખું ટોળું બહાર નીકળ્યું. સાંગી પગથી પર પહોંચ્યા. એક માણસે આવીને પોતાના દીકરાની છબી બતાવી આશીર્વાદ માગ્યા. એક બાઈ બાબા-ગાડીમાં બાળા સાથે આવી. નાનકડા બાળકને પંપાળીને મોનસિનોરે આશીર્વાદ આપ્યા. વચ્ચે ખાટકીની દુકાન આવી. અંદર જઈને ખાટકીનો આભાર માન્યો. આગલી રાતે ખાટકીએ કાંક મોકલ્યું હતું.

મીઠાઈવાળાની દુકાને પહોંચીએ એટલામાં એક બાઇ એક લંગડી છોકરીને લઈને આવી. છોકરી ખોડંગાતી ચાલે એ જોઈને મને ખૂબ લાગી આવ્યું. "કોઈની સાથે બોલતી જ નથી. મારી સાથે પણ નહીં. કોઇ સાથે રમવા જતી નથી. ઘર બહાર જતી નથી. એનું કાંક કરો, મોનસિનોર."

મોનસિનોર છોકરી તરફ ઝૂકયા. બહુ સમજાવટથી વાત કરી. પણ છોકરી ન તો બોલે ન તો માથું પણ ઊંચું કરે.

"એને શું કરવું ગમે?"

"ચીતરવું. ચીતરેલું હોય એમાં રંગ પૂરવા. એને ખૂબ ગમે એ."

"એ ય અજબ વાત છે ને? તો તો તારે માટે મારી પાસે કાંક છે. બોલ, શું હશે?"

પેલી લંગડી છોકરીએ તરત મોનસિનોર સામું જોયું પણ પછી તરત નજર ઢાળી દીધી. અને માથું ધુણાવ્યું.

"જો મારી પાસે રંગની પેટી છે. અને રંગના ચાક. અત્યારે નથી. પણ કાલે તું આવજે. હું ત્યાં રેકટરી પર હોઈશ. ચારેક વાગ્યે આવજે અને મને બોલાવજે. આ પેટી તો જેને સરસ ચીતરતાં આવડતું હોય એને માટે જ મેં રાખી મૂકી છે. પણ તારે આવવાનું હોં. માને ન મોકલાય. સમજી? તારે એકલા જવાની આદત કેળવવી જોઈએ. કલાકાર થવું છે ને?

લાલબંબાનું રમકડું ભાંગવાનું મારી પાસે ખાસ કારણ હતું. ઘરના બધા ખૂણા ને બખોલો હું જોઈ વળ્યો હતો. મારા અને કેનેથ માટે શું ભેટ આવી છે એ મારે પહેલેથી જાણવું હતું. પડીકાં પહેલાં તો મેં કાંઈ ખોલીને જોયેલાં નહીં. હું એ બધાંને ખખડાવી જોઉં. નવા લાલબંબાની મારે ખૂબ ખૂબ જરૂર હતી. જો એ ન મળે તો આવતું આખું વરસ શું કરીશ? મા–બાપુ બન્ને આગળ આ વિષે મેં ઈશારા કર્યા જ હતા. પેલી શીશીના માથામાં એન્જિન માર્યું હતું પછી એ ખોટવાયેલું જ હતું. બધાં પડીકાં ખખડાવી જોયાં અને આમ જોયાં. એન્જિન હોય તો ખોખું મોટું અને લાંબું હોય. એટલું મોટું અને લાંબું તો કોઈ ખોખું ન હતું. આથી મને બહુ જ નિરાશા થઈ તે ઉપર જઈને હથોડી લઈને એન્જિન ટીપવા માંડ્યું.

માએ અવાજ સાંભળ્યો: "શું કરે છે, ટીપી?"

"રમુ છું, મા." અને આપણે કામ ચાલુ રાખ્યું.

બરાબર એ પતરાં ચપોચપ ચોંટે એવું કરી દીધું ત્યારે મનમાં થોડી ટાઢક થઈ. પણ મિજાજ બગડેલો તે વાળુ વેળા ભડકો થયો. માએ ઈંડાંની નગી મૂકી મેં ખાવાની ના પાડી. બાપુએ કારણ પૂછ્યું. આપણે પટ દઈને દીધું: "એ તો ટપાલીના જોડા જેવું લાગે છે." આપણને ખબર પડે પહેલાં જ હુકમ થયો: "જાવ, જતા રહો અને સૂઈ જાવ."

પણ મિજાજ બગડવાનું કારણ આ એન્જિન ન'તું આવ્યું એટલું જ તું. હકીકતમાં તંગદિલીનું ખરું કારણ તો નાતાલની ખેંચ હતું. આ આપણી અપેક્ષા બહુ જ સતેજ બને છે. પણ અપેક્ષા સાથે રાહ જોવી ે. મને કસોટીઓ ખાસ ગમતી નથી. જે હોય એથી ચલાવી લઉં એ ણ આમ થશે એવી આશા રાખ્યા કરીને જીવવાનું મારે માટે છે.

મારા પ્રથમ સંસ્કાર* વખતે પણ આ જ દશા થયેલી. પ્રશ્નોત્તર તો કરેલી. અઠવાડિયા પહેલાં મારે માટે તદ્દન નવાં સફેદ કપડાંનું માપ . મારી જ ઉમ્મરના પચાસ બીજા છોકરા સાથે મેં આ વિધિનો રિયાઝ કરેલો. ત્યારથી મનમાં એક જાતની તંગદશા પેદા અને એક જન્મકાળ સિવાય જિંદગીમાં પહેલી જ વાર હું આગા ધ્યાનને પાત્ર બનેલો.

---

કમ્યુનીઅન

ઘરભણી જતા હતા. પણ ઘડીક થાય, બે ડગલાં ચાલે ને કોક રોકે. એની સાથે વાત કરે અને આગળ ચાલે ત્યાં બીજું કોક રોકે.

મોનસિનોર કદાચ સંત હશે. પણ એ વાત એ પોતે જાણતા ન હતા. પોતાના કામમાં એટલા મશગૂલ કે સંતપણા વિષે ફિકર કરવાનો વખત જ ન હતો. ગરીબ અને કંગાલ લોકની ભાળ રાખવાની હતી. એમનામાંથી જ પોતે આગળ વધેલા. બીજાની જરૂરિયાતને એમણે પોતાની ફિકરચિંતાનો વિષય બનાવ્યો હતો. પોતાના સમુદાયમાં કોઈ બેકાર હોય તો એને રોજી મળે એ માટે ભલામણ કરતાં અડધી રાતે પણ કાગળ લખતા હોય. અડધી રાતે પણ કોક બોલાવે તો પોતે જાય. રોજ પોતાની મુસીબતનો ગંજ લઈ ને લોક આવે. આશ્વાસન પામીને જાય.

**એવા** મોનસિનોરને નજરે દીઠા, સાંભળ્યા, એથી મન ખૂબ ખૂબ તૃપ્ત લાગતું. ઠંડી હતી છતાં મનમાં ઉષ્મા ભરી હતી. જો સંતપણાનો અર્થ સારપને ઉચ્ચોચ્ચ શિખરે સ્થાપવી એટલો થતો હોય તો મને જે પ્રથમ સંત મળ્યા તે સાચે જ સંત થવાના અધિકારી હતા. પરીક્ષામાં સારી રીતે પાર ઊતર્યા હતા.

## ૨૧

# ક્યારે આવે નાતાલ ?

**નાતાલની** આગલી રાતે અમારે ત્યાં ભારે ગડબડ થતી. આમ તેમ ઊથલપાથલ પણ ભારે થાય. કોઈનો મિજાજ ઠેકાણે ન હોય. નાતાલનું ઝાડ લાવેલા તે ઘણું મોટું નીકળ્યું, બાપુએ બત્તીનો ફ્યુઝ ખેંચી લીધો તે બધે અંધારું થયું. ઉપર રહેનારા ભાડવાતો તો ભયના માર્યા દોડતા દોડતા નીચે આવ્યા. બપોર પછી મેં મારું પેલું લાલબંબાનું રમકડું રીતસર ભાંગવાનું કામ કરવા માંડેલું. એ બદલ મને ફળફળાદિ ખાધાવિના સૂઈ જવાની સજા થયેલી. હકીકતમાં એ બદલ નહીં પણ એમાંથી ઉપસ્થિત થયેલા સવાલ વખતે સામું બોલવા બદલ સજા થયેલી. એક કેનેથને આ બધી ધમાલનો કશો સ્પર્શ નહીં થયેલો. એ તો નિરાંતે પુસ્તક વાંચતો હતો.

લાલુબંબાનું રમકડું ભાંગવાનું મારી પાસે ખાસ કારણ હતું. ઘરના બધા ખૂણા ને બખોલો હું જોઈ વળ્યો હતો. મારા અને કેનેથ માટે શું ભેટ આણી છે એ મારે પહેલેથી જાણવું હતું. પડીકાં પડેલાં તે મેં કાંઈ ખોલીને જોયેલાં નહીં. હું એ બધાને ખખડાવી જોઉં. નવા લાલુબંબાની મારે ખૂબ ખૂબ જરૂર હતી. જો એ ન મળે તો આવતું આખું વરસ શું કરીશ ? મા–બાપુ બન્ને આગળ આ વિષે મેં ઈશારા કર્યા જ હતા. પેલી સીસીના માથામાં એન્જિન માર્યું હતું પછી એ ખોટવાયેલું જ હતું. બધાં પડીકાં ખખડાવી જોયાં અને આમે જોયાં. એન્જિન હોય તો ખોખું મોટું અને લાંબું હોય. એટલું મોટું અને લાંબું તો કોઈ ખોખું ન હતું. આથી મને બહુ જ નિરાશા થઈ તે ઉપર જઈ ને હથોડી લઈને એન્જિન ટીપવા માંડ્યું.

માએ અવાજ સાંભળ્યો : "શું કરે છે, ટીપ્પી?"

"રમુ છું, મા." અને આપણે કામ ચાલુ રાખ્યું.

બરાબર એ પતરાં ચપોચપ ચોંટે એવું કરી દીધું ત્યારે મનમાં થોડી ટાઢક થઈ. પણ મિજાજ બગડેલો તે વાળુ વેળા ભડકો થયો. માએ ઈંડાંની વાનગી મૂકી મેં ખાવાની ના પાડી. બાપુએ કારણ પૂછ્યું. આપણે પટ દઈને કહી દીધું : "એ તો ટપાલીના જોડા જેવું લાગે છે." આપણને ખબર પડે એ પહેલાં જ હુકમ થયો : "જાવ, જતા રહો અને સૂઈ જાવ."

પણ મિજાજ બગડવાનું કારણ આ એન્જિન ન'તું આવ્યું એટલું જ ન હતું. હકીકતમાં તંગદિલીનું ખરું કારણ તો નાતાલની ખેંચ હતું. આ વખતે આપણી અપેક્ષા બહુ જ સતેજ બને છે. પણ અપેક્ષા સાથે રાહ જોવી પડે છે. મને કસોટીઓ ખાસ ગમતી નથી. જે હોય એથી ચલાવી લઉં એ હા, પણ આમ થશે એની આશા રાખ્યા કરીને જીવવાનું મારે માટે દુર્ઘટ છે.

મારા પ્રથમ સંસ્કાર* વખતે પણ આ જ દશા થયેલી. પ્રશ્નોત્તર તો બરાબર કરેલી. અઠવાડિયા પહેલાં મારે માટે તદ્દન નવાં સફેદ કપડાંનું માપ આપેલું. મારી જ ઉમ્મરના પચાસ બીજા છોકરા સાથે મેં આ વિધિનો પૂરેપૂરો રિયાઝ કરેલો. ત્યારથી મનમાં એક જાતની તંગદશા પેદા થયેલી. અને એક જન્મકાળ સિવાય જિંદગીમાં પહેલી જ વાર હું આખા કુટુમ્બના ધ્યાનને પાત્ર બનેલો.

---

* કમ્યુનીયન

આટલું ધ્યાન સહન કરવાની મારી શક્તિ ઓછી. વિધિના દિવસે સવારે માએ સફેદ કપડાં પહેરાવ્યાં અને બધું જ કહેતાં બધું સફેદ. મોજાં સફેદ. જોડા સફેદ. ટાઈ સફેદ. માએ હાથ પર બાજુબંધ બાંધ્યો એ પણ સફેદ. દેવળમાં ગયા. એક પણ ભૂલ નથી પડી મારી. રેડ ફ્રીલી તો ગલોટિયું ખાઈ ગયેલો. બધું બરાબર. બપોરે બાપુ છબી પડાવવા લઈ ગયા. ત્યારે પણ બધું બરાબર. હાથમાં પ્રાર્થનાપોથી પકડીને આખી દુનિયા સામે મલકતાં છબી પડાવેલી.

પણ આખો વખત મનમાં ચણચણાટ અને ધૂંધવાટ ભારે. જેવા છબી પાડનારને ત્યાંથી આવ્યા કે બહાર રમવાની છૂટ મળી. એ જ નવાં સફેદ કપડાં પહેરીને રમવા ગયા. અને ત્યાં જામી. સ્લેટરી નામનો છોકરો. શેરીને નાકે રહે. એની સાથે એવી જામી કે બધાએ અમને છૂટા પાડ્યા. ઊભા થયા ત્યારે સફેદ નવો ડગલો ચીરાયેલો. માએ બાંધેલા સફેદ રેશમી બાજુબંધના ચીરેચીરા થયેલા.

અંદર ગયા એવી જ પીટ પડી. સાડાત્રણ વાગે હુકમ છૂટ્યો: "જાવ સૂઈ જાવ." પણ એથી મને એક ફાયદો થયો. અંદરનો ધૂંધવાટ શમી ગયો. પલંગ પર ઊભો થઈ ગયો, શિર્ષાસન કર્યું, ગલોટિયાં ખાધાં. અને પછી સજા માફ થઈ. નીચે વાળુ કરવા આવવાની છૂટ મળી. બધી બલાબલા ટળી.

પણ નાતાલની આગલી રાતે એની એ જ વાત. માએ બનાવેલી ખાસ વાનગીનું અપમાન કર્યું. એટલે બસ સૂવાના ઓરડામાં જ ભરાઈ રહેવાની સજા. થોડીવાર તો ભરાઈ રહ્યો. પણ પછી તો હળવે રહીને દાદરો ઊતર્યો સૂવાનાં કપડાં પહેરેલાં. દાદર પર બેસીને નીચે થતા બધા અવાજ સાંભળું. કઠેડાના સળિયામાંથી બધું જોઉં. બાપુ આવતા દેખાય એટલે ઉપર ભાગી જઉં કે લપાઈ જાઉં. વાળુ પત્યા પછી એ નાતાલનું ઝાડ ખરીદવા ગયા. ખભે ઉપાડીને લઈ આવ્યા. એક રીતે બાપુ અને મારા સ્વભાવમાં ઘણું સામ્ય. એક કામ પાછળ મચ્યા એટલે મચ્યા. મા અને કેનેથની કામ કરવાની રીત જુદી. એમનું કામ ધીમું ખરું પણ વ્યવસ્થિત, પદ્ધતિસરનું. ઝાડ આણ્યું પણ ઘણું મોટું. ઘરમાં લાવતાં બાપુને ઘણી મુસીબત નડી. આડું પાડીને અંદર લેવું પડે. એક પણ ડાળી ભાંગવી ન જોઈએ.

અડધે આવીને ભરાયું. ન આગળ જાય ન પાછળ જાય. બન્ને બારણાં ખુલ્લાં તે ઠંડો પવન વાય.

આપણે કઠેડા પાછળ ભરાયેલા. બાપુનો મિજાજ જોતાં નજરે ન

પડવામાં જ સાર. આમ બાપુ ઘણા માયાળુ પણ આ નાતાલની આગલી રાત એમનો બધો મિજાજ બગાડી દે. બીજે દિવસે સવારે પાછા હતા એવા. પણ આગલી રાત નજરે ઓછા ચઢવું.

"મેરી!"

માને રસોડામાં હજાર કામ. પણ હાક પડી એટલે બધું પડતું મૂકીને આવી. "પણ આ બારણું કેમ ખુલ્લું મૂક્યું છે? ઘરનાં બધાં ઠરી જશે ઠરી."

"ઉત્તમ સવાલ. આવો સવાલ આખા વરસમાં સાંભળ્યો નથી. આપને કારણ જણાવું બારણું ખુલ્લું મૂકવાનું. વસાયું નહીં માટે ખુલ્લું મૂક્યું. આ ઝાડ લાવ્યો તે કમબખ્ત ઘણું મોટું છે તે હવે એકનાં વે'રીને બે કરવા ધાર્યું છે."

"પણ આટલું મોટું કેમ લાવ્યા?"

"પેલા વેપારીએ ખૂબ આગ્રહ કર્યો એટલે. નહીં લઈ જાવ તો આપઘાત કરીશ એમ કહ્યું એટલે."

"એવું ન બોલો. અંદર આવીને બારણું બંધ કરી દો."

"પણ ભરાઈ ગયો છું. કાઢો."

"હું શી રીતે કાઢું? અને લાખ કામ પડયાં છે કરવાનાં. કેનેથને કેમ બોલાવતા નથી? ઉપર વાંચે છે."

"એમ? રાજકુંવર ઘરમાં છે? આ છાપરા હેઠળ એમને ગાળવાનો સમય મળ્યો? ધન્ય ભાગ્ય! કેનેથ!"

બંધ બારણા પાછળથી કેનેથે પૂછ્યું: "કેમ?"

"કેમનો જવાબ અહીં આવે એટલે આપું!"

થોડીવાર પછી બારણું ખૂલ્યું. હાથમાં ચોપડી લઈને કેનેથ નીચે આવ્યો. આંખોમાં વાંચનની ખુમારી હતી.

"એ ચોપડું આપતું મૂકી દો!" બાપુનો મિજાજ બગડયો હતો. "ત્યાં ઊભા ઊભા શેનું નિરીક્ષણ કરો છો? જરા આમ પધારો. આ થડ પકડો. જો જો ડાળી પાંદડું તૂટે નહીં."

બહુ ઉત્સાહપૂર્વક હું દાદરો ઊતરીને નીચે આવ્યો. "હું ટેકો દઉં, બાપુજી?"

"હો, હો," બાપુ બેધ્યાન બોલ્યા. પણ તરત બરાડો પાડયો: "ના." એમને મારો ગુનો અને સજા યાદ આવી ગયાં. "તમને ઉપર રહેવાનું કહ્યું હતું ને? કાલ સવાર સુધી નીચે નહીં. જાવ!"

ભાંગે પગલે અને તૂટેલે દિલે આપણે પાછા દાદરો ચઢયા. લગભગ શહીદ જેવા લાગતા હતા. નીચે કેવું બધું જોવા જેવું બને અને આપણે નહીં જોવાનું! બાપુ અને કેનેથ મળીને ઝાડ ગમે તેમ અંદર લાવ્યા. લાવતાં કાંટા ખરેલા તે મા વાળી કાઢે. "નાતાલની આગલી રાતે કાંઈ ઘરને કોઢિયું ન બનવા દેવાય, સમજ્યા!"

મા તરત રસોડામાં જતી રહી. બાપુના સ્વભાવને બરાબર જાણે. એમનું મન કશા કામમાં લાગ્યું હોય ત્યારે એ આખી દુનિયા એમના કહ્યા મુજબ કરે એવી અપેક્ષા રાખે.

પણ આ ઝાડ પણ જબરું. બાપુ સામે પૂરું નાફરમાન. બાપુએ છોલ્યું. વેર્યું. ઊભું કર્યું તો ઢળી પડયું. તળિયું ઘસીને સાફ કરવું પડયું. આખો વખત બાપુનો ગુસ્સો વધતો જાય. પોતે ને પોતે બોલ્યા કરે. જેમ ઝાડની હુજ્જત વધે એમ બાપુની બાનીની રંગીનતા વધે. કેનેથ નિરાંતે પડખે ઊભો ઊભો પુસ્તક વાંચે.

માએ રસોડામાંથી આવીને ગ્રામોફોન પર એક રેકર્ડ મૂકી.

"નાતાલ વરસમાં એક વાર આવે છે!"

"તે અત્યારે રેકર્ડ મૂકવાની?" બાપુ બબડયા.

ઝાડ ઊભું તો થયું પણ ટેકામાં ખીલા મારવા પડયા. ખીલો મારતાં બાપુએ હથોડી પોતાના અંગૂઠા પર જ ઝીંકી. હો હા, પાટાપિંડી, ફરી કામ ચાલ્યું. તારથી થડિયું બાંધ્યું હોય તો સારું એમ અભિપ્રાય વ્યક્ત થયો. ગયા ભોંયરામાં. અડધો કલાક ફેંદીને પાછા. "તાર ક્યાં મૂક્યો?" મા ગઈ અને લઈ આવી. પાછી રસોડામાં ગઈ.

પણ આથી તો બાપુનો પિત્તો ઓર છટક્યો. "આ તાર પકડ!" ઘાંટો પાડયો અને કેનેથના હાથમાંથી ચોપડી ખેંચીને ફેંકી. પૂઠું ફટ્ટ.

"મારી નથી. હવે મારે સમરાવી આપવી પડશે." કેનેથ બોલ્યો. પણ બાપુનું બધું ધ્યાન ઝાડમાં જ હતું. કેમ કહ્યું ન કરે?

આખરે બધું ધારણા મુજબનું થયું. કેનેથ સીધો રસોડામાં ગયો અને સેન્ડવીચ બનાવવા લાગ્યો. પેલી રેકર્ડ તો ક્યારની પૂરી થઈ ગઈ હતી

અને મોઢું ભરાઈ ગયેલી તે ધસડ ધસડ બોલ્યા કરે. માએ ફોનોગ્રાફ બંધ કર્યું.

ત્યાં બાપુને ખબર પડી. બત્તી કરવા નવા સોકેટની જરૂર હતી. ચુપચાપ ડગલો–ટોપી લઈને બડબડતા બહાર. પાછળ બારણું એટલા જોરથી વાસ્યું કે ઝાડ ધ્રૂજી ઊઠ્યું. માએ આપણી વિનંતી સાંભળી. બાપુ આવે એ પહેલાં પાછા ઉપર જતા રહેવાની શરતે રજા મળી.

નીચે આવીને પહેલી સેન્ડવીચ બનાવી અને ખાતાં ખાતાં નિરીક્ષણ કર્યું. બધી વસ્તુને હાથ ફેરવી જોઈ લીધી. માએ ઈસુ–જન્મનો દેખાવ ગોઠવેલો. મારા જનમ પહેલાં ત્રણ શાણા પુરુષમાંના એકને પડોશીનું કૂતરું બટકું ભરી ગયેલું. ત્યારથી માએ શાણા પુરુષને ઈસુને પીઠ બતાવતાં ગોઠવે. વાસ્તવમાં એમની પીઠ તો પેલા કૂતરાના પેટમાં હતી!

બારી પાસે જઈને જોવા ગયો ત્યાં તો ડાંફ ભરતા બાપુ દેખાયા. "આવ્યા! આવ્યા!" કરતો હું રસોડામાં ભરાવા ગયો. મા કહે: 'ઉપર જતો રહે." હું ઉપર જવા જતો હતો ત્યાં તો એ ઘરમાં દાખલ થઈ ગયા. અને એમની નજર મારા પર પડી: "શું કરે છે અહીંયાં? નાસ્તાના વખત પહેલાં મોં નહીં બતાવવાનું કહ્યું હતું તે ખબર છે?"

"માઈક, એ છોકરા પર ગુસ્સે ન થાવ. આજે નાતાલની સાંજ. અને જે બોલ્યો એ બદલ દિલગીર છે."

"કોણે કહ્યું? મેં સાંભળ્યું નથી." બાપુ બોલ્યા.

"હું સામું બોલ્યો એ બદલ દિલગીર છું. ફરી નહીં કરું, બાપુ."

"ઠીક છે."

અવાજ પરથી આપણને ખબર પડી કે માફી મળી. હવે નીચે ફરી શકાય. પણ કશી વસ્તુની વચ્ચે નહીં આવવાનું.

બાપુએ ઝાડનું કામ શરૂ કર્યું. નવું સોકેટ લગાડ્યું અને નવી બત્તીઓની હારમાળા ઝગમગી. ઐતિહાસિક પ્રસંગના અમે બે ભાઈ અને મા સાક્ષી બન્યાં. પણ બાપુ બત્તી લગાડતાં બહુ વાર કરે તે મને સહેજ કંટાળો આવ્યો. પેલી રેકર્ડ પૂરી થઈ એટલે મેં મને ખૂબ પ્રિય એવી હસવાની રેકર્ડ મૂકી.

આ હસવાની રેકર્ડ મને ખૂબ ખૂબ પ્રિય હતી. એમાં એક માણસ ધીરા મરકલાથી શરૂ કરીને ખડખડ હસવા લાગે. કઈ રીતે પહોંચે છે એનું

સપ્રયોગ વર્ણન છે. કદાચ હું બાળક હતો એટલે વિશેષ ગમતી હોય એમ બને. એકવિધતાની નિરસતા એકલા મોટાને જ પરેશાન કરે છે. બાળપણનો મોટામાં મોટો ફાયદો તો પ્રિય હોય ગમતું હોય એનાથી કદી પણ ત્રાસ નહીં પામવો એ છે.

પણ આ રેકર્ડ અત્યારે વગાડું તે બાપુને નહીં ગમે એ વાતંનો મને ત્યારે ખ્યાલ નહીં આવેલો. અત્યારે એ ખ્યાલ મને આવે છે. ત્યારે તો હું ગ્રામોફોન પાસે ઊભો રહ્યો અને મલકાતો રાજી થતો એ રેકર્ડ સાંભળતો રહ્યો. બાપુએ અવારનવાર હું ઊભો હતો ત્યાં નજર નાખી હતી. બોલ્યા ન હતા. પછી એમણે ઘાંટો પાડી કહ્યું: "હું આ નવી બત્તી કરું છું."

એ કરવાં પહેલાં અંધારું થયું—કરવું પડ્યું. સદંતર, સળંગ અંધારું. હા, અવાજ સંભળાય. બાપુના હાકોટા, માનાં પગલાંનો અવાજ, રેકર્ડનો હસવાનો અવાજ—

"ટીપ્પી, એ, બંધ કર નહીં તો રેકર્ડ તોડી નાખીશ." બાપુનો અવાજ આવ્યો. અને સાથે "અને તું ઉપર જઈને સૂઈ જા જો, નહીંતર હવે દેવી પડશે!"

ખડખડ હસવાનું ચાલતું હતું ત્યાં જ મેં રેકર્ડ બંધ કરી. મા મીણ-બત્તી સળગાવીને લાવી. બાપુ ઝાડ નીચેથી નીકળ્યા: અને નીકળ્યા એવા જ કે, "જા, ઉપર જતો રહે!"

મા બીજી મીણબત્તીઓ લાવી. હવે અંધારામાં થઈને ગભરાયેલાં ભાડવાત પણ આવ્યાં. એમને ય માએ મીણબત્તીઓ આપી. મેં માગી ત્યારે માએ પણ બાપુનો પક્ષ લીધો: "જા સૂઈ જા!"

"કેવું જૂના જમાના જેવું? અબ્રાહમ લીંકન પણ મીણબત્તીના પ્રકા-શમાં વાંચતા!" કેનેથ બોલ્યો.

આપણે મીણબત્તી માગી. પરિણામે મા આપણો કાન પકડીને ઉપર રસોડામાં મૂકી આવી. ત્યાં મીણબત્તી મૂકી પણ અડવાનું નહીં એવી કડક સૂચના આપી. "હવે સૂઈ જા, નહીંતર બાપુના હાથની ખાઇશ."

ઊંઘવું તો નો'તું પણ શું કરું? આંખો મીંચી. અને ઊંઘ આવી. પણ જાગ્યો ત્યારે ય રાત જ હતી. વીજળી બત્તી થઈ હતી. હું ઊઠ્યો અને કઠેડા પાસે આવ્યો. મિસિસ ફાર્સી આવી પહોંચ્યાં હતાં. નીચે જવામાં

જોખમ લાગ્યું તે કઠેડા પાસે બેઠો. અને બેઠો એવો ઊંઘી ગયો. જાગ્યો ત્યારે મા પાસે ઊભેલી: 'ટીપ્પી, શું કરે છે અહીં? જા સૂઈ જા."

"પણ વાણું નથી વાયું? મારાં રમકડાં આપોને!"

"મૂરખ, બાપુના હાથની ખાઈશ. હજુ તો દસ વાગ્યા છે."

"પણ આ ક્યારે વાણું વાશે? આ રાત પૂરી થતી જ નથી."

"થશે. હાંડીને બહુ જોયા કરીએને તો ઊકળે નહીં. સમજ્યો? સૂઈ જા. જાગીશ ત્યારે નાતાલનું પ્રભાત ઊગ્યું હશે."

એના કહ્યા મુજબ કર્યું. આંખો મીંચી. એ દેવળે જવા તૈયાર થતી હતી એ સાંભળ્યું. પછી તો આપણી ધીરજ ન રહી. ઊઠીને બહાર આવ્યો: "મા, હવે આવું?"

પહેલી વાર માના અવાજમાં પણ ગુસ્સાનો રણકાર સાંભળ્યો: "હવે ખાવી છે તારે?"

મા મારે નહીં. પણ ખિજાઈ જરૂર છે. એટલે આપણે પથારીમાં પડ્યા. કેવા કેવા વિચારો આવતા હતા? આ રાત પતી અને વિચારેભેગી ઊંઘ આવી. જાગ્યો ત્યાં નાતાલનું વાણું વાયું હતું.

## ૨૨

## તરક્કી થઈ

છેવટે મને લાહ્યબંબાનું એંજિન મળ્યું ખરું. ડેનિસમામા અને મીનમામી નાતાલના જમણમાં આવ્યાં ત્યારે લેતાં આવેલાં. મને કહે કે સાંતા ક્લોઝ ભૂલથી એમને ત્યાં મૂકી ગયેલા. આપણે એમની વાત ઝાઝી ચર્ચા કર્યા વિના માની લીધી. આપણું શું જતું હતું? મામાએ બાજુએ લઈ જઈને મને એક ચાંદીનો ડૉલર આપ્યો. મેં આભાર માન્યો. પછી ખૂણામાં જઈને સિક્કાને ચાવી જોયો. સ્વાદ તો બરાબર હતો. સિક્કાઓનો એવો જ સ્વાદ હોય છે. મેં કેમ ચાવ્યો કે એથી શું લાભ થયો એની તો મને ખબર નથી પણ આવા પ્રસંગે કેનેથ હમેશાં મામા પૈસા આપે ત્યારે આમ કરે. એક વાર મામાએ આપેલો તે ખોટો નીકળેલો. મામાનો કાંઈ વાંક નહીં. પણ ટ્રૉલીમાં કોક ખોટો સિક્કો પોરવી ગયેલું.

નાતાલ પછી આવે મારી વરસગાંઠ. આઠ વરસ થયાં. પણ આ વખતે છૂક છૂક કરતું સરર સરતું રમકડું ન મળ્યું. એને બદલે હાથનાં ગરમ મોજાં મળ્યાં. આ બદલાનું કારણ શોધવા મેં ખૂબ તર્ક કર્યા. પણ પરીક્ષા આવતી હતી એટલે પરીક્ષાના કામમાં પડ્યો. સારા ગુણ મેળવી પાસ થયો. એક આ ગણિત. આપણી જિંદગીને ખારી કરી દેતું હતું. ઘેર જઈને માબાપુને સમાચાર આપ્યા. પછી મુબારકબાદ મેળવવા ઊભો રહ્યો. માએ રાજી થઈને બાથમાં લીધો અને કોટી કરી. અને સરસ સરસ વાનગી બનાવી. વાનગી કાંઈ મારી તરક્કી માટે ન હતી. કેનેથ પણ પાસ થયો હતો. પણ બાપુએ ઝાઝો રસ કે ઉત્સાહ ન બતાવ્યો. ગુણપત્રક લઈને આખી સાંજ બેઠા. ઘડી થાય ને જોતા જાય. મેં અંગ્રેજીમાં, વાંચનમાં, ઇતિહાસમાં, જોડણીમાં ખૂબ સારા ગુણ મેળવ્યા હતા એ વિષે એક અક્ષર ન બોલે. બસ એ તો ગણિતના ૭૬ ટકા જ જોયા કરે. પરીક્ષા પસાર કરવાને જરૂરી ગુણ કરતાં એક ટકો વધારે. "મને સમજાતું નથી. મારા કુટુમ્બમાં તો બધાને ગણતાં આવડે. આ ક્યાંથી આવા ઠોઠવેડા લઈ આવ્યો?"

"મારા બાપુની તો દુકાન હતી, સમજ્યા? પોતાના ચોપડા પોતે રાખતા હતા. એટલે આ વિદ્યા મારા કુટુમ્બમાંથી નથી આવી, સમજ્યા?" મા બોલી અને પછી થોડી વાર પછી બોલી: "માઇક, એથી ફેર શો પડે છે? જુવોને બીજા વિષયમાં કેટલું સરસ કર્યું છે એણે? દુનિયામાં ગણિત એ જ એક વસ્તુ નથી ને!"

"પણ જો ગણિત આવડતું હોયને તો ગીરવીના હપતા ભરાય, મારે ભરવા પડે છે એવા. પચીસ છવ્વીસના થશે ભાઈ, ત્યારે કોકને પરચૂરણ ગણવાનું કહેવું પડશે!"

"એવું ન બોલો. અને એવી ચિંતા પણ ન કરો. આવતે વખતે બરાબર ભણીશને, ટીપ્પી?"

મેં હા તો પાડી પણ મનમાં વસવસો હતો. આ ગણિત કેવી બંધાઈની રમત હતી એનો મને ખ્યાલ આવવા માંડ્યો હતો. આ આંકડાની ધાલમેલ અજબ ગજબની હતી. અને એમાં અમને જે રીત શિખવાડવામાં આવતી એ તો ભારે પરેશાન કરે એવી હતી. ક્યાંક કોકનાં ઘર મંડાવવાં, કોકને ઘેરથી ભગાડવા. વળી પાછા આ કોઠામાંથી કાઢીને બીજા કોઠામાં ઘાલવા. એક આંકડાને બીજા આંકડાને ખાઈ જવા તગડવા. અને પેલી લઢાઈ–ભાગાકારના નામે ઓળખાય છે તે. આખી દુનિયામાં કુલ આંકડા

નવ. શૂન્ય તો ગણાય નહીં. અને આ નવ આંકડાની જે ભારે ગડમથલ હતી એ તો અગમ્ય ગમ્યની હતી!

એક અને બીજા સત્ર વચ્ચે અઠવાડિયાની છુટ્ટી. અને છુટ્ટીમાં સદ્ભાગ્યે બરફ પડેલો. બરફ પરથી સરકવાનું આપણને ખૂબ જ ગમે. એક વાર સરકણી (સ્લે) લઈને ઊપડ્યા. ત્યાં પેલા ચીપર ટેઈલને જોયા. ચાર છોકરાને બેસાડીને સરકણી ખેંચે. આ વખતે મેં શાર્ઈને ખબર ન આપી. એમણે જે ખેતમાંથી પજાડ્યો હતો તે હું ભૂલ્યો ન હતો.

બીજે સોમવારે આકાશ ભૂખરું હતું. આ જ દિવસે નવા સત્રની શરૂઆત થાય. રેડ ફીલી અને હું સાથે નિશાળે ગયા. બન્નેનાં મન થોડાંક ખિન્ન હતાં. નિશાળ આપણે મન મોટી કસોટી લાગતી. પેલા દાંતના દાક્તરની ખુરશી જેવી.

સત્રના પહેલા દિવસે બધા જ વિદ્યાર્થીઓ પ્રાંગણમાં ભેળા થાય. અમે બે ગયા ત્યારે તો હો હા અને ઘાંટા ઘોંઘાટ ચાલુ. છોકરીઓ એમના ગણવેશમાં સારી લાગે. છોકરા એટલા બધા સારા ન લાગે. અમે બન્ને આગળની હરોળમાં જગા જોઈ ઊભા. કેનેથ પડખેથી પસાર થયો. પણ એણે મને જોયો હોય તોય બોલ્યા વિના જતો રહ્યો. ફીલીને નવાઈ લાગી.

"તારો મોટો ભાઈ. તારા સામું પણ ન જોયું?"

"મોટો પડ્યો હશે."

"મારો ભાઈ પણ મારા સામું જોતો નથી. કે' છે નાનો છું અને કહે છે મારા નાકમાં શેડાં નીકળે છે! ટીપ્પી ખરું કે'જે: હું મૂરખ છું?"

સવાલ એવો પૂછ્યો કે વિચાર કરીને જવાબ આપવો જોઈએ. પણ ઉત્તર ભાઈબંધી છતી: "ના, તું મૂરખ નથી. નાનો છે એટલું. પણ એમ તો હું ય નાનો છું."

રેડ રાજી થઈ ગયો. "ભલે ને નાના રહ્યા, દોસ્ત! કોક દા'ડો મોટા થઈને ચિરૂટ ફૂંકીશું!"

શાળાના આચાર્ય આવ્યા અને એમની પાછળ બધા અધ્યાપક ગણ, સાધુઓ–સાધ્વીઓ બધાં આવ્યાં. અમે બધાએ ઊભા થઈને દેશભક્તિનું

ગીત ગાયું. પછી પાદરી બુઆએ પ્રાર્થના કરી. પછી આચાર્ય બોલ્યા. એ બોલી રહ્યા પછી આખી સભાએ પ્રાર્થના કરી. અને પછી ખરું કામ શરૂ થયું. દરેક વિદ્યાર્થીને નવા સત્રમાં કયા વર્ગમાં જવાનું એ કહેવાનું હતું. આ કામ કંટાળો આપતું અને ખૂબ લાંબું ચાલતું. પણ એ વિના છૂટકો નહીં. એકથી ચાર છોકરા–છોકરીઓ સાથે. પાંચથી આઠ બન્ને અલગ અલગ વર્ગ. નીચલા ચાર વર્ગ ભોંયતળિયે. છોકરીઓ પહેલે મજલે અને મોટા છોકરા ઉપલે માળ.

અકારાદિ ક્રમમાં નામ બોલાય. છોકરો મંચ પર જાય. ઉપાચાર્ય બ્રધર નાથાનિયેલ છોકરાને એનું નવા વર્ગનું કાર્ડ આપે.

મારા પહેલાં રેડનું નામ બોલાયું. એ ગયો. કાર્ડ લઈને મારી રાહ જોતો સ્વેશમાં ઊભો રહ્યો.

"લોકલીન!" નામ સાંભળીને હું કૂદ્યો. સાથે મારું જોરતાન લીધું અને ઉપર ગયો.

એક મોનીટર હાથની લખેલી યાદી જોતો હતો. બ્રધર નાથાનિયેલે ફરીથી ધીમા અવાજે 'લોકલીન' એમ ઉચ્ચાર્યું. પેલા મોનીટરે યાદીમાં જોઈને કહ્યું: "૩૦૧ કમરો."

કાર્ડ પર 'કમરો ૩૦૧' લખતાં બ્રધરે 'કમરો ૩૦૧' એમ મોઢેથી કહ્યું. અને તરત બીજું નામ 'લોરી' બોલ્યા.

કાંક બફાયું છે એવું મને લાગ્યું. હાથમાં કાર્ડ લઈને હું ત્યાં ઊભો.

"જાવ, વર્ગમાં જાવ, ઊભા કેમ છો?" મારી દિશામાં એમણે જોયું ખરું પણ હું એમને દેખાયો હઈશ એમ ખાતરીપૂર્વક નથી કહી શકતો. હાથ હલાવીને જતા રહેવાનું બ્રધર નાથાનિયેલે કહ્યું એટલે હું ત્યાંથી બહાર નીકળ્યો. ફીલી મળ્યો. એકબીજાનાં કાર્ડ જોયાં. એને પેલા મજલાના કમરાનું કાર્ડ મળ્યું હતું. અમને બન્નેને ૩ઞ માંથી ૩બ માં ચઢાવેલા. એક જ વર્ગ મોકલવા જોઈએ. પણ કમનસીબે મારે મોટા છોકરા બેસતા હતા એ માળે જવાનું આવ્યું. અમે બન્ને મૂંઝાતા હતા ત્યાં અમારા વર્ગના બીજા બે છોકરા આવ્યા. બધાએ મારું કાર્ડ જોયું.

"આ ટીપ્પીને તો ત્રીજે માળ મોકલ્યો?" રેડે એમને કહ્યું. એમના ચહેરા સામું જોઈએ તો તો મને ફાંસીની સજા થઈ હોય એવું લાગે. એમણે આશ્વાસન આપતું કશું કહ્યું હોત તો મને આટલું ન લાગત. પણ એ તો

મારા સામું તાકી તાકીને જોઈ જ રહ્યા. અમારા વર્ગના વિદ્યાર્થીઓએ ભાગ્યે જ ત્રીજે માળ જોયેલો. ત્યાં આચાર્યનું દફતર અને સાથે ખરાબ વિદ્યાર્થીઓને સજા કરવાનો કમરો પણ ત્રીજે માળ. અમારી બરોબરીનો કોક ઉપર જાય તો ગયો એવો તો પાછો ન આવે.

"લો હું વર્ગમાં જઉં!" રેડ બોલ્યો અને તાલીમિત્રો રસ્તે પડ્યા. મનમાં તો હજાર તર્કવિતર્ક થાય. ચોક્કસ આ સંચાલકોને ખબર હશે, મને શાળા ને ભણવાનું ને શિસ્ત ને એવું બધું નથી ગમતું એથી.

બ્રધર નાથાનિયેલ પાસે જઈને ખુલાસો કરવાનું મન થયું. ખરેખાત મારે ત્રીજે માળ જવાનું છે એ તો પૂછીએ. પણ પાસે ગયો તો એ કોક છોકરાને તતડાવતા હતા એટલે આપણે માંડી વાળ્યું. સાધ્વીઓ અને બ્રધર્સ – આ શાળાના શિક્ષકોને બે વિભાગમાં વહેંચી શકાય. કાં તો ઘણા સારા કે કાં તો સાવ મિજાજી. સારા મળ્યા તો તો સારું પણ મિજાજી મળે ત્યારે ભારે પડી જાય. અને આ બ્રધર નાથાનિયેલ આ બીજા પ્રકારના હતા.

મારું મન બહુ જ વિહ્વળ બનેલું હતું. દાદર ચઢ્યો. મજબૂત રીતે પેલું કાર્ડ અને જોસ્તાન પકડી રાખેલું. બીજે માળ જરાક ઊભો. છોકરીઓનું કિલબિલ સંભળાયું : છેક ઉપલે માળ ગયો. અને ધીરે ધીરે કરીને ૩૦૧ નંબર આગળ આવ્યો, ચારેકોર ઊંચા ઊંચા મોટા મોટા તગડા છોકરા. રાક્ષસ જેવા લાગે. તેલમાં માખી ડૂબ્યા જેવું લાગે. આ ૩૦૧ તો મોટા છોકરાનો વર્ગ. ચૌદ પંદરની ઉમ્મરના હશે. કાંક બફાયું છે. પણ કાર્ડ પર ૩૦૧ લખ્યું છે. એટલે મન મક્કમ કરવા ઊંડો શ્વાસ લઈ હું વર્ગમાં દાખલ થયો.

કોઈ શિક્ષક નજરે દેખાય નહીં. વિદ્યાર્થીઓ આમ તેમ ટહેલે. કોક વળી પાટલી પર પગ મૂકીને બેઠેલા. એવું બધું બહુ ચાલે. એક તો સિગારેટ પીએ. પાટલી નીચે ધરી રાખેલી. નીચો નમીને ફૂંક મારી લે પછી સ્વસ્થ થઈને બેસે. થપાટ મારીને ધુમાડી વેરી દે.

હું દાખલ થયો ત્યારે જાણે રસ્તો ભૂલ્યો હોઉં અને ગભરાઈ ગયા જેવો લાગું. દાખલ થયો કે બધી વાત બંધ. પાછલી પાટલીએ જગા ખાલી હતી ત્યાં ગોઠવાયો. દીવાલ સામું જોયા કરું. હાથ ધ્રૂજે, કોઈ જોઈ ન જાય માટે હાથમાં હાથ મિલાવીને બેસી રહ્યો.

"આ હવેની વેજા તો જો, નાના ને નાના થતા જાય છે!" એક

બોલ્યો. બધા હસ્યા. બધા મને જોઈને હસતા હતા એટલું હું સમજ્યો. એટલે તો બીક વધી. પણ કાર્ડ પર ૩૦૧ હતું એટલે બેસી રહ્યો.

"એય છોકરા, અહીં શું કરે છે?" એક છોકરાએ મને પૂછ્યું.

મારી આગળ બેઠેલા અને મને સાવ ઢાંકી દેતા બીજા છોકરાએ પણ કહ્યું: "શું કરે છે આ વર્ગમાં?" આમને તો હજામતની પણ જરૂર હોય એવું લાગ્યું. "તને અહીં કોણે મોકલ્યો?"

મેં કાર્ડ બતાવ્યું.

"જોઉં." એને કાર્ડ હાથમાં લેવું હતું, પણ હું શેનો આપું. બતાવ્યું. જોઈ લ્યે. "૩૦૧ કમરો!" વાંચ્યું. "છે તો બરાબર. કદાચ ઠીંગુજી હશે સરકસના!" અને બધા હસ્યા.

ત્યાં તો રવેશમાં કોઈનાં પગલાં સંભળાયાં અને બધું હસવાનું, અવાજ, બધું બંધ. ચપચપ બધા ગોઠવાઈ ગયા. શિક્ષક દાખલ થયા. માળા એમના બદામી ઝભ્ભા પર રણક રણક થાય. હાથમાં ચોપડાનો થોકડો તે બધો મેજ પર પછાડ્યો. અને આંખ કાઢીને આખા વર્ગ સામું જોયું. આવી જાવ! એવો પડકાર એમની નજરમાં ચોખ્ખો વંચાય. આપણા તો મોતિયા મરી ગયા.

અને આ બ્રધરે તો શરૂઆતથી જ તડાફડ કહેવા માંડ્યું. આ વર્ગમાં પોતાનું ધાર્યું જ થશે. તમારું કહ્યું કશું નહીં થાય. અને એટલામાં એમને બીડીની ગંધ આવી. કોક બીડી પીએ છે! હું એને અટકાવીશ નહીં. પણ હું એને વર્ગ વચ્ચે એ તમાકુ ખવરાવીશ. બંધુએ એમ કહી અમણે ખીસામાંથી લોખંડનો એક જાડો સળિયો કાઢ્યો. પોતે શિસ્તમાં માને છે, પોતાને નોકરીની કશી પડી નથી, પોતે તો ભગવાનનું કામ કરવા અહીં ભણાવવા આવે છે વગેરે વાતો કહેતાં કહેતાં એમણે પેલો લોખંડનો સળિયો વાળવા માંડ્યો. અમે બધા જ ડઘાઈને જોતા હતા. ભારે જોર હતું આ હાથમાં! ભગવાન, આના કરતાં તો પેલી બહેનો શિખવાડે એ સારું! મનમાં થયા કરે, હમણાં આપણે પકડાઈશું. અને પકડાયા તો શું થશે?

અત્યાર લગી એમની નજર આપણા પર પડતી અટકાવે એવું મોટું આવરણ મારી આગળ જ બેઠું હતું. આપણે પેલા સળિયાને જોવા પડખેથી ડોકું કાઢ્યું અને બ્રધર જોઈ ગયા. નજરથી નજર મળી. અને આપણને કંપવા થયો. હવે-હવે-

"એય. આમ આવ."

ઝટપટ ઊઠ્યો તો ખરો પણ મારું જોસ્તાન મને જ અથડાયું. જોસ્તાન ઊપડ્યું તો પાટલી અથડાઈ. બધા છોકરા ખડખડ હસે.

"ચૂપ રહો! દુનિયામાં રળવા જશો ત્યારે જરૂર પડશે!"

હું મેજ પાસે જઈને ઊભો. ભારે ગુનાની સજા ફરમાવાતી હોય એવા ગુનેગાર જેવો લાગતો હતો. "તું આ વર્ગમાં ક્યાંથી? નાનો લાગે છે!" એમના અવાજમાં બહુ મોટો ફેર પડ્યો હતો: "તારું નામ?"

"લોકલીન."

' શું ઉમ્મર?"

"આઠ વરસ, બ્રધર."

"તને અહીં કોણે મોકલ્યો?"

"બ્રધર નાથાનિયેલે. મારું નામ બોલીને કાર્ડ આપ્યું."

એમણે કાર્ડ વાંચ્યું. "ગયા સત્રમાં કયા વર્ગમાં હતા?"

"૩ અ."

"આગળ ચઢાવ્યા છે?"

"હાજી." જીવ કાંક હેઠો બેઠો. આપણી સાથે નરમાશથી વાત કરે છે!

"તો તો તારે ૩ વ માં જવાનું હોય, ખરું ને? તારો મોટો ભાઈ છે?"

"હા જી."

"એ ૮ વ માં જવાનો?"

મેં હા પાડી. હવે વાદળ વિખેરાતું હતું.

"અહીં છે તારો ભાઈ?"

"ના બ્રધર, નથી."

"કોઈ લોકલીન છે અહીં?" પાછો પેલો વર્ગનો અવાજ સંભળાયો.

પેલો બીડી પીતો'તો એ છોકરો ઊભો થયો. "મારું નામ મેક લોકલીન છે."

"મેં લોકલીન કહ્યું, મેક લોકલીન નહીં. બેસી જાવ."

"સાહેબ, હું તો કાંઈ કામ હોય તો પૂછતો હતો."

"હા છે. કામ કરવું છે ને? આ બધાં પાટિયાં સાફ કરો! ચાલો એમ

ધીરેથી નહીં. એક વાત જાણી લ્યો. ઈશ્વરની આંખ ચકલી પર છે. મારી આંખ તમારા પર છે."

અને મને કે': "લોકલીન, આ તારું કાર્ડ. બ્રધર નાથાનિયેલ પાસે જા. અને બધું કે'જે." ચિઠ્ઠી લખી આપી. "કાંક ભૂલ થઈ લાગે છે."

આભાર માનીને હું ભાગ્યો. હું નીચે આવ્યો ત્યાં સામેથી ઉપાચાર્ય મારા તરફ જ આવતા હતા. કેનેથ એમની પાછળ પાછળ આવે. એના ચહેરા પર જુઓ તો ગુસ્સો જ ગુસ્સો. મને જોઈને બ્રધર નાથાનિયેલ ધસતા આવ્યા અને મારા હાથમાંથી કાર્ડ ઝૂંટવ્યું.

"પણ એ વખતે બોલતાં શું થયું? તારો મોટો ભાઈ છે એ મને કેમ ન કહ્યું? તને તો ખબર હતી કે એ તારો વર્ગ નથી. ખોટું કાર્ડ અપાય છે. ભૂલ થાય છે. તો મૂરખ, બોલ્યો કેમ નહીં? અક્કલ જ નથી તારામાં!"

અત્યારે જબરાઈમાં માલ નથી એમ માની આપણે ગરીબડો દેખાવ જ રાખ્યો. મારા મોટા ભાઈના દેખતાં ખોટો ઠપકો સાંભળવો પડતો હતો એ ગમતું ન હતું.

"પાજી, પાછો ગરીબડો ચહેરો રાખે છે!" મને બીજું કાર્ડ આપી મારું કાર્ડ એમણે કેનેથને આપ્યું. અને મને કહે: "ભાગ, ભાગ અહીંથી."

આપણે હુકમ મુજબ ભાગ્યા. મારા સાચા નવા વર્ગમાં ગયો ત્યારે ટાઢક થઈ. રેડ ફ્રીસીએ એની જોડે જ મારી જગા રાખી હતી.

## ૨૩

# ડફીને ઘેર રાતવાસો

**જાન્યુઆરીની** અધવચમાં મને ડફી કુટુમ્બમાં એક રાત ગાળવાનું આમંત્રણ મળ્યું. આવી તક પહેલ વહેલી વાર જ આપણને મળી હતી અને આપણે તો આમંત્રણ સ્વીકારવા સાવ ઉત્સુક હતા. પણ માના મનમાં ઘણી ઘણી શંકાઓ હતી. બાપુ આ બાબતમાં બેતમા–મા પર છોડી દે. મેં આજીજી કરીને ખૂબ સમજાવ્યાં ત્યારે મા માન્યાં. હું કાંઈ લાંબી સફરે જતો ન હતો. બસ આડી એક દીવાલ હતી એવા સાખ પાડોશીના ઘરમાં જવાનો હતો. વાંધો હતો આ ડફીઓ જેવી રીતે વર્તતા હતા એનો. માને

એમની રહેણીકરણી પસંદ નહીં. એને મોટી બીક તો હું કાંક એમની જંગલના વાસી જેવી રીતભાતનો ચેપ લાવું એની. પણ મેં ખાતરી આપી કે નહીં લાવું. સોગન ખાધા કે એને દોગામી આપે એવું કાંઇ નહીં કરું. એટલે છેવટે માએ હા પાડી. દિવસ નક્કી થયો. શુક્રવારે રાતે. બીજે દિવસે શાળાનો સવાલ જ નહીં. મારે ડકી કુટુમ્બ સાથે વાળુ લેવાનું, રાતે ત્યાં સૂવાનું, નાસ્તો ખાઈને ઘેર આવવાનું.

શુક્રવારે નિશાળેથી આવ્યો કે તરત મેં તૈયારી કરવા માંડી. લૂગડાનો ખલતો માએ આપેલો. એમાં ત્રણ ભાગ રમકડાં અને એક ભાગ કપડાં ભર્યાં. ૭ વાગ્યા પહેલાં તો હું તૈયાર. આખા ઘરમાં ખલતો લઈને ઘૂમ્યા કરું. દર પાંચ મિનિટે, મારે જવાનો વખત થયો? એમ પૂછીને માને ત્રાસ આપું. એણે ખલતો વજનદાર છે એમ જોયું એટલે મારી પાસેથી લઈને રમકડાં બધાં કાઢી નાખ્યાં. પણ એ જરા બહાર ગઈ તે મેં પાછાં મૂકી દીધાં ખલતામાં.

ત્યાં બાપુ કામ પરથી ઘેર આવ્યા. હાથમોં ધોઈને વાળુની રાહ જોતા બેઠા બેઠા છાપું વાંચે. કેનેથ રમીને ઘેર આવ્યો. એય હાથ ધોઈને બેઠો. હું જમવાનો ન હતો એટલે મારું આસન હતું જ નહીં. પણ એ ત્રણે જણાએ જમવા માંડ્યું ત્યારે આપણને છાંડી દેવામાં આવ્યા હોય એવું લાગ્યું. માએ પૂછવા ખાતર પૂછ્યું: કાંક ખાઈ લે. એ લોક તો કોણ જ્યારે ક્યારે જમે? અધરાતે થાય. તે આપણે સહર્ષ આમંત્રણ સ્વીકારી લીધું. હજુ એનું મન હું રાતવાસો કરવા જાઉં એ વાતથી માન્યું ન હતું. થોડો નાસ્તો કરીને આપણે પાછું ઓરડામાં, વખત વીતાવવા આંટા-માર-વાનું શરૂ કર્યું. બાપુએ શરૂ કર્યું: પગવાળીને બેસ, નહીં તો પગ ઘસાઈ ઘસાઈને ઢીંચણ લગીના થઈ જશે!

ત્યાં તો ઘડિયાળમાં ૭ ના ડંકા પડ્યા. હું દોડવા જતો હતો. જવાનો વખત થયો'તો. પણ માએ પકડી રાખ્યો. અને મને ડગલો અને માથે પેલી ગરમ ટોપી પહેરવાની ફરજ પાડી. "જોજે, સારી પેઠે વર્તજે. અને કોઈ ખરાબ આદત ઉપાડી ન લાવતો ત્યાંથી."

"ચોક્કસ નહીં લાવું." ખલતો પકડી રસોડા વચ્ચે ઊભો રહી હું બોલ્યો. મારા જીવનનો એક મહત્ત્વનો પ્રસંગ. કદાચ મનમાં જે લાગણી હતી તે બહાર દેખાઈ જાય એવો ભય પણ ખરો. રડી તો નહીં પડાયને? મને જ ભય હતો. પણ આપણે વિદાય લીધી.

છાપામાંથી મોં બહાર કાઢીને બાપુ બોલ્યા: "આવજો. કાગળ પતર લખજો."

બાપુને જે ગોઠવણ થઈ હતી એનો ખ્યાલ નથી એમ માનીને મેં રાતવાસાની વાત કરી, કહ્યું: "કાલે સવારે આવીશ."

"તો તો તાર કરજો."

બસ બાપુએ મજાક કરવા માંડી હતી. "સારું."

"હવે પહોંચી જાવ, નહીંતર તમારા વિના જ ઉજાણી શરૂ કરી દેશે."

મા બારણા લગી આવી. મને કોટી કરી. હું ડફીના બારણે પહોંચ્યો ત્યાં લગી ઊભી રહી. મેંય સામો હાથ હલાવ્યો અને ઘંટડી મારી.

અંદર દોડધામ મચી રહી. પછી મિસિસ ડફીનો સિસકારો સંભળાયો. બધાં ચૂપ. આસ્તેથી એમણે પૂછ્યું: "કોણ?" મેં કહ્યું: "ટીખ્ખી." બારણું ખૂલ્યું. અને વૂડી, ડસ્ટીન અને ઝકારી ત્રણે મને વળગ્યા. કોણ મારો ખલતો લે?

**અને** હું આ અત્યંત અવ્યવસ્થિત ઘરમાં આવ્યો. અવ્યવસ્થા ઉપરાંત અહીં ધૂળ પણ સારા પ્રમાણમાં હતી. બેઠક અને જમવાનો ઓરડો એક. ઠેકાણે ઠેકાણે જાત જાતના ઢગલા. બેસુમાર વસ્તુઓ વેરાયેલી પડેલી. પેલી સોનેરી માછલીએ તો ક્યારની વિદાય લીધેલી. એક વાર એને બારી પાસે મૂકેલી તે બિચારી જીવતી શેકાઈ ગઈ તાપમાં. ડફી કુટુમ્બ ઘેર પાછું આવ્યું ત્યારે તો એ પેટ ઉપર એમ તરે. પછી બીજે દિવસે એની દબદબાભરી દફનક્રિયા પાછલા વંડામાં થયેલી.

ડફી–દુનિયામાં રેડિયો પણ ખરો. ખરીદેલો પણ પૈસા ચુકવાયેલા નહીં. ખાસ્સો મોટો. લાઉડસ્પીકર માટે મોટું શીંગડું ભરાવેલું. રેડિયો પર એક કેનેરીનું પાંજરું. પંખી રેડિયા પાસેથી સંગીતશિક્ષણ લે એવી દાનત હશે. ડફી–દુનિયામાં ખુરશી ટેબલ સોફા ખરાં પણ બધાં તૂટલાં. સોફા પર ચઢીને છોકરા કૂદાકૂદ કરે. માતાજી અત્યારે એક સામયિકની પ્રેમકથા વાંચતાં હતાં. વાંચતાં જાય અને પાસે બેસાડેલી બેબી એલિસિયાને ખવરાવતાં જાય. વાતમાં રસ પડ્યો હોય અને ધરેલો ચમચો જરા દૂર રહે એટલે બેબી જીભ બહાર કાઢે. તોય જીભ ન પહોંચે તો બરાડા પાડે.

ત્યાં તો ત્રણ ડફી જુવાનોએ મારો ખલતો ખોલીને રમકડાં પાથરી

દીધાં જાજમ પર. જાજમ પર મોટું તળાવ ચીતર્યું હોય એવો સહીનો ડાઘો. ડફી બંધુઓ જે કરતા એથી મને આશ્ચર્ય કે દુઃખ ન'તાં થતાં. બધા બંધુ મને ગમતા. એ તંગદશા માનસિક રીતે ભોગવતા હશે પણ એ તોફાની ન હતા. એમને ગતિની ફિલસૂફીમાં ભારે શ્રદ્ધા. વેગ અને આવેગ એમનો ધ્યાનમંત્ર.

ઘરનું સામાન્ય અવ્યવસ્થિત વાતાવરણ પણ મને ગમે એવું. મારા સ્વભાવમાં કાંક એવું હશે. વાતની વાતમાં ડફી બંધુઓએ મારાં બે રમકડાં તોડયાં. એમના ઘરમાં પગ મૂકે મને દસેક મિનિટ થઈ હશે. પણ એવું મને લાગ્યું નહીં. જાણી જોઈને તો તોડયાં ન હતાં, ખૂબ સંભાળપૂર્વક જતન કરવા જતાં રમકડાં તૂટયાં. મેં એમને કહ્યું: તમારાં રમકડાં કાઢો. અને એ બધા દોડીને મોટા થેલો ભરીને તૂટલાં ફૂટલાં રમકડાં લાવ્યા અને ઢગલો કર્યો. એકે સાજું સમું નહીં. ઘણાની કેડ તૂટેલી. પણ એમ છતાં અમે બધાં રમકડાંથી રમ્યા.

આમ એકાદ કલાક વીત્યો. મને ભૂખ લાગી. વાળુનો ઇશારો સરખો થયો નહીં. આ લોક જમીને તો નહીં બેઠા હોય ને? તો તો આપણે ભારે કમનસીબ. મેં ડસ્ટીનના કાનમાં પૂછ્યું: "આપણે ક્યારે જમીશું?"

"મા, ટીપ્પી પૂછે છે આપણે ક્યારે જમીશું?"

એની નિખાલસતાથી હું ડધાઈ ગયો. પણ માતાજીએ સાંભળ્યું જ નહીં. વાંચવામાં મશગૂલ હતાં. હોઠ ફફડે, અનામિકા એક એક લીટી નીચે સીધી મુસાફરી કરે.

"મા, ક્યારે જમવાનું?"

આ વખત સંભળાયું: "તારો બાપ ઘેર આવે ત્યારે, સમજ્યો! ઘરમાં અનાજ નથી અને પૈસા પણ નથી." પાનું ફેરવતાં માતાજી બોલ્યાં.

"એમ!" ડસ્ટીન જાણે આ સાવ સામાન્ય રોજિંદી વાત હોય એમ બોલ્યો. બીજા બેએ તો ઊંચું પણ ન જોયું. મને આઘાત લાગ્યો અને બીજી રીતે રાજી પણ થયો હું. ઘરમાં દાણા કે પૈસા ન હતા એનો આઘાત લાગ્યો તો કેવું સાહસિક જીવન છે એ વાતે રાજી પણ થયો.

એટલે અમે રમતા રહ્યા. ડફી બંધુમાંથી અવારનવાર એક એક અલોપ થતો દેખાયો એટલે એકવાર હું એની પાછળ ગયો. કાચું કોરું કે રાંધેલું જે પણ પડયું હતું તે ઉપાડીને ખાય. બૂકડા મારે. એકે કાચા દાણા ખાધા.

બીજાએ સડેલી નારંગી લીધી. ત્રીજાએ વળી ચમચે ચમચે કોકો ખાવા માંડ્યો. કોકો તો એણે મને પણ ખવરાવ્યો. આમ સ્વાદ સારો પણ બહુ ઝીણો તે ગળામાં ચોંટ્યો. ખુરશી પર ઊભા થઈને સીધું નળમાંથી પાણી પીવું પડ્યું. પછી મને એક વાસી વાનગી ખૂણામાં પડી રહેલી મળી તે આરોગી ગયો. ભૂખનો પ્રતાપ કેવો હોય છે તે પહેલી વાર જોવા મળ્યો.

ફરી પાછા અમે રમકડે રમવા બેઠા. પણ ત્યાં તો એક ભાઈ ઘરમાં આવ્યા અને મિસિસ ડફી સાથે વાત કરવા લાગ્યા. એમનાં મોં પર તો નર્યો રોષ જ રોષ હતો. આ ઘરના એ માલિક. પોતે શિક્ષક. એમનાં પત્ની પણ શિક્ષક. બન્નેને રોજેરોજ એટલાં બાળક સાથે પનારું પડે કે કુદરતે એમને બાળક જ આપ્યું ન હતું. જો જન્મ્યું હોત તો તો કાચના શીશામાં રાખ્યું હોત. એટલો એમને ચોખ્ખાઈનો આગ્રહ. આમ ઘણા ગંભીર તે હસે નહીં. વખતસર ભાડું મળ્યું હોય ત્યારે સહેજ મલકે એટલું માફ.

એ જ વખતે નાની એલીસીઆ ખુરશી પરથી ઢળી પડી. વાગ્યું. અને કણ્હાતી હતી. પાસે જ આ મકાનમાલિક ઊભેલા એમને પકડવા ગઈ. એ આઘા હટ્યા, તોય આ પાછળ પડી. "ચીગ! ચીગ!" બોલતી જાય. એની પોતાની આગવી ભાષા હતી અને એનો શબ્દકોશ બહાર પડેલો નહીં તે બીજું કોઈ સમજે નહીં. મકાનમાલિકે એને ટાળીને સવાલ પૂછ્યો: "તમારા પતિ ક્યારે આવશે?"

"હું શું જાણું? એ મને કાંઈ કે' છે? આ કપડાં બદલે, ખાય અને પાછા બહાર જાય."

"હં. હું કાલે સવારે આવીશ. પહેલી થઈ ગઈ પણ ભાડા પેટે અધેલો પણ ભર્યો નથી." કહી જતા હતા ત્યાં ભીંતમાં પડેલું ગાબડું એમની નજરે પડ્યું. "આ શું? કોણે કર્યું? શું કરતાં થયું?"

"આ મારા છોકરા. ઘરમાં જ રમે. ના કહું પણ માને છે કોણ? હવે ભલા થઈને ન રમતા, ઘરમાં."

મકાનમાલિક ગાબડું જોતા જ રહ્યા. "બહુ સરસ. મકાનપાડુ! ભાંગફોડિયા! આપના જેવાને આ ઘરમાં ઝાઝું રહેવા ન દેવાય. ભાડું આપવું નહીં અને પાછું તોડવું!" ધૂંધવાતા બહાર ગયા.

એક ડફી આ મુલાકાતથી જરાકે ચિંતા કરતો ન થયો. અને એ ચિંતા ન કરે તો હું શું કામ કરું? બધા સોફા પરથી કૂદતા હતા. અમારે

ત્યાં અમે કોઈએ કર્યું હોય તો પીટ પડે. પણ અહીં તો ખુદ મિસિસ હક્રી એ સામું જોતાં પણ નહીં. વાંચવામાં મશગૂલ હતાં!

થોડીવાર થઈ અને મને ભૂખ લાગી. ઘંટડી વાગી અને બધા બારણે દોડયા. પણ મિ. હક્રી આવ્યા ન હતા. એ તો મારી મા આવી હતી. બાપુનો ગરમ ડગલો ઓઢીને આવેલી. એની ચાલ હું સમજી ગયો. એને ઘર સૂનું લાગતું હતું મારા વિના. તે જો મારે જવું હોય તો બોલાવવા આવી હતી.

"કેમ છો બધાં?" ઘરની અસ્તવ્યસ્ત દશાને નાખી નજરે સમાવી લેતાં મા બોલી. "કેમ ટીપ્પી! આ તારું સૂંથણું. તું ભૂલી ગયો હતો."

હું સમજી ગયો. સૂંથણું તો હું લાવ્યો હતો. માત્ર અહીં આવવા માટે બહાનું ઉપજાવી કાઢ્યું.

"ટીપ્પી તમને હેરાન તો નથી કરતો ને?" મા.

"મને ખબર નથી. મેં કશું જોયું નથી." મિસિસ હક્રી.

"એ ખૂબ ખાય છે."

માવરો સાધારણ રીતે જાસૂસી કરવામાં હોશિયાર હોય છે. આ માની ચાલાકી. શું ખાધું કે ખાધું કે નહીં એ જાણવાની.

"પણ અમે હજુ જમ્યાં જ નથી. હક્રી પૈસા લઈને આવે એની રાહ જોઈએ છીએ."

"સાત વાગી ગયા ને? ટીપ્પીને સાડાપાંચે જમવાની આદત છે."

"અમારે ત્યાં જમવાનો કોઈ નક્કી વખત નહીં. ગમે ત્યારે ખાઈએ."

"મારે ત્યાં ડારપેટીમાં પડ્યું છે થોડું. સેન્ડવીચ બનાવી લાવું?" મારી આંખમાં ગુસ્સો આવ્યો તે માએ જોયો જ હશે. રાત અહીં રહેવું અને જમવા પોતાને ઘેર જવું? મા સમજી ગઈ. "ક્યારે આવશે, મિ. હક્રી?"

"ગઈ કાલ સવારના નવના ગયા છે." જવાબ સાંભળીને મા તો છળી પડી. મિસિસ હક્રી પણ આટલું સમજ્યાં. "કામ કરે છે તે મોડું વહેલું થાય. કેંવરાવ્યું'તું, આજે વાળુ કરવા આવશે."

"ગઈ કાલના નથી આવ્યા?"

"કોક ભાડું મળી ગયું હશે. ગયે વરસે આવું જ એક ભાડું મળેલું

તે છેક સારાટોગા ટ્રેક–કેનેડામાં–લઈ ગયેલું. અહીં અઠવાડિયે આવ્યા. અને બસો ડૉલર વધારાની કમાણીના લઈ આવેલા. આ ઘોડા પર શરત મારી હોય એવું બધું." જાડી રોટી જેવો હાથ ઊંચો કરી એમણે હાથે પહેરેલું કંકણ બતાવ્યું.

નાની છોકરી જુએ એટલે માનું મન હાથ ન રહે. જેવી એની નજર નાનકડી એક્રીસીઆ પર પડી એવી જ એણે એને ઊંચકી લીધી. ખૂબ લાડ કરીને મા, નજરથી શિખામણ આપીને, પાછી ગઈ.

હવે ભૂખનો તકાદો ભારે જોશીલો બન્યો. ડફી બંધુઓ માતાજીને વીંટળાઈ વળ્યા. માતાજીએ જવાબ આપ્યો: "આટલું વાંચી લેવા દો." એટલે અમે બધા એ ક્યારે વાંચી રહે એની રાહ જોતા ઊભા.

"અરે મારા ગોળી આને! કેવા છેતર્યા? 'વધુ આવતે અંકે?' આવતા મહિના લગી રાહ જોવાની—આ ડ્યુક આ ઘરકામવાળીને પરણ્યો કે નહીં એનો જવાબ મેળવતાં!" અને એમણે એમની મેળે વાંચી હતી એ વાર્તાનો અધૂરે અટક્યો ત્યાં લગીનો ભાગ કહ્યો.

પણ અમને તો કકડીને ભૂખ લાગી હતી. ડફી બંધુઓએ અવાજ ઉઠાવ્યો. નિસાસો નાંખીને માતાજીએ પૂછ્યું, "દુકાને જવાનો કોનો વારો છે?" એમણે પુછ્યું અને ચર્ચા શરૂ થઈ. ઉગ્ર બની. છેવટે 'મારો' 'મારો'–માંથી ડસ્ટીનનો વારો છે એમ નક્કી થયું. એ કપડાં પહેરવા ગયો. બારીએ ઠંડી ટકોરા મારતી હતી પણ અહીં ઘાસતેલનો સ્ટવ ચાલુ હતો તે ગરમાવો હતો. "ચાલો, હવે વાળુમાં શું કરીશું?"

ઘરમાં અને તેય જમવાની બાબતમાં આવી લોકશાહીનું વાતાવરણ જોઈને મારું મન ખૂબ ખૂબ તૃપ્ત થઈ ગયું. અમારે ત્યાં કેનેથ કે મારો અવાજ જ ન મળે. અહીં જુદી વાત હતી. અને જાતભાતનાં તોફા સૂચનો થવાં લાગ્યાં. મિસિસ ડફીએ ઘણાં સૂચનો સ્વીકાર્યાં. યાદી થઈ.

હવે બીજી સૂચના.

"પસ્તાકિયાને ત્યાં ન જતો. આપણું ખાતું એણે બંધ કર્યું છે. મને પહેલેથી પસંદ ન હતું. બોહકની દુકાન બંધ હશે. પેલા સીરિયનની દુકાને જઈને કે'જે કે હું મિ. ડફીનો દીકરો. બિલ બનાવો તે મિ. ડફી કાલે આપી જશે. પણ જો એ જાતે હોય તો જ કે'જે. એની બૈરી હોય તો બોલતો જ નહીં. આખો દરિયો પાસે હોય અને તમે ચાંગળું માગો તોય ન આપે

એમાંની છે. ઉપરે તું પ્રોસ્પેક્ટ એવન્યુ પરની દુકાને જજે. ત્યાં પેલો ડાભિયો છે તે તારા બાપને ઓળખે છે ને આબરૂ રાખે છે. સમજ્યો?"

"બરાબર." કહીને સ્ટીન દોડ્યો.

એ ગયો એ દરમ્યાન માતાજીએ એલીમીઆને ઊંઘાડી દીધી. વુડી અને ઝકારી બન્ને જજમાનની ભૂમિકા સારી પેઠે ભજવવાની કરકોઈ કોશિશ કરતા હતા. પણ અમે બધા એટલા ભૂખ્યા થયા કે અમને બીજું કશું સૂઝતું નહીં. કેનેરીને ઝાડુની સળીથી ગલી કરી ગવડાવવાનો યત્ન પણ અમે મૂકી દીધો.

આ પછી ઘંટડી વાગી ત્યારે અમને લાગ્યું કે સ્ટીન અમારા વાળુની સામગ્રી લઈ આવી પહોંચ્યો. અમે બારણું ઉઘાડીએ એટલી એનાથી રાહ જોવાઈ નહીં. એટલે એણે લાત મારીને બારણું ખોલી નાખ્યું તે ઊછળીને અંદર પડ્યો અને સામગ્રી બધી વેરાઈ. શ્વાસ માય નહીં ને બોલી પણ ન શક્યો.

"શું થયું તને? કોઈ પાછળ પડ્યું? લડ્યો કોઈની સાથે?" માતાજીએ પૂછ્યું.

"અટવાણિયે અડધા ટોલરવાળો! આવે છે પાછળ! મેં એને જોયો પણ એણે મને જોયો નથી. આવ્યામાં છે!"

"પેલો ચૂંટિયો! બે વાર આવ્યો ત્યારે ઘરમાં આવવા નહીં દીધેલો. તે ત્રીજી વાર આવે છે? આટલી મોડી રાતે?" અને પછી એમણે હુકમ છોડ્યા: "વુડી, બેબીના ઓરડાની બત્તી બંધ કર. સ્ટીન, તું આ બત્તી બંધ કર. ઝકારી તું પેલી બત્તી બંધ કર. કોઈ અવાજ ન કરતા!"

હુકમનો તરત અમલ થયો. મિસિસ હીગે પોતે પેલો સ્ટવ બુઝાવી દીધો. બધે કાળું અંધારું પથરાયું. બારીનો પડદો ખેંચતાં માતાજી આડાં આડાં ઠેબાયાં. "શ શ, કોઈ બોલતા નહીં!"

અમે બધા અંધારામાં લપાઈને બેઠા. એકાએક ઘંટડી રણકી. જોરથી રણકી. બારણું ખખડ્યું. બારીઓ હાલી ઊઠી.

"પૈસા આપો! નહીં તો કપડાં પાછાં આપો!" અવાજ આવ્યો.

બધાં ચૂપ. પેલો અટવાણિયે અડધા ટોલરવાળો પણ ચૂપ. ઘંટડી ફરી મારી. "રોજ ધક્કા ખાઉં છું. દિવસમાં ચાર પાંચ વાર આવું છું. કોઈ ઘેર હોતું જ નથી! પૈસા ધરી દ્યો, નહીંતર કપડાં પાછાં આપો! ધક્કા ખાવા સિવાય બીજું કશું કરવાનું નથી મારે?"

જાણે ઘરમાં બધાં હોય એમ જ બોલતો હતો!

આ અઠવાડિયે અડધા ડૉલરવાળો લોકનાં છોકરાંને કપડાં અપાવે. દુકાનદારને એ ચૂકવે. અને અઠવાડિયે અડધા ડૉલર મુજબ આમની પાસેથી વસૂલ કરે. વસૂલાત થઈ હોય એની પૂરી નોંધ રાખે. એની કમાણી બે ભાવ વચ્ચે જે ગાળો રહે તે. પણ વસૂલ કરતાં વરસો વીતે. લોહીનું પાણી થાય. દા'ડામાં પાંચ પાંચ ધક્કા ખાય. દાદરા ચઢે અને ઊતરે. ચાલી ચાલીને પગે રસ ઉતારે. એટલે જે પણ મળતર હોય તે વાજબી ગણાય. પણ આવા લોકની જરૂરિયાત પૂરી પાડતા માણસ માટે ઘણો તિરસ્કાર: કપડું ફાટી ગયું હોય અને ચીંથરેહાલ થઈ ગયું હોય તોય એનું ભરણું પતે નહીં. એની પાસેથી જે બાળકને માટે કપડું લીધું હોય એ મોટો થાય, મૂછો ઉગાડે, પરણે, એને પણ બાળક થાય ત્યાં લગી છેલ્લો હફતો પત્યો ન હોય. લોક આમ કહેતા એમાં કદાચ અતિશયોક્તિ હોય.

ડફી કુટુમ્બને મળેલો અઠવાડિયે અડધા ડૉલરવાળો બરાબર ચીકાટી. છૂટે જ નહીં. બંધ બારણે પોકાર પાડ્યા જ કરે: "પૈસા આપી દો. ચોર લૂંટારુ છો તે ગરીબ માણસની રોજી પર તરાપ મારો છો?"

છેલ્લો ધક્કો મારી સંભળાય એવો નિસાસો નાખી, એ ગયો. એનાં પગલાં અમે સાંભળ્યાં. ડસ્ટીન બોલ્યો: "ગયો!"

"અરે ઉસ્તાદ છે. આઘે ઊભો હશે. જેવા દીવા કરીશું કે તરત આવશે!" મિસિસ ડફી બોલ્યાં.

એટલે અમે અંધારામાં બેઠા રહ્યા. શ્વાસ પણ ધીરેથી લઈએ. પણ માતાજીની વાત સાચી. પેલો પાછો આવ્યો. ઘંટડી મારી. બારીમાંથી અંદર જોયું પણ ખરું. છેવટે જતો રહ્યો. અને ત્યાર પછી પણ ઘણી વાર પછી બત્તી કરવાનો હુકમ છૂટ્યો. માતાજીએ સ્ટવ પણ સળગાવ્યો. ડસ્ટીનને બહાર બરાબર ખબર કાઢી લાવવા મોકલ્યો. એણે આવીને સમાચાર આપ્યા. પેલો એક ટ્રૉલીમાં બેઠો એ એણે નજરોનજર જોયું.

પાછું બધું રાબેતા મુજબ. એટલે કે ડફી-ઘરમાં જે રાબેતા મુજબનું ગણાતું હોય એવું વાળુ તૈયાર થયું, એમ કહેવા કરતાં જેમ જેમ એક એક ચીજ થતી ગઈ એમ અમે ખાવા માંડી એમ કહેવું યોગ્ય છે.

વાળુ પત્યું. રેડિયો બંધ કરીને અમે રકાબીઓ ઉપાડી લીધી. માતાજીએ બધો ઢગલો કરીને મૂકી રાખી. પાછા બેઠકમાં. અમે જૂનાં પત્તાં રમવા લાગ્યા. માતાજી બીજી પ્રેમકથા વાંચવા લાગ્યાં.

કોકે પૂછ્યું : "બાપુ ક્યારે આવશે?"

પટ જવાબ મળ્યો: "હું કાંઈ નજૂમી છું?"

પાસે સગડી હતી એટલે ટાઢ વાતી નહીં. અને અમને ઝોલાં આવવાં લાગ્યાં. સહુથી પહેલી ઊંઘ ઝકારીને આવી. માથું ઝૂકી પડ્યું અને હાથમાંનાં પાનાં નીચે. અમે જોઈ લીધાં. એનો વારો આવે એટલે જાગે. પાછો ઊંઘે. માતાજીએ અમને બધાને ઊંઘી જવાની આજ્ઞા આપી. વૂડી અને ઇસ્ટીન રાતના રાજા. સૂવાનું જેટલું બને એટલું ટાળવાની પેરવી કરવા માંડી. અંદર ટાઢી છે. માતાજીએ સ્ટવ થોડો એ બાજુ ખસેડ્યો. અમે બધા અંદર ગયા. મારા નાઈટ સૂટનો વટ પડતો હતો. મા જે નવી જોડ આપી ગઈ હતી તેમાંથી ડગલી એકે લીધી અને સૂંથણી બીજાએ પહેરી. ઝકારી જાગ્યો ને કાંક બબડ્યો. પણ પછી મોંમાં અંગૂઠો મૂકીને સૂઈ ગયો.

અમે બધા ખાટલામાં પડ્યા. પણ અંદર અંદર વાતો ચાલુ હતી. એટલે માતાજીએ ફરમાન છોડ્યું: "સૂઈ જાવ!"

ફરમાનને કારણે નહીં પણ ઊંઘ આવવાથી ડફી બંધુઓ એક એક ઊંઘી ગયા. એક મને નવું નવું લાગે એટલે તરત ઊંઘ ન આવી. ક્યાંય લગી હું જાગતો રહ્યો. એ. વાંચતાં પાનું ફેરવે એનો અવાજ આવે. નળ ચાલુ થયો એનો અવાજ આવ્યો. માતાજી બધે ફરતાં હતાં એનો અવાજ આવ્યો. અને છેલ્લે રકાબી ધોવાનો અવાજ આવ્યો. પછીની મને કશી ખબર નથી. અચાનક કશો અવાજ થયો ને હું જાગ્યો. સામે જ મિ. ડફી ઊભા હતા.

"શેરડો! કાંક ગા! ચેટિયું રળ!" એમણે કહ્યું અને કેનેરીએ ચીંચીં કર્યું.

"શિંહુ. બચ્ચા, આમ ચીંચીં શું કરે છે? આમ કર તો કાલે ચણ ન મળે." ડગલો કાઢવા ગયા ત્યાં ઊથલી પડવા જેવું થયું. "મેગ, મને આમાંથી કાઢ!"

મેં ડફી બંધુઓને જગાડ્યા: "તમારા બાપુ આવ્યા!" એક એક આંખ ચોળતા બેઠા થયા. મારું કહેવાનું પૂરેપૂરું સમજાયું ત્યારે પટ દેતાકને ભેઠા થયા. દોડ્યા. બાપને ડગલો કાઢવામાં મદદ કરવા લાગ્યા. પણ ગમ મળે નહીં તે ડગલો કાઢવાને બદલે બાપને ગોડાટતા હોય એવું થયું. મિસિસ ડફીએ આવીને ત્રણેને છૂટા પાડ્યા.

"કાંઈ પૈસા લાવ્યા છો?"

"હું મારી જાતને લાવ્યો છું ને?" અને ડફી મિસિસ ડફીને બાઝયા. એમનો પગ ધરતી પર ટકતો ન હતો. પત્નીને પાછળ ધપ્પો માર્યો. બાળકો હસ્યા. "મેગ, ચાલને અગાશી પર!" અને પત્નીને પોતાના તરફ વધુ ખેંચવા ગયા. "છોકરાના દેખતાં લાજો." ધક્કો દઈને પત્નીએ હડસેલ્યા.

"જો લાજ્યો હોત તો તો જેમની હાજરીથી લાજવાનું કે' છે એ જ ન હોત ને!'

પત્નીએ જવાબ ન દીધો. એ તાકી તાકીને એક માણસના પગ દેખાતા હતા તે જોતાં હતાં. "આ શું છે?"

"આ મારી બે દિવસની મજૂરી. મારા ઘરાકના પગ છે. મેં એમને અહીં આવવાનું આમંત્રણ આપ્યું–" પણ ત્યાં અમારા સામું જોઈ રહીને ચકિત થતા બોલ્યા, "એ ત્રણ કે ચાર? હેં આપણે દીકરા કેટલા? ત્રણ હતા ને ચોથો ક્યાંથી ઉપાડી લાવી?"

"આ તો ટીપ્પી છે. રાત રહેવા આવ્યો છે."

મને પાસે બોલાવી હાથ મિલાવી મિ. ડફી બોલ્યા: "ભલે પધાર્યા અમારા મુસાફરખાનામાં. પણ રોજી રળવા ગાડી ન હાંકતા. એમાં તો 'કામ' ઘેર લઈ જવું પડે છે!" અને પેલા પગ તરફ આંગળી ચીંધી.

"પણ એ ઘરમાં કેમ નથી આવતો? શરમાય છે? કે પછી–?" મિસિસ ડફીએ પૂછ્યું.

"પીધેલ છે. મારા કરતાંય વિશેષ પીધેલ છે. બે દિવસથી અમે બસ પીધા જ કરીએ છીએ. કાલે સવારે ગાડીમાં બેઠા ત્યારે તો આ ઘરાક પા અડધા કલાકમાં પતી જશે એમ લાગેલું. પણ અમે તો બસ સ્પીકઈઝીનાં ચક્કર પર ચક્કર માર્યાં છે. એક પોલીસ થાણામાં પીવા નથી ગયા. અને તે પણ આમંત્રણ ન હતું એટલે. શહેરમાં સારામાં સારો દારૂ કોઈની પાસે હોય તો એમની પાસે. બધેથી ધાડ પાડીને લઈ આવે છે. પણ મેગ, મને બહુ તરસ લાગી છે. પેલો આર્જેન્ટાઇન જીન હતો ને! કે પછી તેં પોતાં કર્યાં?"

પણ મિસિસ ડફી તો બેઠકખંડમાં દેખાતા પેલા પગને જ જોઈ રહી હતી. એ પગ હવે હલનચલન કરતા હતા. પહેલાં લાત મારતા હોય એમ પગ ઉછાળ્યો. પછી નૃત્યનું પગલું ભર્યું. પછી સ્થિર. ડફીએ પ્રશંસા કરી. "જ્યોર્જ નટ! એનું નામ!" અને પછી હોઠ પર આંગળી મૂકી ધીરેથી

બોલ્યા: "એને તો આ પીઠું છે એમ કહ્યું છે. નહીંતર ગાડીમાંથી ઊતરતા જ ન હતા." અને પછી બધા સમક્ષ લાવીને કહ્યું : "મળો આ સન્નારી અને સજ્જનોને!"

પગ હાલ્યા. પગના હાલવા સાથે એના ઉપર ટેકાઈ રહેલું ધડ પણ હાલ્યું. અને એક જુવાન દાખલ થયા. આમ જુવે તેમ જુવે. ચહેરા પર સહેજ રોષ આવ્યો. "આ સ્પીકઈઝી છે?" અવાજ તો ડફી કરતાં પણ ભારે. "પુરાણી વસ્તુઓની દુકાન તો નથી ને?"

મારા આશ્ચર્યની અવધિ ન હતી. ડફીને મન ભલે એ જ્યોર્જ નટ હોય; આ તો હતો ચીપર હેઈલ! ઓળખી કાઢ્યો તરત. અને આગળ પાછળનું બધું મને યાદ આવી ગયું. એ મને નો'તો ઓળખતો. એવું કશું કારણ પણ ન હતું. એણે મને નાંખી નજરે જોયો પણ નહીં. પોતે જે જગાએ આવી ચઢ્યો હતો એનું જ સખેદ આશ્ચર્ય એને મૂંઝવતું હતું.

"આ સન્નારી તો સરકસના પ્રખર ખેલાડી જેવાં લાગે છે! હું ક્યાં છું? અને આ છોકરા? કોઈ પરીકથાના મુલકમાં છીએ?" અને પછી જરા મક્કમ અવાજે બોલ્યા: "આ કોઈ સ્પીકઈઝી નથી. કોઈનું મકાન લાગે છે. કોણ રહે છે અહીં?"

"હું." ડફીએ જવાબ આપ્યો.

"ઉસ્તાદ છે તું! હું જાઉં છું!" એ જવા ગયા પણ ત્યાં જ ફસડાઈ પડ્યા. ઊભો કરેલો તંબુ ઢળી પડે એવું લાગ્યું. ડફી મદદ કરવા ગયા તે પણ પડ્યા. અને પડ્યા ચીપર હેઈલિ પર. અમે બાળકો તો આ ખેલ જોઈ હરખાતા ઊભા રહ્યા. પણ મિસિસ ડફીએ એમના પતિને બોચીએથી પકડીને ઊભા કર્યા. ખુરશીમાં બેસાડ્યા. અને પછી ચીપર હેઈલને ઉપાડીને સોફામાં ગોઠવ્યા. મિ. ડફી પત્નીના પરાક્રમની તારીફ કરતા હોય એમ જોઈ રહ્યા.

"મારી પત્ની. દુનિયાભરમાં જોરાવર સ્ત્રી. રસોઈ અત્યંત ખરાબ પકાવે પણ છે પહેલવાન."

"હવે તમે ત્યાં જ બેસી રહો. કાંક પકાવી આપું. છોકરાવ, તમે સૂઈ જાવ તો!" હુકમ છૂટ્યો.

"પ્રિયે, મને જીન આપો." ડફીએ દારૂ માગ્યો.

"હવે એક ટીપું પણ નહીં મળે." રોકડો જવાબ.

"નહીં?" અને નીચા નમીને વાધરી છોડ્યા વિના જોડો કાઢીને ફેંક્યો

પત્ની તરફ. આટલા કદાવર શરીર માટે નવાઈ લાગે એટલી ચપળતાથી મિસિસ ડફીએ કેડ હલાવી એટલે જોડો નિશાન ચૂક્યો. પણ જાણે સાવ પલટાઇ ગયાં હોય એમ સાવ નરમ અવાજે એ બોલ્યાં: "સારું ડફી, પણ જરા તમારું વર્તન સુધારો."

'મારું વર્તન તો સારું જ છે. અત્યારે જીન પીવાની ઇચ્છા છે.' મિસિસ ડફી ઉતાવળાં ઉતાવળાં અંદર ગયાં અને એક અડધી બાટલી લઈ આવ્યાં. ધણીએ આનંદમાં આવીને બાટલી લીધી. "તું તો મારો જાન છે, દોસ્ત!"

નાનકડી છોકરીના જેવા શરમના શેરડા મોં પર આણીને મિસિસ ડફી રસોડામાં ગયાં. ડફીએ ચપટી મારી. ડફી બંધુઓ જામ લઈ ને હાજર થયા. "લો શ્રીમાન જ્યોર્જને આપી આવો!"

"પણ મને જ્યોર્જ શું કામ કહે છે?" આંખો મીંચીને સોફા પર પડેલા ચીપર હેઇલે પૂછ્યું.

"જ્યોર્જ નટ?"

"જો હું નટ નથી. કદી પણ રંગમંચ પર પગ મૂક્યો નથી. ચૂનો ચોપડ્યો નથી!" જામ લેવા બેઠા થયેલા ચીપરે કહ્યું.

"ધોળે દા'ડે તો નહીં જ ચોપડ્યો હોય."

ચીપરની નજર અમારા પર પડી.

"આ બધા તમારા?"

"એક છેલ્લા સિવાય. છેલ્લો ટીપ્પી રાતવાસો કરવા આવ્યો છે."

"મારે પણ ચાર છે. અને પાંચમું—"

"તમારે ચાર છોકરાં છે! છેલ્લા બે દિવસથી તમે ફરો છો તે પરથી અડંગધડંગ ફક્કડલાલ લાગતા હતા!"

"પરણેલો છું. અને બૈરી-છોકરાંનું પાલનપોષણ કરું છું. પણ છોડ એ વાત. ચાલ નાયગરાધોધ જઈએ અને ભાલાથી માછલીનો શિકાર કરીએ."

"ના જી. આપણી ઇચ્છા નથી. મીટર પ્રમાણે જે થતું હોય તે ચૂકવી દો. અહીં બેસવું હોય તો મને વાંધો નથી."

"શાકુન્તેગ આપવાના. બાપના બોલથી આપવાનો."

"મને લાગે છે કે સહુથી વિશેષ તો અત્યારે તમારે આંખ મીંચીને ઊંઘવું જોઇએ."

"ઊંધે એ બીજા. લ્યો તમને મારું ઓળખપત્ર આપું."

"અત્યાર લગીમાં વીસ આપ્યાં છે!"

અને હકી ઊભા થઈ ચાલવા ગયા ત્યારે ખબર પડી કે એક પગમાં પગરખું જ ન હતું. બીજો જોડો પણ ખંખેરીને કાઢી નાંખ્યો. કપડાં બદલવા ગયા. ચીપર હેર્ઈલે આંખો પર અજવાળું ન આવે એમ નેજવું કરીને સોફા પર લંબાવ્યું. એટલામાં જમવાનું આવ્યું. અને હકીએ શરૂ કર્યું. એ જ અરસામાં હકીબંધુઓ પણ ખુરશી ખેંચીને ગોઠવાઈ ગયા. મધરાતે ખાવાનો મને આ પહેલી જ વાર અનુભવ થયો હતો. પણ આપણેય જોડાઈ ગયા.

"એય મને કેમ છોડી દો છો?" ચીપરે હાકોટો માર્યો.

"તો જલદી કરો. આ ઝોકરાવ તો મગરના અવતાર છે!"

આસ્તેથી ઊભા થઈને ચીપર હેર્ઈલે કપડાં ખંખેર્યાં. મિસિસ હકીને નમન કરવા ગયો ત્યાં અટબડિયું ખાધું. "બાનુ સાહેબ, આપની ખાતરબરદાસ્ત આપના રૂપ જેવી જ સુંદર છે." અને મિસિસ હકી બાર વર્ષની બાળા જેમ શરમાઈ ગયાં.

"ખૂબ ચડ્યો છે આમને!" મિ. હકી પોતાના જામમાંથી છેલ્લો ઘૂંટ ગટકાવતાં બોલ્યા.

ચીપર હેર્ઈલ જમવા તો બેઠા પણ એટલા ચિક્કાર હતા કે એક પણ વાનગી એમને દેખાય નહીં. આંખો ખુલે નહીં. હાથ લંબાવ્યો તે સીધો સૂપમાં પડ્યો. મિસિસ હકીએ આ જોયું અને પછી હકીને કહ્યું: "એનો હાથ–"

"તે એને જગાડીને કહે! મને કૂણસી આપ. આમ શું જુવે છે? આ પહેલાં કોઈનો હાથ સૂપમાં પડ્યો જ નહીં હોય!"

"મને શી ખબર?"

"ખરું પૂછો તો મને પણ ખબર નથી!" હકીને ઠકી ઊભો થયો. ચીપર પાસે જઈ એને ખૂબ ઢંઢોળીને કહ્યું: "તમારો હાથ સૂપમાં છે એથી સોડ બગડી જાય છે!

"ઓ ઓ. શું કરતો'તો હું? મોતી કાઢતો'તો દરિયામાંથી?"

"દરિયો નહીં. મારી પત્નીના સૂપની રકાબી."

હાથ કાઢીને ચીપરે એક આંગળી ચાટી: "પીવાય એવો!"

મિસિસ હકી ક્યાંકથી કપડું લાવ્યાં. ચીપરે હાથ લુછ્યા. ફરી જમવા બેસવા ગયા. ત્યાં ઝોકું આવ્યું અને ઢળ્યા.

"પડી લોથ!" કહી પતિ–પત્નીએ ચીપરને ઊંચકીને સોફા પર સુવાડયો. ચીપર હેઈલનું શરીર ઠંડુ પડેલું લાગતું હતું. ઊંધે તે મોં ખુલ્લું. શ્વાસ લેતાં હરકત આવતી હોય એમ લાગતું.

"કોણ છે આ પાજી?" મિસિસ ડફીએ પૂછ્યું.

"મને શી ખબર? મારે ઈક્રોતેર ડૉલર લેવાના છે એટલું જાણું."

"તે મતશે?"

ડફીએ નીચા નમીને ચીપરનાં ખિસ્સાં જોયાં. "ઢગલો એક બુકો છે. બધી બેંકો ખીસામાં રાખીને ફરતો લાગે! દરેક પર જુદું નામ. કાંક ગોબાજાળું લાગે છે!" ત્યાં પાકીટ કાઢ્યું. ખોલીને જોયું. રોકડા પૈસા અને નોટો! અમને બધાને પણ બહુ રસ પડયો. મનમાં હું ત્રિરાશી મૂકતો હતો: આટલા પૈસાની કેટલી ખાટીમીઠી આવે! પૂરતા છે. ઉપરથી શાબાશી પણ આપી શકે એટલા! એ બરાબર ખીસામાં મૂકીને એમણે થેલો ફેંદવા માંડ્યો. "ગંદાં મેલાં ખમીસ! પણ હજુ આ ભાર શેનો છે?" બધું બહાર કાઢવા માંડયું તો જૂના જોડાની જોડ નીકળી.

"ઘરવાળીની માના જનમ પહેલાંની લાગે છે!"

અમે બધાં ધ્યાનપૂર્વક જોતાં હતાં. એક મિસિસ ડફી નિરાંતે ખાતાં હતાં.

ડફી નાખી નજરે જોડાનું નિરીક્ષણ કરતા હતા. જૂની જાતના જોડા. તળિયું અને એડી તો લોખંડ જેવાં મજબૂત. જાડા.

ડફીએ ઘા કરીને જોડા ફેંકયા તે પહેલાં પેલાં ખમીસ પર પડયા ને ત્યાંથી સરકીને હેઠે પડયા. મારા સિવાય બીજા કોઈનું એના પર ધ્યાન ન હતું; કારણ કે ડફીએ થેલામાંથી એક ગલોલ કાઢી હતી. બધાને ગલોલ જોઈએ. બધા માગે 'મને આપો' 'મને આપો.' પણ ડફીએ ગલોલ એમના ખીસામાં મૂકી. "કોઈને નહીં મળે."

"કૉફી કયાં છે?"

મિસિસ ડફી કૉફી લાવ્યાં. અમે બધાએ પીધી. મારી જિંદગીમાં પહેલી વાર કૉફી પીધી. અને હુકમ છૂટયો:

"સૂઈ જાવ."

પણ આટલું બધું રોમાંચક નજર સામે બન્યું હોય પછી ઊંઘ કેમ કરીને આવે? એટલે મેં સૂચના મૂકી: "વાત માંડીએ."

"શું?"

"વાર્તા. બાપુ કહે છે અમારે ત્યાં. મા પણ કહે."

ડફી બંધુઓને મારી સૂચના ગમી. એટલે એ ડફીની પાછળ પડયા. "વાર્તા કહો!"

"શી કચકચ માંડી છે?" મોંમાં સિગાર અને હાથમાં જીનના જામ સાથે ડફીએ પૂછ્યું.

"અમારે વાર્તા સાંભળવી છે."

અને અમારી વિનંતીને માન આપીને ડફીએ વાર્તા માંડી: "હું નાનો હતો ત્યારે મારા બાપે કોઈ દિવસ અમને વાત કહી નથી. મારી સાથે બોલે એ દિવસ પણ નસીબવંતો દિવસ ગણાય. પણ આજે આપણે ત્યાં માનવંતા મહેમાન છે એટલે તમને વાર્તા કહું.

"એક વાર એક ઘણો જ ખૂબસૂરત કેબ ડ્રાઈવર હતો. એટલો ખૂબ-સૂરત કે એકતાળીસ વરસ હેઠેનાં બધાં બૈરાંને એના સામું જોવાની મનાઈ. બાપ કે વડીલ સાથે ન હોય તો એની ગાડીમાં બૈરાંથી બેસાય નહીં. એક વાર આ ડ્રાઈવર ચાલતો જતો હતો—"

"પણ ચાલતો કેમ? મોટરમાં કેમ ન ગયો?"

"એ મોટરમાં બેસે તો વાર્તા ન ગોઠવાય. એ ચાલતો હતો ત્યાં એક શાહજાદી એક સ્પીકઈઝીમાંથી ઘૂંટણિયે ચાલતી બહાર નીકળી."

"એમ કેમ?' ઝકારીએ પૂછ્યું.

"દાંતનું ચોકઠું શોધતી હતી."

વાતમાં ભંગ પાડયા બદલ વૂડી અને ડસ્ટીને ઝકારીને દીધી. પેલાએ સામી દીધી. પણ ડફીએ સામું ત્રાટક માંડયું છે એ જોતાં ત્રણે મૂગામંતર થઈને બેસી ગયા.

"જેવી આ શાહજાદી ઘૂંટણીએ ચાલતી બહાર આવી એવું જ નારી-સન્માનની ભાવનાવાળા ડ્રાઈવરે ટોપીએ આંગળાં અડાડી ને એને ઓળંગી ગયો. એ વખતે બેની નજર એક થઈ. મળી દષ્ટોદષ્ટ. એને પ્રથમ દર્શને પ્રેમ થયો."

"પ્રેમ!" ઝકારીથી બોલ્યા વિના ન રહેવાયું.

"પ્રેમ! આ સંસારનું પરમ ચાલકબળ. પણ આ પ્રેમ નિર્વિઘ્ને

ચાલે એવું ન હતું; કારણ કે આ પહેલાં ડ્રાઈવરને એક તબેલાવાળાની છોકરી સાથે પ્રેમ હતો. અત્યારે પણ એ તબેલે જ જતો હતો. તબેલામાં મોટી મિજબાની હતી. મિજબાની ડાબી બાજુના છેલ્લા ઘોડારમાં બાંધેલો ઘોડો આપતો હતો. આ ઘોડાની પત્નીના પહેલા ઘરનો બાળક ઘોડો શરત જીત્યો હતો. એટલે ઘોડો પાર્ટી આપતો હતો."

"કેવી બનાવટી વાત છે!" ઝકારીથી ન રહેવાયું.

"જા, જતો રહે તું. સજા તને. આગળના ઓરડામાં કેદ થઈ જા. જા."

ઊભો થઈને બબડતો બબડતો ઝકારી એની મા જમતી હતી તે ઓરડામાં ગયો. "શું થયું?"

"બાપુ સાવ બનાવટી વાત કહે છે! ઘોડો પાર્ટી આપે છે એમની વાતમાં!" ઝકારીએ કહ્યું.

સિગારનો દમ ખેંચીને ડફીએ વાત આગળ ચલાવી:

"પેલી પ્રેમમાં ગળાબૂડ પડેલી શાહજાદી ઘૂંટણિયે ભાંખોડિયા ભરતી ગઈ ડ્રાઈવરની પાછળ તબેલામાં. પછી ઊભી થઈને પાંચ પાંચ ડોલરની નોટના ડૂચા વાળીને ડ્રાઈવરને મારે. કેમે કરતાં એનું ધ્યાન પોતાના પર પડે છે? પણ પાર્ટીમાં આવેલા ઘોડા નોટના ડૂચાને પાછળ પગે લાત મારે તે નોટ પાછી શાહજાદીના હાથમાં પડે. માણસને ન સમજાયેલી વાત ઘોડાં સમજી ગયેલાં. આ શાહજાદીને—"

આ વાતનો અંત કઈ રીતે આવ્યો હોત એની મને આજ દિન સુધી સમજણ પડી નથી. ડફી વાતમાં આટલે લગી આવ્યા ત્યાં તો રસોડામાંથી મિસિસ ડફીની કારમી ચીસ આવી.

"નીકળી ગયું! પાંજરામાંથી નીકળી ગયું!"

બધા દોડયા. ચીપર હેઇલ અને એલીસીઆ સિવાય. એ બે ઘસઘસાટ ઊંઘતાં હતાં. કેનેરી જીવનથી કંટાળ્યું હશે તે જરાક લાગ મળતાં પાંજરામાંથી નીકળી ગયું. એને ઊડી જવું હતું પણ શિયાળાને કારણે બારીઓ બંધ તે બિચારું ફફડતું ચાલે. થોડું અંદર અંદર ઊડે. ડફી પાસેથી નીકળ્યું એવી એમણે સિગારની ફૂંક મારી અને પેલું પંખી ગભરાઈ ગયું. પકડી લીધું અને પાછું પાંજરામાં મૂકી દીધું.

અને અમને બધાને એક સાથે યાદ આવ્યું તે અમે ઊંઘી ગયા.

**બીજે** દિવસે સવારે ઊઠવામાં હું, વૂડી અને ચીપર હેઇલ ત્રણ છેલ્લા.

ટેબલ પર નાસ્તાની ગોઠવણ થઇ ગઇ. ચીપર એની આંટી ગૂંથીને સૂતો હતો કે પોટલું જ લાગે. વૂડી ઊંઘમાં બબડતો હતો. એલીસીઆ બધા સામું જોતી હસતી હતી.

અમે બધા–એટલે જાગતા હતા અને હાજર હતા એટલા ટેબલ આસપાસ બેઠા. તરત મિસિસ ડફીએ પૂછ્યું: "ડસ્ટીન ક્યાં છે?"

"પાઉં રોટી લેવા મોકલ્યો છે."

"તો તો આ નસકોરાં વૂડીનાં!" મા દીકરાને પારખી શકી.

બધાં ખાવા લાગ્યાં. ત્યાં એલીસીઆ સરકીને ધીરે ધીરે સોફા પર ચઢી. ચીપરની છાતી પર બેઠી એટલે એ જાગ્યો.

"દોસ્ત કે દુશ્મન?"

"ચીગ!" એલીસીઆએ એનું લાક્ષણિક સ્મિત ફરકાવ્યું.

"સુપ્રભાતમ્, આવો, નાસ્તો કરો."

"તમે કોણ?" ચીપરે પૂછ્યું.

"એમ ન કહો. છેલ્લા બે દિવસથી આપણે સાથે ફરીએ છીએ, યાદ છે?"

"હો. તમે ડ્રાઇવર, ખરું ને? યાદ આવ્યું." બેબીને બાજુએ મૂકીને એ ઊભા થયા. "ક્યાં જઈને અથડાશે?"

"પહેલાં નાસ્તો કરી લ્યો."

બીજી વાત ચાલે એ પહેલાં જ ડફીએ હવે પોતે ગાડીમાં એમને નહીં લઈ જઈ શકે એમ ચીપરને કહી દીધું.

"ચેક ચાલશે?" ભાડાની વાત થતાં ચીપરે પૂછ્યું.

"ના."

"પણ મારી પાસે રોકડા નહીં નીકળે એટલા."

"જુવો તો ખરા."

"એમ કરો, અડધા રોકડા અને અડધાનો ચેક આપું."

"મેં ના કહી તે તમે સાંભળી કે નહીં?"

ચીપરે તો એક એક બુક ખોલીને લખવા પણ માંડેલું. "ગમે ત્યાં વટાવી લેજો."

પણ ડફીએ એનો હાથ પકડયો : "નાજી. હું વટાવી શકીશ નહીં; કારણ કે મારે ચેક વટાવવો નથી. મારો ઇરાદો નથી. હું કોઈની પાસેથી ચેક લેતો નથી. અમેરિકાની સરકાર ચેક ભલે સ્વીકારે. ડફી નહીં સ્વીકારે. એટલે આ વાત મૂકી દો અને રોકડા આપી દો. છે તમારી પાસે એ જાણું છું. ત્યાં દરેક વ્હીસ્કીમાં તો કાઢતા હતા! પીવાના મળે અને ગાડીના ન અપાય? મારી સાથે હુજ્જત ન કરતા!" ડફીનો અવાજ વધુ રૂક્ષ બન્યો. "૭ વાગે ઊઠીને બધું ઉધાર લાવવું પડે છે. છોકરાંને ખવરાવવા. અને મારે તમારે શી ઓળખાણ? એટલે મને ચેક ન બતાવો, સમજ્યા? ઇક્કોતેર ડૉલર ભાડું થયું. આપી દ્યો.'

બધું શાંતિથી સાંભળીને ચીપરે ચેકબુક ખીસામાં મૂકી : "લ્યો" કહી રોકડા ગણી આપ્યા. "રાજી?"

"શું કામ નહીં?"

ત્યાં ઘંટડી વાગી. "ડસ્ટીન આવ્યો! જાવ કોઈ ખોલો જોઉં!"

ઝકારી વૂડી કરતાં પહેલો પહોંચ્યો. બારણું ખોલ્યું. એક ઠીંગણો માણસ ઘરમાં દાખલ થયો. પેલો અઠવાડિયે અરધા ડૉલરવાળો!

"નમસ્તે."

"કોણ તમે?"

"લોપ કોવીઝ!" ઓવરકોટનાં બટન ખોલી અંદરના ડગલાનાં ખીસામાંથી પોતાનું ઓળખપત્ર કાઢ્યું. જૂનું બટકાઈ ગયેલું કાર્ડ. ડફીએ વાંચ્યું. અને પોતે પાછા ન પડવા ચીપરને કહ્યું : "તમારું કાર્ડ આપો આમને!"

ચીપરે કાર્ડ આપ્યું. લોપ કોવીઝે કાર્ડ લીધું. ઉથલાવીને જોયું. પછી ટોપી બાજુએ મૂકી ચશ્માં કાઢ્યાં. એક બે મિનિટ કાર્ડ વાંચવામાં ગાળી. ચશ્માં આઘાં લઈ જાય, નજીક લાવે. પૂરું વંચાયું એટલે એને ખૂબ આશ્ચર્ય થયું : "તમે ખૂન કરનારી મંડળીના ઉપપ્રમુખ છો? એ તે ધંધો છે?"

"હવે હું એ ધંધામાં નથી. ગમે તેમ પણ લોહી નીકળે એ મારાથી જોયું જતું નથી."

"બેસો." ડફીએ એને કહ્યું. એ બેઠો પણ પગ ટૂંકા ને ખુરશી ઊંચી તે નાના છોકરા જેમ પગ રિંગળાયેલા. ત્યાં મિસિસ ડફી આવ્યાં.

અને આવ્યાં એવાં આ અડધા ડૉલરિયાને જોઈને છળી પડયાં: "કોણે તમને ઘરમાં આવવા દીધા ?"

"મેં. એ આપણી પાસે કાંઈ માગે છે ? માગતા હોય તો આપી દેવા જોઈએ."

"આપો તમારે આપવા હોય તો. મારી પાસે તો અધેલો પણ નથી."

"સવારે આટલા વહેલા ઉઘરાણીએ આવે તેને તો આપવા જ જોઈએ. ટાંટિયા તોડનો તો ખ્યાલ કરો !"

ત્યાં પાછી ઘંટડી વાગી. "ડસ્ટીન આવ્યો હવે."

મકાનમાલિક આવ્યો હતો.

"જો ડફી, મારે કાંઈ ઝીભાજોડી કરવી નથી. દલીલ કરવી નથી. ન્યાય અન્યાયની વાત કરવી નથી. મને મારું ભાડું આપી દો."

ડફીએ થોડી નોટો જમીન પર વેરી. "ઉપાડી લ્યો તમારું ભાડું."

મકાનમાલિકે નોટો ઉપાડી. ગણી. ખીસામાં મૂકી. ખીસામાંથી પહોંચ કાઢી. લખી. સહી કરી. તારીખ નાખી અને ફરસ પર વહેતી મૂકી. "લઈ લેજો."

"એકાદ છોકરો ઉઠાવી લ્યો. મકાનમાલિક ગામનો કચરો ઘરમાં લાવે એ મને પસંદ નથી."

અઠવાડિયે અડધા ડૉલરવાળો તો વારાફરતી બધા સામું જોયા જ કરે.

"આ તૂટયું છે એનું શું કરશો ?" મકાનમાલિકે પૂછ્યું.

"ત્યાં તો ફ્રેઈમ લગાડીશ. કાચ મઢાવીશ."

જવાબ આપવા કરતાં જતા રહેવું સારુ ગણીને મકાનમાલિકે વિદાય લીધી. તરત જ પાછળ પેલી ભાડાની પહોંચનું તીર બનાવીને ડફીએ વહેતું મૂક્યું.

"હવે તમે બોલો, કેટલા જોઈએ છે ?"

પેલાએ નોંધપોથી કાઢી. "ચાર અઠવાડિયાના હફ્તા ચડયા છે. ત્રણ છોકરા. ત્રણ સુટ. અઠવાડિયે અડધો ડૉલર. ત્રણ અરધું દોઢ. દોઢ ચોક છ. છ ડૉલર."

"લ્યો ગણી લ્યો."

ગણ્યા. નોંધપોથીમાં નોંધ કરી. ટોપી ઉપાડી સલામ કરી. "આવતે અઠવાડિયે આવીશ." કહી એ ઊપડયા.

"ક્યાં આવશો? હું નથી." મિસિસ ડફી બોલ્યાં.

પોતે સામાન્ય માણસ છે અને નજુમી નથી એ દર્શાવવા પેલાએ ખભો સહેજ ઊંચો કરી વિદાય લીધી.

એ ગયો ને ડસ્ટીન આવ્યો. મોં ચઢેલું.

"શું થયું?"

"ત્રણ ઠેકાણે ગયો ત્યારે ઉધાર મળ્યું. મારું નામ-ડફી એમ કહું ત્યાં તો ચાડાં કાઢે!"

"એમ? તારું એમ કહેવું છે કે આપણી આબરૂ નથી?"

"અને આવું હોય ત્યારે મને જ કેમ ધકેલો છો? રાતે પણ મને મોકલ્યો. પૈસા રોકડા આપવાના હોય ત્યારે બીજાને મોકલો છો! મને પણ પૈસા આપીને મોકલો!"

"તું સવારે સહુથી વહેલો ઊઠે છેને તે તને ઇનામ. વહેલો ઊઠીને કપડાં પહેરીને બેઠો'તો તે તને મોકલ્યો. આ વૂડી જેવો મોડો ઊઠ, તે કોઈ નહીં મોકલે."

"પણ હું–"

"સામું ન બોલ, નહીં તો ખાઈશ."

"હવે હું જાઉં. તમને બધાંને મળીને ખુશી થઈ. મારે હવે કુબ જોઈતી હશે ત્યારે તમને જ તસ્દી આપીશ. કૉફી અને નાસ્તા બદલ આભાર."

"એમાં શું?"

"તમારો થેલો ન ભૂલતા."

"તમે યાદ ન અપાવ્યો હોત તો ભૂલી જ જાત." ટોપી શોધવા ચોરેકોર નજર દોડાવી લીધી. "પણ મેં ઓવરકોટ નો'તો પહેર્યો?"

"પહેર્યો'તો પણ મુક્તિ ફોજની એક બાળાને તમે આપી દીધેલો. યાદ કરો."

"યાદ તો નથી આવતું. પણ ચાલો. આવજો. ફરી મળજો."

હું હવે જવાની તૈયારી કરતો હતો. ખલતો ભરતો હતો. ચીપરના જૂના જોડા અહીં રહી ગયા હતા એ મને યાદ આવ્યું. હજુય ત્યાં જ ઢગલામાં

પડ્યા હતા. મેં હીને આ જોડા વિષે કહ્યું. એણે ખભો ઊંચો કર્યો: "જવાનાં એનાં થયાં. ખોયું એ રૂએ. ટીપ, દુનિયાની એ રીત છે. એને જોઈતાં હશે તો આવશે. નહીં આવે તો મારે શું?"

અને વાત ત્યાં જ અટકી.

## ૨૪

## કોરા સાથે સંવાદ

૧૯૨૮નો શિયાળો પીગળી ગયો અને એમાંથી જ વસંતઋતુનાં પગરણ થયાં. એ સમયે હું ધીરે ધીરે આસપાસના લોકનો વિશેષ અભ્યાસ શી રીતે થાય એની ગડમથલમાં હતો. આસપાસ રહેતાં હોય એમને હું જાણતો હોઉં કે ન જાણતો હોઉં, પણ ઘર પાસેથી એ પસાર થાય ત્યારે હું એમને જોઉં. કોક ઘર આગળ થંભે. ખાસ કરીને બહેનો થંભે તો પાછળ નાખરથી આવતા બાળકને આગળ ખેંચવા. જો પુરુષ થંભે તો કાં તો સિગારેટ સળગાવવા અને પછી દીવાસળી બુઝાવીને ત્યાં આગળ નાખીને આગળ વધે. હું આ બધાને જોઈ રહેતો. એ બધા કોણ હશે એની મને મનમાં જિજ્ઞાસા થતી. કોણ કરતાંય વિશેષ એ બધાં શું કરતાં હશે અને નાસ્તામાં એમણે શું શું ખાધું હશે એ જાણવાની મને વિશેષ જિજ્ઞાસા થતી. લગભગ આ જ અરસામાં મને, દરેક વ્યક્તિ એ કેવડું મોટું મસ વિશાળ વિશ્વ છે એની ઝાંખી થઈ. એક જ વ્યક્તિમાં કેટકેટલી નાનકડી દુનિયાઓ ઘૂમતી હોય છે? અને ક્યારે કઈનાં દર્શન થશે એની આગાહી તો કોઈ રીતે થઈ શકે જ નહીં!

વર્ગમાં ગાળતો હતો એ સમય તો માથે પડ્યા જેવું હતું. એમાંથી જ્ઞાનબુદ્ધિ ઓછી જ થતી હતી. જાણકારીનો ધોધ તો અમારે માથે વહેવડાવવામાં આવતો. થોડોક અંદર ઊતરતો હશે. પણ એનું મોટું જાડું પરિણામ તો એ કે આ જાણકારીના મોટા થર અમારી આસપાસ લપેટાતા. મારી ખરી નિશાળ તો ત્રણ વાગ્યા પછી શરૂ થાય. ઘર જવાનો ઘંટ વાગે. હું ઝટ દોડતો ઘેર પહોંચું, ચોપડા ખૂણામાં ફેંકી દઉં, થોડો નાસ્તો ઠબાવું અને પછી ભાગું શેરીમાં. શેરીની ઘણી રમતોમાં હું હિસ્સો લઉં. પણ ઘણીવાર રમવાને બદલે ઓટલે બેસીને શેરીની લીલા જોઉં. વિચાર કરું: ફ્રુમમાંથી પ્રુન્સ શી રીતે થતા હશે? ચીભડામાંથી અથાણું શી રીતે બનતું

હશે? કહેવાય ત્યારે 'સેટરડે પોસ્ટ' પણ કદી શનિવારે પ્રગટ ન થાય! નામ રહોડ ટાપુ પણ હકીકતમાં નાના છાલિયા જેવડો. અને આ બાળક ક્યાંથી આવતું હશે? મનમાં જાતજાતના અને ભાતભાતના રંગીન અને સંગીન, ચિત્ર અને વિચિત્ર સવાલ આવતા.

શાળામાં આ સવાલોનું નિરાકરણ થતું નહીં. હું કોકવાર વર્ગ સમક્ષ આ સવાલ ઉપસ્થિત કરું તો તરત હુકમ છૂટે: મૂરખ ન થા. બેસી જા. અને શાળા જો સહાયભૂત ન થાય તો કોણ અમને મદદ કરે?

પછી તો એવું થાય કે ક્યારે શનિ–રવિ આવે અને અડતાલીસ કલાક તો આ બલાથી છૂટા રહીએ! નિશાળનું નામ સાંભળીને મકોડા કરડે એવી માનસિક દશા થતી રહી. એટલે ઈસ્ટર આવે અને એક આખા અઠવાડિયાની રજા મળે અને આ ચાક અને પાટિયાના જુલમથી છૂટીએ એટલે રાજી રાજી થઈ રહીએ. અને ઇસ્ટર આવે એનું બીજું પણ સુખ. લેન્ટનો સમય (ઉપવાસ અને બંધીનો સમય) પણ ઇસ્ટર સાથે પૂરો થાય. કેટકેટલી વસ્તુઓનો ત્યાગ કરેલો હોય! ઈસ્ટરના રવિવારે ખાસ્સું ઝાપટીને બીજે દા'ડે હેરોલ્ડ લોઇડની ફિલમ જોવા જવાની છુટ્ટી મળે!

મંગળવારે હું સ્કેટિંગ કરવા ગયો. બહુ મજા પડી. રેડ ફીલી પણ હતો. પણ એની કાયમની તકલીફ તે પેસાબ કરવા એ ઘેર ગયો હું ઘૂમતો રહ્યો. એ પાછો ન આવ્યો. હું આગળ ને આગળ ચાલ્યો. નવમા રસ્તા આગળ મેં એક બાઈને ઘેરઘેર ફરીને કશું વેચતાં જોઈ. આમ એના ને મારા સિવાય શેરી સાવ સૂની. એના સામું કોઈ જોનાર જ નહીં. એટલે એ ઊનતા મેં પૂરી કરી. મેં જોયું. આને જોઈ છે કાંક. ઓહો આ તો કોરા વીકીંગ, શાહજાદા શાર્કીની મિત્ર. મેં એની આસપાસ આંટા મારવા માંડ્યા. નજર પડે અને બોલાવે, એવું મનમાં ખરું. એ એક ઘરડી બાઈને એના ઘરના બારણા આગળ કાંક કહેતી હતી. બાઈ ગઈ અને કોરા નીચે ઊતરી. મારાથી ન રહેવાયું. એટલે મેં કહ્યું: "કેમ છો?"

એ ચમકી. "ટીપ્પી! તું? મોટો મોટો થઈ ગયો છે!"

મોટો થયો એ વાત સાચી; પણ એમાં કાંઈ મેં ધાડ મારી ન હતી. "એ તો આ સ્કેટસને લીધે ઊંચો લાગતો હોઈશ!"

"તોય મોટો તો થયો જ છે! આપણે છેલ્લાં ક્યારે મળેલાં? હા, શું એનું નામ—પેલા જુગારીને ત્યાં!"

"મિ. શાર્કીને ત્યાં."

"ફરી એનું નામ ન દેતો મારી આગળ. ધૂતારો! જતો રહ્યો. અલોપ થઈ ગયો આજની ઘડી ને કાલનો દા'ડો. મકાન બંધ. તાળું. નામનિશાન ન મળે. આવું તે થાય, ટીપ્પી?"

મેં ડઘાઈને બાજુએ જોયું.

"ચાલ ટીપ્પી, ક્યાંક જઈને બેસીએ. વાતો કરીએ. આટલામાં આઇસ્ક્રીમ મળે છે કે?"

"સામે. ચાલો." હું આગળ અને એ પાછળ. દુકાનમાં પેઠાં. બેઠાં.

"જો આપણે કશી ન કામની, જુગાર ને પાનાં ને જુગારી ને એવી વાત નથી કરવી. તારી જ વાત કરીએ. બોલ, ટીપ્પી, કોક તારી પાસેથી તારી મોટર ઊછીની લઈ જાય અને ત્રણ ત્રણ અઠવાડિયાં વીતી જાય, એના કે મોટરના કશા જ સમાચાર ન આવે, એવાને આપણે શું કહીએ? હું છેતરાઈ એમ ન કહેવાય? હું તો કહું. અને મોટર ચોરાઈ ગઈ છે એવા સમાચાર પોલીસમાં આપવાનું મન ન થાય? થાય."

શું કહેવું એ મને સમજાયું નહીં. આપણા ગજા બહારની વાત હતી. આઇસ્ક્રીમ આવ્યો. અને ડોરા ખીલીઃ "તું તારી નિશાળની વાત કહેને!"

"શું કહું? વાહિયાત. મને તો નફરત આવે છે!"

ડોરા હસી પડીઃ "પાગલ, નફરત ન લવાય. ભણ, અને મોટો પંડિત થા. મોટપણે કોક પૂછે યુગોસ્લાવિયા શું તો બાઘા જેમ કોઈ રોગનું નામ છે એમ ન કહેવું હોય તો અત્યારે ભણ. માન કે મોટો થઈને તું કોંગ્રેસ-(અમેરિકાનું ધારાગૃહ)માં ચુંટાયો. અધ્યક્ષે તને સવાલ પૂછ્યો: નવે નવે? તો પટ જવાબ દઈ શકે: બ્યાશી. સાંભળીને બધા છક્ક થઈ જાય. એટલે ભણ. બોચીએ કાંકરો મૂકીને ભણ."

"પણ મને ગણિત નથી ફાવતું!"

"મને પણ નથી ફાવતું. હું નાની હતી ત્યારે અમારા બહેન કહે, સમાન્તર લીટીઓ કદી નહીં મળે. મેં પૂછ્યું: કદી પણ નહી? તો કે', કદી પણ નહીં. મને તો રડવું આવ્યું. ત્યાં લઘુતમ અને દૃઢભાજક આવ્યા. માથામાં પથ્થરો માર્યા હોત તોય આટલો ઘા ન લાગત. પણ આથી વિશેષ તો માર્યા છે પેલા ધૂતારા તાલબાજ મોટર ઊછીની લઈ જનારે. પણ આપણે તો એના વિષે વાત નહીં કરવાનું નક્કી કર્યું છે ને! પણ જો થઈ ગયું!" એણે આઇસ્ક્રીમના કટોરામાં ચમચો એવો ખખડાવ્યો કે થડા પર ઝોકાં ખાતો મહેતાજી પણ જાગી ગયો. "મને તો મીંઢા માણસ ગમતા નથી. આપણે વિશ્વાસ

મૂકીને ચાહતા હઈએ એટલે આપણું બધું કહી દઈએ પણ એ એમના વિષે તલભારે ન કહે. આ એમ તેમ થોડું કહે પણ પછી તો મોટું તાળું વસાઇ જાય !"

હું આઈસ્ક્રીમ ખાતો હતો. કોરા બોલતી હતી.

"પણ એને કાંક થયું હશે, ટીપ્પી. ના ના, એવું કશું ભય રાખવા જેવું નહીં. એમ તો હોશિયાર અને ચાલાક છે. કોઈનાય છટકામાં આવે એવા નથી. એટલે તો હું એને ચાહું છું. જે રીતે હું એનું ઘસાતું બોલું છું એ પરથી પણ હું એને કેટલો ચાહું છું એ કહી શકાય. કાંક છુપાઈ ગયા હશે! દુશ્મન ઓછા છે? અને જાતજાતના. મને એની ફિકર થાય છે, ટીપ્પી. મહોબ્બત કર્યામાંય સુખ નથી. આ સુખની જાણે બાટલી ભરાયેલી હોય અને અવારનવાર તમે એમાંથી છંટકાવ કર્યા કરો, ઢાલવી દો એટલે ખાલી ખમ્મ. એમાં પછી ફરીથી સુખ ભરાય જ નહીં. ટીપ્પી, ધ્યાન રાખજે દોસ્ત!"

કોરા હવે ચૂપ થઈ ગઈ. મેં આ દરમ્યાન ખૂબ ખૂબ ગણતરી કરી હતી. કેટકેટલાક ગુણાકાર કર્યા! પછી હું બોલ્યો : 'નવે નવે અક્યાશી, બ્યાશી નહીં!"

"જોયું? નિશાળે જવાનો ફાયદો જોયો! એક દા'ડો શું એક તાસ પણ પાડતો નહીં." પછી એણે એના બટવામાં ફેંદવા માંડ્યું. થોડાક કાગળ કાઢીને મને પૂછે : "ટીપ્પી, આટલામાં કોઈ મિસિસ ડાર્સી રહે છે? તું ઓળખતો હોય તો—"

મેં માથું ખણ્યું. ડાર્સી નહીં ફાર્સી છે. અને એ તો માનાં દોસ્ત.

"ના, એ ન હોય. નામ જુદાં છે."

મેં કહ્યું : આ તો મારાં માની બહેનપણી. સરખી ઉમ્મરનાં. માને તેત્રીસ થયાં. આમને ચોત્રીસ–"

અને કોરાએ મને આગળ બોલતાં અટકાવ્યો. મોં પર હાથ જ મૂકી દીધો. "ટીપ્પી! હજુ તારે સ્ત્રીઓ વિષે ઘણું જાણવાનું બાકી છે, દુનિયા સ્ત્રીઓની મજાકમસ્કરી જ કરે છે. તું એ દુનિયાને સ્ત્રીની ઉમ્મર કદી ન કહેતો. એ તો ઘણી મહત્ત્વની માહિતી કહેવાય. અને મહત્ત્વની માહિતી દુશ્મનને ન અપાય."

અમે ઊઠ્યાં. એ ગઈ અને મેં પાછું સ્કેટિંગ કરવાનું શરૂ કર્યું.

# શાર્કી બાગમાં

'ઇસ્ટરનું' અઠવાડિયું પૂરું થયું અને શાળા શરૂ થઇ તે લગભગ આખો દિવસ શાળામાં જાય. એમાં મોસમ પણ તાપની. હું મારા ટેબલ પર સહીથી ખરડાયેલી આંગળાથી ચોપડીનાં પાનાં ફેરવતો બેસી રહું અને સ્વપ્નાંની દુનિયામાં ખોવાઈ જાઉં. એ ઉમ્મરે પણ મને રખડવાનો અને રજાનો—કશા કામ વિનાના ગાળેલા સમયનો ખૂબ શોખ. એવા ચોવીસ કલાક પણ મળી જાય તો રાજી રાજી.

સ્મૃતિદિન આવ્યો. સવારે સૂર્ય પૂર્ણકળાએ પ્રકાશતો હતો. બાપુ મને અને કેનેથને લશ્કરની પરેડ જોવા લઈ ગયા. બસ જ્યાં જુવો ત્યાં સિપાહીઓ અને વાજાં અને લોક. બપોર સુધી કાર્યક્રમ ચાલ્યો. અને ત્યાં લગી અમે રોકાયા. પછી તાપ વધતો હતો અને મા ચાલી ચાલીને થાકી તે અમે બસમાં બેઠા. બસ ચાલી. હું બારી પાસે જગા જોઈને બેઠેલો. હાથમાં રાષ્ટ્રધ્વજ તે બારી બહાર ફરકાવેલો રાખેલો. બસ નવમા રસ્તા પાસે ઉતારુઓને ઉતારવા અને નવા લેવા ઊભી. ત્યાં શાહજાદા શાર્કી પૂતળા પાસેના બાંકડે બેઠેલા તે મેં જોયું. કાંઇક વાંચતા હતા. એમને કશું વાંચતા તો મેં આ પહેલી જ વાર જોયા. જેવી બસ ઊભી રહી કે કોણ ઊતરે છે એ જોવા એમણે ચોપડીમાંથી મોં કાઢયું. ચહેરા પરથી તો કોઇની બહુ આતુરતાપૂર્વક રાહ જોતા હોય એવું લાગ્યું. બધું સફેદ પહેરેલું. એક ડગલો વાદળી અને ટાઇ લાલ. જેવી ગાડી ઊપડી એવું જ એમણે વાંચવાનું શરૂ કર્યું.

થોડા દિવસ પછી રેડ ફીલી અને હું નિશાળ પૂરી થયા પછી પાર્કમાં ગયા. અમારે હોડીઓ તરાવવી હતી. ફીલી પાણીમાં પડ્યો તે બધાં કપડાં ભીંજાયાં અને ઘેર જતો રહ્યો. હું સાંજનું અંધારું થવા આવ્યું ત્યાં લગી ત્યાં જ રહ્યો. વળતાં નવમા રસ્તે થઇને આવ્યો. પણ શાહજાદા શાર્કી ત્યાં બાંકડે ન હતા.

આ પછી મોસમ સરસ તે હું જેટલો બને એટલો વખત પાર્કમાં જ ગાળતો હતો. શનિવારનો દિવસ. ફરી એક વાર શાર્કીને જોયા. એ જ બાંકડે. ચોપડી ખોળામાં પડેલી ને એ જ કપડાં પહેરીને બેઠેલા. એમ જ લાગે કે આખું અઠવાડિયું એ અહીં જ ચોંટી રહ્યા હશે. હું પાછળની દીવાલ પર નટ દોરડા પર ચાલે એમ હાથ લાંબા કરી સમતુલા જાળવી ચાલતો

હતો. ત્યાં એક ખીસકોલી શાર્કી પાસે આવી. એણે ખીસામાંથી સીંગદાણાનું પડીકું કાઢ્યું અને ધીરે ધીરે કરીને એને સીંગ ખવરાવવા માંડી.

એને જોઈને મેં દીવાલ પરથી નીચે ભૂસકો માર્યો. પણ સહેજ બાજુએ ઊભો રહ્યો. હજુ મારા મનમાં એણે જે મને સડક પર પછાડ્યો હતો એનો રોષ હતો. મળવું કે જતા રહેવું એની હું મનમાં ભાંજગડ કરતો હતો. ત્યાં એણે ઊંચું જોયું.

"ટીપ્પી! કેટલો આનંદ થયો તને મળીને? લે આને ખવરાવ!" કહી પડીકું મને આપ્યું.

"કેમ છો તમે? માબાપ અને તારો પેલો ભાઈ? બધા મઝામાં?"

"એ તો અત્યારે વિમાન બનાવે છે. મારું એંજિન એણે ઉડાવી લીધું છે. એ માને છે કે મને ખબર નથી! પણ એ ન હોય ત્યારે હું જોઈ આવું છું ક્યાં લગી કામ પહોંચ્યું એ."

"તારા હિતનું સદાય રક્ષણ કરજે. એટલી મારી સલાહ છે. ભાઈ સાથે ઝગડો થતો હોય એવો તું એકલો જ નથી દુનિયામાં. અને તારા મનમાં શું થાય છે એ હું સમજી શકું છું."

હજુ કાંઇ એની સાથે મારો પૂરો મનમેળ ન હતો. પણ એણે શાળાની અને ઘરની વાત કાઢીને મારું મન કૂણું કરી મૂક્યું. એટલે શાળા એ કેવી જેલ જેવી હતી એ વાત મેં એને કહી. એ હસ્યા. આવા કડવા ઓસડની પણ જરૂર હોય જ છે એમ એણે મને કહ્યું. પીએ એ વખતે કડવું લાગે. પણ પછી એનો ગુણ સારો. એણે કોરા કે ચીપર હેર્ઇલ વિષે એક અક્ષર ન કહ્યો.

એટલામાં ત્યાં કેંકફ્રૂટરની લારીવાળો આવ્યો. આપણે તો ભુખ્યા હતા. એણે મને અપાવ્યો. અને એમાંથી વાત નીકળી. એના નામનો ત્યાર પછી કોઈ કાગળ આવ્યો ન હતો એ મેં એને કહ્યું. પેલા એનું પણ નામનિશાન ત્યાર બાદ જોયું ન હતું એ મેં એને કહ્યું. એટલે એણે પોતે પણ નિવાસસ્થાન બદલ્યું છે એમ કહ્યું. "જો કોરા તને મળી જાય તો મારા પર આટલી કૃપા કરજે, ટીપ્પી. એને ખબર નથી કે હું ગામમાં આવ્યો છું અને મારે થોડું કામ પતાવવાનું છે. એટલે હું અહીં છું એ વાત તારા પેટમાં જ રાખજે. બરાબર?"

"બરાબર."

"એ તેને મળી જશે. તારા ઘર આસપાસ જ એ કશું કામ કરે છે."

ડોરા મને મળી હતી એ વાત મારે એને કહેવી જોઈતી હતી. જાણશે તો ખિજાશે એવી મને બીક લાગી. હું ચૂપ રહ્યો.

ત્યાં શાર્કી ઊભા થયા. કપડાં ખંખેરી ને સલામ કરી એમણે ચાલવા માંડ્યું.

૨૬

## ભેગાં કર્યાં

શાર્કી અને ડોરાને ન મળ્યો તે સળંગ સાત મહિનાં ન મળ્યો. અને મળવાનું શરૂ થયું તે રોજ મળવાનું થયું! બીજે દિવસે બપોરે નિશાળેથી આવ્યો, નાસ્તો કર્યો, અને પછી રેડ ફ્રીસીને ઘેર જવા નીકળ્યો. રસ્તામાં જ ડોરા મળી. એ એનું કામ કરતી હતી. મને જોઈને એ રાજી રાજી થઈ. પણ મારા વર્તનમાં એને કાંક ઊંધું લાગ્યું. મને પૂછે: 'ટીપ્પી, આમ કેમ? જાણે તારે કશું કે'વું છે ને કે'તો નથી! શું થયું છે?"

મેં ગલ્લાંતલ્લાં કર્યાં. ખાસ વાત એ હતી કે હજુ હું જૂઠું બોલતાં શીખ્યો ન હતો. આ હોશિયારી તો મોટી ઉમ્મરે આવે છે.

પણ એ વાત કળી ગઈ. સીધું પૂછ્યું: "બિલ મળ્યો હતો ને? બોલ, ક્યાં મળ્યો?" એનો તો ઉત્સાહ માતો ન હતો.

એટલે મારે એને કહેવું પડ્યું. "ગઈ કાલે મળ્યો? પાર્કમાં? અત્યારે એ ત્યાં જ હશે. મને લઈ ચાલ ટીપ્પી! હમણાં જ. પાર્ક મોટો છે અને ખાંચા ઘણા છે તે મને બતાવ."

હું શાર્કીને વચન આપીને બંધાઈ બેઠો હતો તે મારે આ કરવું ન હતું. આમે મારે માથે ઓછી આફત ન હતી. પણ આ ડોરા માને નહીં. બસ ચાલ ને ચાલ. અને આગ્રહ ઉપરાંત ધમકી. લોઢાના ખીલા ખાઈશ અને ચાદી પીશ ને એવું બધું.

હું નાં ની ના કહેતો હતો. બહુ પાછળ પડી તે શાર્કીને આપેલા વચનની વાત કહી. પણ ડોરાને આ તો કશી મુસીબત હોય એમ લાગ્યું જ નહીં. "તેં કહ્યું છે એમ હું નહીં કહું એને." અનુભવ પરથી હું એક વાત સમજ્યો

હતો. આવાં વચનને સ્ત્રીઓ બંધનકર્તા નથી ગણતી. "જોને જાણે આપણે ફરવા નીકળ્યાં છીએ એમ જઈએ અને પછી એ દેખાશે એટલે બહુ જ આશ્ચર્ય પામ્યાં હોઈએ એમ આપણે બોલીશું. ચાલ જો, મારો વહાલો થતો ટીપ્પી!"

એટલે હું એને બાગમાં લઈ ગયો. એ તો ખૂબ જ ઉત્તેજિત હતી. શાર્કી મળશે! શાર્કી મળશે! એમ જાણે એનાં પગલાંય બોલતાં હતાં. હું મનમાં એ ન મળે, ન મળે એમ બોલતો હતો. પણ સામે જ એ જ બાંકડા પર બેઠેલો. વાંચે!

જે ક્ષણે મેં એને જોયો એ જ ક્ષણે કોરાએ જોયો. બસ જાણે એ તો એક ક્ષણમાં બદલાઈ ગઈ. મને એમ કે એ તો દોડતી જશે. એને બદલે એ સાવ ધીમી પડી ગઈ. મને કહેઃ "આપણે ફરવા નીકળ્યાં છીએ. ધીરે ચાલ. બસ હસતાં રમતાં ટહેલતાં ચાલીએ!"

બહુ જ ધીરેથી એણે રંગીન સિગારેટ કાઢી સળગાવી. મને નિશાળ વિષે સવાલ પૂછવા લાગી. એની પાસેથી નીકળ્યાં. પેલા સાહેબ તો ચોપડી-માંથી માથું ઊંચું ન કાઢે. કોરા આમ મારી સાથે વાત કરે પણ પેલાને કાને પડે માટે અવાજ ઊંચો કર્યો. પણ પેલાએ વાંચે રાખ્યું. એટલે કોરા ઊભી રહી. સિગારેટની ધુમાડી ફેંકી એના પર.

"ભલી દુઆ, મિ. શાર્કી! મારી મોટરનું શું થયું એટલું પૂછું કે?"

અને એણે જાણે વિસ્મય થતું હોય એમ ઊંચું જોયું. આ ઢોંગસોંગ હતો કે ખરું હતું એનો નિર્ણય તો હું ન કરી શક્યો. "કોરા!" એ અડધો ઊભો થઇ ગયો. "તું?" અને પછી સહેજ આઘે હું ઊભો હતો ત્યાં નજર નાખી. મને તો જાણે એની નજર આરપાર વીંધતી હોય એવું લાગ્યું. "ઓહ ટીપ્પી લોકલીન પણ છે? આ કાવતરું તો નથી ને?"

"એમાં કાવતરું શેનું? તમે ગામમાં પાછા આવી ગયા પણ મને મળવા કેમ ન આવ્યા? મારો અવાજ સાંભળ્યા પહેલાં ઊંચું કેમ ન જોયું? ટાળવાનું કરો છો?" કોરા બોલી.

"તને ટાળું? ભલા'દમી, આનંદને તે કોઇ ટાળતું હશે? મઝાથી કોઈ દૂર ભાગતું હશે? આવ કોરા, બેસ. તુંય બેસ, ટીપ્પી. આવો, વાતો કરીએ."

"પણ તું પાછો આવી ગયો છે એની ખબર કેમ ન આપી મને?"

"કારણ."

"પણ શું કારણ?"

"કારણ. એ જ જવાબ."

"અને મારી મોટર તમે માગી લઈ ગયેલા તે ક્યાં છે?"

"ફિલાડેલ્ફિયામાં એક ગરાજમાં સમી કરવા આપી છે. અકસ્માત થયેલો. મને ઈજા ન થઈ. ગાડીને નુકસાન થયું. મારો વાંક ન'તો. કોક આવીને ભટકાયો. થોડા દિવસમાં સમી થશે એટલે ટ્રેઈનમાં જઈ અહીં પાછી લઈ આવીશ."

"એ કારણે મને મળવાનું ટાળતા હતા?"

"ઘણાંમાંનું એક કારણ. પણ ખાસ કારણ એ નહીં. અહીં થોડું કામ છે. તને મળ્યા પહેલાં પતાવવાનું છે."

"વળી પાછું ખાનગી? ટીપ્પી, હું નો'તી કે'તી?"

"અનુભવ કે' છે, તાર કરવો નહીં પણ સ્ત્રીને વાત કરવી."

"વાહિયાત. અઠંગ જુગારી અને તેમાંય તાલંબાજ, એને તે વળી એવું ગુપ્ત રાખવા જેવું શું હોય?"

"મારું રહસ્ય શું છે તે તમને કહેવાય નહીં. એક વાત સાચી. મેં તને નિખાલસ રીતે બધી વાત કહી નથી. મારા ધંધામાં એમ કરે પાલવે નહીં. તેં મારી સાથે પ્રસંગ પાડ્યો ત્યારે પણ આટલી વાત તો તું જાણતી હતી."

શાર્લીએ આટલું કહ્યું પછી જાણે કોરા બદલાઇ ગઈ. એ ઢૂંણી પડી. "બિલ, આ તો મને તારી ચિંતા થાય છે. તારા વિના ગોઠતું નથી."

"આ મુસાફરીમાં મને ઘણું જાણવા મળ્યું. પેલા નસીબવંતા જોડા વિષે પણ જાણવા મળ્યું."

"ક્યા પેલા, તમને મારીને લોક લઈ ગયા હતા તે? તમે કે'તા હતા તમારા નાનાના હતા એ?"

"હા."

"ક્યાં છે એ જોડા?"

"કોની પાસે છે એ ખબર પડી."

"મને કહો. ટીપ્પી સાંભળે તો વાંધો નહીં."

"તમે મારી પાસેથી ચીપર હેઇલનું નામ સાંભળ્યું છે ને?"

"એ જ ને, જેણે તમને આ જોડા મેળવી આપવાનું કહ્યું હતું?"

"એ જ. મારે ખરચે અડધી દુનિયામાં ફરે છે. જોડાની ભાળ મોકલવાને બદલે ગમે ત્યાંથી વધુ પૈસા મંગાવે છે. અત્યારે પણ હું એની જ રાહ જોઉં છું. વાયદા આપે છે. આઠ દિવસથી આવતો નથી. નથી આવતો એ જ ગુનો કબૂલી."

"શેનો?"

"જોડા એની પાસે જ છે એની. આટલો બધો જ વખત એની પાસે હતા. એ જ રાતે ફટકો મારીને લઈ ગયેલો. બેટમજીને મારે પૈસે મજા કરવી છે. અને કરે છે. જોડા છે પણ આપવા નથી. અને મજા કરવી છે. પણ આપવા પડશે. આપવા પડશે શું ઓકવા પડશે."

"પણ એ આમ શું કામ કરે? અને તમે એનામાં વિશ્વાસ કેમ મૂક્યો? આમ તો તમે બહુ જ સાવધ રહો છો."

"ભાઈ છે એટલે વિશ્વાસ કર્યો!"

"ભાઈ? તમારો ભાઈ? હું તો માનતી હતી કે તમે દુનિયામાં સાવ એકલા છો?"

અને શાર્કીએ એની વાત કહી. સીપર એનો સાવકો ભાઈ. મા એક, બાપ જુદા જુદા. બન્નેની મા બાયન શાહજાદાની દીકરી. બાયન એમને પૈસા મોકલે. બાયનની દીકરી શાર્કી નામના શિક્ષકને પરણી. પુત્રજન્મના ટૂંક સમયમાં જ શિક્ષક મરણ પામ્યા. પછી મા હેપ્પલ નામના સજ્જનને પરણી. એ લગ્નનું ફરજંદ સીપર. બન્ને સાવકા ભાઈ સાથે જ ઊછર્યા. શાહજાદા શાર્કી ચૌદ વરસની ઉમ્મરે ઘરથી નીકળ્યા એ નીકળ્યા. સાવકો બાપ અને મા બન્ને ગુજરી ગયાં.

"કેવો છે આ તમારો ભાઈ?"

"એના જેવો બિનજવાબદાર બીજો કોઈ નહીં મળે. મજાકની આદત. જાતજાતનાં ગતકડાં કર્યાં કરે. એકવાર એણે મને કાગળ લખ્યો. જોડા મળ્યા છે અને મોકલું છું. મારે અચાનક વિલાયત જવાનું થયું. પણ પડીકું આવ્યું. ખોલીને જોયું ત્યારે ગાભા ને ડૂચા. એવી મજાક કર્યાં કરે."

"એ કરે છે શું? જુગારી?"

"હા અને ના. બધું કરી ચૂક્યો છે. પણ ક્યાંય ટક્યો નથી. પરણ્યો છે. ચાર પાંચ બચ્ચાં છે. એના કુટુંબનું મેં કેટલાંય વરસ ભરણ-

પોષણ કર્યું છે. ખોટા ચેક લખવાનો ભારે ચાળો. એટલે જ સતત ફર્યા કરે. અહીં પણ એને ઘણા શોધે છે."

"પણ એને જોડાનું શું કામ?"

"ખાસ તો મને હેરાન કરવા. ભારે જલન કરે છે મારી. મેં એને ખૂબ મદદ કરી છે. બીજો હોય તો ઉપકાર માને. આ ખાઈને સામી લાત મારે. અને એ પણ બાયન શાહજાદાનો પોતરો. હું જે કરતો હોઉં એ કરવાનો એને પણ હક્ક તો ખરોને?"

"એમાં બે મોટર સાઈકલવાળા ક્યાંથી આવ્યા?"

"લાર્ની અને જુગર. એમને પણ જોડામાં રસ છે. પેલી રાતે જોડા લૂંટાયા ત્યારે એ જ બે નાલાયકો લઈ ગયા હશે એમ મને થયેલું, પણ એ તો મને શોધતા રહ્યા. એટલે આ પરાક્રમ એમનું નહીં એવી મને ખાતરી થઈ. એક રીતે એ બન્ને મારા સાથી છે. ધંધાદારી છે. વર્ષોથી ઓળખું એમને. કંગાલ અડ્ડો ચલાવે. પણ એમને નસીબ અને શુકનમાં ખૂબ શ્રધ્ધા. મારા ધંધામાં જે પણ હતા એ બધાને આ જોડાની ખબર. બધાને એમાં ભારે આસ્થા. એક વાર આપણે તળિયા ઝાટક હતા. આ બે આવ્યા. જૂના જોડાના હજાર ડોલર આપવા માંડયા. મેં લઈ લીધા અને જોડા આપ્યા એમને—પણ ભળતા. હું તો બીજે દા'ડે જ યુરોપ જતો રહ્યો. થોડા દિવસ બાદ એમના અડ્ડા પર ઘોંસ પડી તેમાં છ છ મહિના મામાને ઘેર. મેં ચાલાકી કરી એની ખબર પડી. એટલે ત્યારના મારી પાછળ પડયા છે. હવે તો એક દિવસમાં ઘણી ગુપ્ત વાતો જાણી તેં."

કોરા ખુશ હતી.

"બધો પાડ માનવાનો આ ટીપ્પીનો!"

"ના. એ આપેલું વચન પાળતો નથી." શાર્કી બોલ્યા. શરમનાં માર્યા. મારાથી તો ઊંચું જોવાય પણ નહીં.

"પણ એને નાહકની દોગામી ન દે. એ તો એની પાસેથી કઢાવ્યું. મેં એની આંખમાં વાંચી લીધું. પછી એને જપવા દઉં તો ને?"

"જવા દે એ વાત. મેં તને મળવાનું નક્કી કરેલું હતું. હું અહીં અડધો કલાક ચીપરની રાહ જોઈશ. નહીં આવે તો કાંઈ નહીં. એ ક્યાં રહે છે એની મને ખબર છે. હા, એ ભાગ્યે જ ઘેર હોય છે."

વખત થતો હતો એટલે હું ઊભો થયો. મોડું થતું હતું એટલે ફ્રીલીને

ત્યાં રમવા નહીં જવાય. કોરાએ આવજે કહ્યું. પણ શાર્કી ચૂપ રહ્યો. હુંય એના સામું જોયા વિના નીકળી ગયો. એ વાતમાં ચીપરનું નામ દે એટલે ચીપરની મુલાકાત ડફીના ઘરમાં થઈ હતી એ વાત યાદ આવે. એમ થાય કે કહું. પછી થાય, ના ના, નથી કહેવી. એમ ને એમ હું ત્યાંથી ચાલી નીકળ્યો.

## ૨૭

# વાતમાં ભંગાણ પડયું

**સમયની** મોટામાં મોટી ખૂબી એ છે કે એ એની રફતાર વધાર્યા કે ઘટાડયા વિના વહે જ જાય છે. ૧૯૨૮નું પણ આ જ થયું. તાપ પડવા માંડયો. પરસેવાના રેલા ઊતરવા માંડયા. વીજળી પંખા ફરવા લાગ્યા. લોક ખુરશી લઈ બહાર ઓટલા પાસે બેસવા લાગ્યા. દરિયેથી પવન આવે તે ખુરશી લઈ અંદર જતા રહે.

છુટ્ટીના દિવસો. આખો દહાડો ઘર બહાર. જમવા પણ ધાંટો પાડવો પડે. કામેથી ઘેર આવતા પાડોશીને જોતો રહું. બિચારા તાપથી પરેશાન હોય. ડગલા હાથમાં. ખમીસના કોલર ખુલ્લા. રૂમાલથી પરસેવો લૂછતા હોય.

અને ડફી બંધુઓ સાથે મેં વેપાર કર્યો. તરસ્યાને અમે લીંબુનું સરબત વેચીએ. આવો સારો ધંધો આ પહેલાં મેં કર્યો ન હતો. જે ન વેચાય એ પી જવાતું. પહેલે જ દિવસથી વેચાણ ઓછું થતું ગયું. ડફી બંધુઓ એમની આંગળી નાખી શરબત હલાવે. ઉપરાંત, સિગારેટની રાખ, બળેલી દીવાસળી અને સામાન્ય કચરો શરબતમાં તરતાં હોય. બેકદર લોકને શું કહેવું? બે દિવસમાં અમે ધંધામાંથી બાદ. દેવું લેણું સમજી લીધું. લીંબુ નિચોવી પીધાં.

**બપોરનો** વખત થઈ ગયો અને સાંજ પડવા આવી. રમતો હતો ત્યાંથી ઘેર પાછો આવ્યો. અને જોયું તો મીનમામી માને મળવા આવેલાં. પણ સોફા પર પડેલાં અને તાપ છતાં ધાબળો ઓઢાડેલો. તોય ધ્રૂજે.

"અંદર નહીં આવવાનું, ટીપ્પી. મીનમામીને ઠીક નથી. ડૉ. મેકકિયન

આવે છે. એટલે ક્યાંય વચ્ચે અટવાતો ન રહેતો. જા, દૂધ પી લે. જમવાનું મોડું થશે. જરાકે અવાજ નહીં."

દૂધ પીધું. કાંક આરોગ્યું. ડોકિયાં કર્યા કરું. મીનમામી બિચારાં કેવાં ફિક્કાં ફચ થઇ ગયાં હતાં! મારાથી દેખ્યું ન જાય. માનો ચહેરો પણ ઘણો ગંભીર. એ જોઈને તો મારું હૈયું ભાંગી પડે. કશુંક ઘણું ગંભીર બની રહ્યું છે. દબે પગલે મા ન જુવે એમ હું અંદર ગયો. મામીએ મને બોલાવ્યો. મેં પૂછ્યું: 'કેમ છે, મામી?'

"લાડકો કોટી કરે તો સારું થઈ જાય."

મેં કોટી કરી. ત્યાં જ મા આવી પહોંચી. આપણને બહાર ધકેલી દીધા. 'રમી ખાવ, બહાર. પણ રમવાનુંય દિલ નહીં. મારી વહાલી મામી ઘરમાં માંદી પડેલી અને હું રમું? ન રમાય. ડફી બંધુઓ આવી પહોંચ્યા. કાંક ચાવતા હતા. કહે ચાલ રમવા. મેં ના પાડી. મામી માંદાં છે. ઘરમાં છે. દાકતર આવે છે. ન રમાય. અને એ પણ ડધાઈને મારી જેમ મૂંગા મંતર ઊભા રહ્યા. ચાર પૂતળાં જોઈ લ્યો.

ત્યાં કેનેથ સાઇકલ સવારી કરતો આવ્યો. એની શેની? માગી આણેલી. ઊતરી, તાળું મારી એ ઘરમાં કાંક ખાવા દોડ્યો. મેં એને મીનમામી માંદી છે એ સમાચાર આપ્યા. સાંભળ્યું ન હોય એમ એ અંદર ગયો. પણ સેન્ડ-વીચ લઈને બહાર આવ્યો તે કડેડે ટેકો દઈને ખાતો ઊભો ત્યારે વિચારમાં હોય એમ લાગે. વારે વારે ઘર સામું જુવે. બેચેન લાગે. મને થયું મીન-મામીને માટે એના મનમાં પણ મને હતો એ કરતાં કાંઈ ઓછો ભાવ ન હતો! આથી મને થોડું વિસ્મય થયું. આવી લાગણી એના મનમાં હોય એ વાત જ હું કલ્પી શક્યો ન હતો. સેન્ડવીચ ખાઈ રહ્યા પછી પણ એ સાઇકિલ લઈને જતો ન રહ્યો. દાકતરની રાહ જોતો આંટા મારતો રહ્યો.

ડફી બંધુઓને કેનેથની મારા જેટલી જ બીક લાગે. એને રાજી કરવા એ બધા જાત જાતના ખેલ કરે. શિર્ષાસન કરે. ગુલાંટ ખાય. હાથથી ચાલે. પણ એ એમના સામું ન જુવે. એ ત્યાંથી સહેજ આગળ ગયો એટલે આમણે કુસ્તીનો ખેલ શરૂ કર્યો. પછી મને પણ એમાં રસ પડ્યો.

દાકતરને આવતા તો મેં જોયા નહીં. મોટરમાંથી કાળી બેગ સાથે ઊતરતા જોયા. દાકતરો મને મૂળથી ગમે નહીં એટલે એ આવ્યા એટલે ભાગવાની વૃત્તિ થઈ આવી. ગમે ત્યારે સોય ટોચે. લાકડાના ચીપિયાથી

ઊભો પકડીને જુવે. છાતીના ધબકારા તો જાણે રેડિયો સાંભળતા હોય એમ સાંભળે.

પણ એમણે મને પકડયો: "ઓ હો! જો ને થયો છે! કેટલું વજન ધાલ્યું છે?"

આ દુનિયામાં આપણો પ્રવેશ સરળ બનાવનાર વ્યક્તિઓમાં દાક્તર મૅકકિયનનું નામ ઘણું ઊંચે. આ વાતની મને યાદ અપાવવાની એક પણ તક એ જતી ન કરે. એવું લાગે કે આપણા આ વિશ્વપ્રવેશ સમયે આખી દુનિયા આનંદની કિકિયારીઓ પાડી સ્વાગત કરતી હશે અને આ દાક્તર અને પેલા પોલીસ એ સ્વાગત બદલ આભાર માનતા હશે! અને મને વજન ઘાલ્યાનું કે' છે પણ એમને જ જુઓને! ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ બધે ફાલ્યા છે અને એમાં વિષુવવૃત્ત પર ઘણું બધું સ્થિર થઈ પડયું છે! ચાલે ત્યારે હાલે અને ડગલા–બંડીનાં બોરિયાં તૂટી પડે. દેડકા જેમ બે દાઢી જમાવી છે!

એ અંદર ગયા અને હું બહાર રહ્યો. કોઈ કામમાં હરકતરૂપ થવું ન હતું. કેનેથ ઘર આગળ જ સાઇકલ પર આંટા મારે. કેમ છે એમ જાણે પૂછતો હોય એમ મારા સામું જુવે. કાંઇ સમાચાર નથી હજુ, એમ હું મુખમુદ્રા કરું. એટલામાં બાપુ આવ્યા. દોડીને પાસે જઇ મેં સમાચાર આપ્યા. મા પણ બારણે આવેલી. "નથી ઠીક?" "હાલતી ય નથી."

બાપુ અંદર ગયા અને બહાર આવ્યા. મને બોલાવીને કહે કે ડેનિસમામાને ત્યાં જા. ન આવ્યા હોય તો રોકાઈને એમને ખબર આપજે કે મીનમામી આપણે ત્યાં છે. તબિયત ઠીક નથી. આપણે તો બંદૂકમાંથી ગોળી છૂટે એમ ભાગ્યા. આ પહેલાં મા કાંક કામ બતાવે અને જવાનું થાય ત્યારે ડેનિસમામા અચૂક બારીએ બેઠા હોય. છાપું વાંચતા હોય અને ચૂંગી ફૂંકતા હોય. પણ આજે બારી ખાલી હતી. મામા આવ્યા ન હતા.

એટલામાં જ મામા દેખાયા. એમનો મોટરમેનનો ગણવેશ પહેરેલો. તાપ છતાં બધું એમ ને એમ. બગલમાં છાપાંનો ચોડો. પૈસા આપીને ખરીદેલાં નહીં. આમ મામા પૈસા પૈસાનો હિસાબ ગણે. મુસાફરો ભૂલી ગયેલા હોય એ બધાં ભેગાં કરી લેતા આવે.

મામા મળ્યા. મેં સંદેશો આપ્યો. "મીનને ઠીક નથી? માંદી છે? ખરાબ છે તબિયત?"

મને કશી વાતની ખબર નહીં. આ લોક મને કશું કહે નહીં. પણ

મેં કહ્યું. દાક્તર આવ્યા છે અને તબિયત જુવે છે. ગંભીર વિચારમાં મામાએ ચૂંગી ચૂસી. પણ કશી ધૂણી ન નીકળી ત્યારે ચૂંગીની ચલમમાં જોઈ રહ્યા.

અને કપડાં પણ બદલ્યાં વિના એ મારો હાથ પકડીને અમારે ઘેર આવ્યા. રસ્તામાં એમના ચહેરા પર ચિંતાનો ભારે ભાર હતો એટલું હું જોઈ શકયો. અને એ જોઈને મને પણ ઘણી ચિંતા ગઈ.

**મીનમામીને** શું થયું હતું એની કશી ખબર મને ન પડી. અને આવી બાબતમાં પૂછવામાં માલ નહીં એટલું ડહાપણ મારામાં હતું. પણ તબિયતની હાલત એટલી ગંભીર કે અઠવાડિયા સુધી અમારે ત્યાં જ રાખ્યાં. રેડિયો કે ગ્રામોફોન કે એવું બધું બંધ. દાક્તર રોજ આવે. પછી દાક્તરે એમને ઘેર જવાની રજા આપી. પણ ત્યાં જઈનેય આરામ કરવાનો. દાક્તર રોજ ખબર કાઢવા આવવાના. મિ. ડફી મામીને એમની ગાડીમાં ઘેર લઈ ગયા. પાછલી બેઠકમાં ય ઓશીકાં ને એવું ગોઠવીને બેસાડયાં. એક પડખે મા બેઠી, બીજે પડખે મામા. મિ. ડફીએ એક પૈસો ન લીધો. અને આટલી વાત તો મામી મોટરમાં બેઠાં એ પહેલાં જ સ્પષ્ટ કરી દીધી હતી. ડેનિસ-મામા તો ભારે ઉપકારવશ. આભાર કઈ રીતે માનવો એની સમજણ ન પડે. ઘેર પહોંચ્યા અને મા મામીને બરાબર સુવાડતી હતી ત્યારે મામા મિ. ડફીને રસોડામાં લઇ ગયા. અને બેચાર આભારના શબ્દ આડાઅવળા બોલીને મામાએ ડફીને દારૂ પાયો. આ પછી મામાએ એક પણ વાર અમારા પાડોશી વિરુદ્ધ એક પણ શબ્દ ઉચ્ચાર્યો નથી અને પોતાની ઉજળી કારકિર્દી પર બટ્ટો લગાડયાની વાત કરી નથી.

મા અને બ્રીડીકાકી મામીની સારવારમાં વારાફરતી રહ્યા કરી. પણ એટલામાં શાર્લોટને અછબડા નીકળ્યા. એટલે બ્રીડીકાકી એમાં પડયાં તે મીનમામીની સંભાળનો ભાર આવ્યો મા પર. થેલામાં કપડાં લઈને મા ત્યાં રહેવા ગઈ. ભાયડાને બૈરાની માંદગીમાં સારસંભાળ લેતાં ન આવડે એવો સહુનો મત હતો. ઉપરથી કામ વધારે. બારણા આગળ ઊભા રહે. ચૂંગી સળગાવે. પછી ખ્યાલ આવે કે ધૂણીથી પરેશાની થશે. તે સળગાવેલી ચૂંગી ઓલવી નાખે. ભાણું લઈને નોકરીએ જાય ત્યારે માને નિરાંત થાય.

પણ આ બધાને કારણે અમારા ઘરની પદ્ધતિમાં ફારફેર થયો. મિસિસ

ફ્રાસીઁ ઘર સંભાળવા અમારે ત્યાં રહેવાં આવ્યાં. બાપુ આ બધી વાતની ચિંતા ન કરે. આમ મિસિસ ફ્રાસીઁ ન ગમે કે ગમે એવું કાંઈ નહીં. પણ એક જ ઓરડામાં એ બે ભેગાં થાય કે તરત બાપુનો મિજાજ બગડે. વહેલાં ઊઠે. અને ઊઠે ત્યારથી અવાજ કરવા માંડે. બાથરૂમમાં જાય અને મોંમાં માથાની બધી પીનો ભર્યા છતાં મોટેથી ગાય. પછી પૂરાં કપડાં પહેર્યા વિના અમને ઉઠાડે. માત્ર કોર્સેટ પહેરેલાં મિસિસ ફ્રાસીઁને વહાણાના પહોરમાં જોવાં પડે એ એક નવો અનુભવ હતો. અને ખાસ ભુલાતો પણ ન હતો.

એમની રસોઈ આમ સારી પણ સાવ એકધારી. બાપુને ન ભાવે. એમની ઝીણી ઝીણી વાતથી પણ બાપુ નાખુશ. બાપુને માની કામ કરવાની રીત પસંદ પડેલી અને સદી ગયેલી. એમાં ફેરફાર થાય એ એમને જરાકે ગમે નહીં. મા ઘેર આવે એવું બાપુને થયા કરે. પણ મીનમામી માંદાં એટલે માને ત્યાં જ રહેવું પડ્યું. બાપુ બોલે નહીં. પણ એમના હાવભાવમાં એમની બેચેની અને અણગમો વરતાયા વિના ન રહે.

એક દિવસે સવારે જ બાપુએ કહી દીધું: પોતે રાતે વાળુ કરવા નહીં આવે. મિસિસ ફ્રાસીઁ શું રાંધવાનાં હતાં એની એમને પહેલેથી ખબર પડી ગયેલી. "હું બહાર જમીશ અને પછી કાંક જોવા જઈશ. ત્યાંથી ડીની અને મીન પાસે જઈશ. મેરીની પણ ખબર કાઢી આવીશ."

"કાંક જોવા જશો? સરસ!" કહેતાં મિસિસ ફ્રાસીઁએ કોર્ન ફ્લેકનો ડુંગર સામે ખડક્યો.

"અરે આટલું બધું નહીં!" બાપુએ એમને અટકી જવા કહ્યું. પણ એ અટકે શેનાં? મલકતાં જાય અને મૂકતાં જાય. બાપુએ રકાબી લઈ લેવાનું કર્યું. પણ એની તો જાણે ખેંચાતાણ થતી હોય એવું બન્યું.

"અરે ભાઈ સા'બ, બસ!"

"તો દૂધ લ્યો."

"નાજી." એટલી મક્કમતાથી બાપુ બોલ્યા કે મિસિસ ફ્રાસીઁએ ઠામ બાજુએ મૂકી દીધું. અને સામે બેઠાં.

"મિસિસ ફ્રાસીઁ, હું એકલો નાસ્તો કરું તો તમને કાંઈ વાંધો નથીને? મારી પત્ની મને હમેશાં એકલો જ નાસ્તો કરવા દે છે. તમને ખાસ વાંધો નથીને?"

મિસિસ ફ્રાસીઁ બાપુના વાક્યમાં રહેલો વ્યંગ સમજી ન શક્યાં. એમણે

આંખ મીંચીને હાથ ઉપરણા પર લોહ્યા. પત્ની ઘેર ન હતા એટલે બાપુ સોરાતા હશે એમ એમને લાગ્યું. નાસ્તો પૂરો કર્યો ત્યાં સુધી બાપુ એક અક્ષર પણ ન બોલ્યા. પણ મિસિસ ફાર્સીએ તો એમનું બોલવાનું ચાલુ જ રાખ્યું. મને ને કેનેથને વિશેષ અને વિશેષ ખાધે રાખવાનો આગ્રહ કરે. ખાશો તો શરીર બંધાશે અને શરીર બંધાશે તો કોક છોકરી વળી ઘેલી થશે.

બાપુથી આથી વિશેષ સહ્યું ન ગયું. અડધી કૉફી પીને એ ઊભા થઇ ગયા. ભાણું ભરેલું પડયું હતું તે હાથમાં લઈને એમણે ચાલવા માંડયું. મિસિસ ફાર્સીને ભાણામાં અડધું સફરજન પણ મૂકવા ન દીધું. "ચાલો હું જાઉં છું. છોકરાવ, તમે બરાબર બધું કરજો."

"તમે કયું પિક્ચર જોવા જશો? મને મેરી પૂછે તો કે'વા થાય."

"હું પિક્ચરમાં નથી જતો. હું તો ભાંડનો ખેલ જોવા જવાનો છું." બહાર નીકળતાં નીકળતાં બાપુ બોલ્યા. મિસિસ ફાર્સી તો ભાંડના ખેલનું નામ સાંભળતાં છળી પડયાં. કેવું ગંદું અને બધું બોલે છે આ ભાંડ લોક! અને છોકરાવના દેખતાં આવું બોલ્યા? શરમે ન આવી? મેં અને કેનેથે નજર પરોવી લીધી. બાપુ ગુસ્સે થાય ત્યારે આમ જ કરે. સાધારણ રીતે માને બકાવવા આમ કરે. અત્યારે મિસિસ ફાર્સીને ખીજવવા એમ કરતા.

**મારી** વાત કહું તો મિસિસ ફાર્સી મને તો વિશેષ અને વિશેષ ગમતાં ગયાં. આમે કૂથલીમાં એમને રસ. બધાની બધી વાતો જાણે અને કરે. પણ મને તો એમની કૂંણી લાગણીએ આકર્યો. પોતે મજબૂત મનની તે કોઈ વાર કહે નહીં પણ એ સાવ એકલી હતી એ વાત પણ હું સમજી શકયો. અત્યારે અમારું ઘર ચલાવવામાં એને જે આનંદ મળતો હતો એની હું કલ્પના કરી શકું છું. અને એમની આ આગ્રહ અને મનવર કરવાની, વિશેષ ધ્યાન આપવાની રીત એ વાસ્તવમાં તો અન્યને ઉપયોગી થવાની ઇચ્છાનું પરિણામ હતું.

મને અને કેનેથને એમની એક બીજી વાત પણ ખૂબ ગમી. અમારી જેમ જ એ પણ ગમે ત્યારે ખાવાને તૈયાર. બપોરે અમે દોડદોડ નાસ્તો કરવા આવીએ તો પટ દઈને એ બધું કામ બાજુએ મૂકીને અમને સાથ અને સંગત આપે. અને વાસ્તવમાં અમે લીધું હોય એટલું તો લે પણ સાથે અમને ન ભાવતું કે ન ગમતું હોય એ પણ પૂરા સ્વાદથી ઝાપટે.

એકવાર અમે નાસ્તો કરતાં હતાં ત્યારે એમણે એમના બચપણની વાત કહેવા માંડી. અમે જાણે એમની બરોબરીના હોઈએ એમ વાત કરે. એમના આ ગુણના પણ અમે ખાસ પ્રશંસક હતા. કેનેથે પુસ્તકો વાંચેલાં. એટલે એમને એણે સવાલ પૂછ્યો : "વિશ્વયુદ્ધ વિષે યાદ છે?" તો કે' હા. ૧૯૧૭–૧૮ના દિવસોની વાત કરતાં કરતાં મિસિસ ફાર્સી વિશેષ ઉષ્મા અનુભવવા લાગ્યાં. "આ પેલો દુષ્ટ કૈસર વિલિયમ હતો ને? એણે બધું શરૂ કર્યું. સાવ પાજી. એની મૂછો અને આંકડા, ઠૂંઠો હાથ, અને એના બધા પલીતો–બોચીઝ."

"શું કહ્યું?" કેનેથે પૂછ્યું.

"બોચીઝ. બધા એમને બોચીઝ કહે છે. કોઈને એ લોક ગમે નહીં. પ્રમુખ વુડરો વિલ્સને ચૌદ મુદ્દાનો કાર્યક્રમ કરેલો., એને લડવું ગમે નહીં. પણ આ પલીતોને કોઈની પરવા નહીં. બેલ્જીઅમને ધરાર રોળી નાખ્યું બધી બેલ્જીઅન છોકરીઓની લાજ લૂંટી—"

"છોકરીઓને શું કર્યું?" મેં પૂછ્યું. મિસિસ ફાર્સીનો ચહેરો તો લાલ લાલ થઈ ગયો. મેં ફરી પૂછ્યું : "આ લાજ લૂંટી એટલે?" મેં આ આવું કશું સાંભળેલું નહીં એટલે મને ખબર નહીં. કેનેથ તો બસ છત સામે જોયા કરે. અને ખાધે રાખે.

"આ છોકરીને પકડે, બચ્ચી કરે અને એવું બધું." ખુલાસો કરતાં મિસિસ ફાર્સી બોલ્યાં.

"તે બચ્ચી કરે તે છોકરીઓને ન ગમે?" મારો અનુભવ સાવ મર્યાદિત તે સાચું પણ અનુભવ એવો હતો કે મેં તો ક્યારેય કોઈનેય આ વિષે ફરિયાદ કરતા સાંભળ્યા નથી. એટલે બચ્ચી કરે એ તો બધાંને ગમે એવો મારો ખ્યાલ હતો.

'ના રે ના. ન ગમે. એ તો ધિક્કારે. બધી ભલી છોકરીઓ ને આ લડધા પીધેલા ગંધાય. તે પેલી છોકરીઓને ઉબકા આવવા લાગ્યા. તે આપણે લિબર્ટી બોન્ડઝ ખરીદ્યા. ગોસ્ત ખાવાનું છોડી દીધું અને પાછલા વંડામાં શાકભાજી ઉગાડયાં અને આપણા જુવાનોને દરિયાપાર મોકલ્યા."

ત્યાં જ બારણે ઘંટી વાગી. હું બારણું ખોલવા દોડ્યો. મિસિસ ફાર્સી પણ મારી પાછળ પાછળ સડસડાટ આવે. મેં બારણું ખોલ્યું. સામે જ કોરા વીકીંગ ઊભેલી.

મને ઓળખતી જ ન હોય એમ એણે પૂછ્યું : "તમારાં માતાજી ઘેર છે?"

જવાબ આપ્યા વિના જ હું એના સામું જોઈ રહ્યો.

"કોનું કામ છે, તમારે?" મિસિસ ફાર્સીના અવાજમાં જરાકે ઉષ્મા નહીં. જુવાન સ્ત્રીઓ પ્રત્યે એમને નફરત. એમાંય જો એ રૂપાળી હોય તો તો આવી બન્યું.

"માફ કરજો, પણ આપ ઘરમાલિક છો? મારે મિસિસ ડાર્સી કે પછી ફાર્સીનું કામ છે. પણ એમાંથી કોણ એની સમજ નથી."

"એ તો હું. પણ મારું નામ ફાર્સી. ફરસીનો ફ. ડંગોરાનો ડ નહીં. શું છે?'

કોરાની આંખ પહોળી થઈ ગઈ. "પણ હું ધારતી હતી એ કરતાં તમે ઘણાં જુવાન છો."

જાણેઅજાણે પણ મિસિસ ફાર્સીનો બધો વિરોધ શમી જાય એવું કોરા બોલી ગઈ. આખો વર્તાવ બદલાઈ ગયો. "આવો ને અંદર!" એમણે કહ્યું. ખુરશી બતાવી તેમાં કોરા ગોઠવાઈ. મિસિસ ફાર્સીએ બારીનો પડદો હટાવ્યો તે ઓરડો ઝળાંહળાં થઈ ગયો. કોરાએ ઇશારો કરી મને ચૂપ રહેવાનું કહ્યું.

"બોલો, શું કે'વું હતું?"

"મિસિસ ફાર્સી, મારું નામ કોરા. કોરા વીકીંગ. મારી માનું નામ સ્ટેલાબુર્ક. તમે સાંભળ્યું છે એ નામ?" બસતામાંથી છબીઓનો એક થોડો કાઢતાં કોરા બોલી.

"બુર્ક? હો. ઘણીય બુર્કને હું ઓળખું છું. મારાં લગ્ન પહેલાં અને તે પછીય ઘણી બુર્કને ઓળખું છું. આ લત્તામાં ઘણીય બુર્ક છોકરીઓ હતી."

કોરાએ ઘણા વિસ્તારથી કહેવા માંડ્યું. છતાં વાત ટૂંકમાં આટલી જ હતી. સ્ટેલાબુર્ક—કોરાની મા—પરણી એ પહેલાં આ જ વિસ્તારમાં રહેતી હતી. એના બાપુ કરિયાણાની દુકાન ચલાવે. આર્થિક હાલત એવી તે માણસ રાખી ન શકે તે ચારે દીકરી વારાફરતી દુકાને બેસે. ચીજવસ્તુ વેચે અને વકરો નોંધે. એ વખતે (આ સમય કરતાં ત્રીસ ચાલીસ વર્ષ પહેલાં) મોટર નવી નવી આવેલી. અને જુવાન શ્રી વીકીંગ મોટર લઈને

નીકળેલા. મોટર ત્યાં હવાડા સાથે અથડાઇ. શ્રી વીકીંગ ઊછળીને બાજુએ પડયા. વાગ્યું. લોક ઉપાડીને લાવ્યા બુર્કની દુકાને–પાસેમાં પાસેની જગા એ હતી. અને ત્યાં મારાં માતા અને મારા પિતા વચ્ચે શુદ્ધ પ્રેમ થયો. લગ્નની વાત આવી. મારી માનાં માબાપને પુત્રી આવા બહારના અને પૈસાદારને પરણે એ પસંદ નહીં. પણ એમણે ભાગીને લગ્ન કર્યું. પછી બે દુનિયા જ અલગ થઇ ગઈ. મારી મા નવી દુનિયામાં ગોઠવાઈ શકી નહીં. આખો દિવસ બારીએ બેસી રહે. મારી માની મા મરી ગઈ. બાપ પણ ગુજરી ગયા. બહેન ઇન્ફ્લુએન્ઝામાં મરી ગઇ. બીજી બહેન સુવાવડમાં મરી ગઈ. મા આખો ઘડીએ પોતાના બચપણની વાત કહ્યા કરે. મારી મા પણ હું સાત વરસની થઈ ત્યારે મરી ગઈ. મારા બાપુ બીજી વાર પરણ્યા. એક યા બીજા કારણસર મારા બાપુ મારી માની વાત જ ન કરે. એટલે મને મન થયું: મારી મા કયાં, કેવી રીતે રહેતી હતી, મોટી થઇ હતી તે જાણવું. એટલા માટે વરસ દિવસથી અહીં આવી છું. બધાંએ એક નામ આપ્યું: મિસિસ ડાર્સી કે પછી ફાર્સી. એ અહીંનાં જ રહેનારાં. બધું જાણે."

પણ મિસિસ ફાર્સીએ આત્મગૌરવ અનુભવવા છતાં કાંઈ વાત કહી શકયાં નહીં.

"ત્રીસ વરસ પહેલાંની વાત. હું તો નાનું બચ્ચું ત્યારે. ત્યારે જોયું સાંભળ્યું પણ શું હોય? અને યાદ પણ કેટલું રહે?"

ડોરાએ ખૂબ આગ્રહ કર્યો એટલે જેટલા બુર્કને એ જાણતાં હતાં તેમની વાત માંડી. એક પરણેલો જ નહી એટલે ન હોય. બીજાને એકલા દીકરા એટલે ન હોય. પણ હું પરણીને જ્યોર્જ સાથે રહેવા ગઈ તે ચાર પાંચ મકાન છેટે એક બુર્ક કુટુમ્બ રહેતું હતું. બાપની કરિયાણાની દુકાન. આ બહેનોને ભાઈ નહીં.

એટલું યાદ આવ્યું તો સાથે પોતે જે દુકાનેથી માલસામાન લેતાં એ દુકાન યાદ આવી. બુર્કની દુકાનેથી ખરીદી કરતાં નહીં. બીજે કરતાં. ત્યાંનો ગુમાસ્તો એમના પર ખુશ હતો. પરણી ગઈ તોય એને નેડો ખરો. ડઝન ચીજ માગું તો બે વધારે આપે અને ઓછા પૈસા લે.

ત્યાં ડોરાએ છબી બતાવી. પોતાની માતાના વાળ લાલ હતા—પોતાના જેવા—એ વાત કહી. અને મિસિસ ફાર્સીએ આવી લાલ વાળવાળી છોકરીને બારીએ માથું ઓળતાં જોયેલી એમ કહ્યું.

ફરી પાછો ડોરાના સવાલોનો ધોધ ઊમટયો.

ઉનાળાનો તાપ છતાં પવન વાય. આઠ વરસનો છોકરો આવામાં ઘરમાં શી રીતે ભરાઈ રહે? એ બે વાતો કરતાં રહ્યાં ને આપણે બહાર નીકળ્યા. કલાક ઇધર તીધર રમ્યા. ત્યાં ડોરા બહાર આવી. મને જોઈને ખૂબ રાજી થઈને મને ભેટી પડી. અને મને ચૂમી લીધી. "ટીપ્પી! તારો કેટલો ઉપકાર માનું? તેં જ મિસિસ ફ્રાસીંને મને મેળવી આપ્યાં!" બીજી ચૂમી. "કેટકેટલું કહ્યું મિસિસ ફ્રાસીંએ! કદાચ મારી માસીને મળવાનું થાય. એક માસી જીવે છે અને મિસિસ ફ્રાસીં એને ઓળખે છે! થાય છે કે તને પરણી જઉં, ટીપ્પી! પણ પેલો બિલ પરણવાનું કહે છે! હમણાં તો ગુપ્ત રીતે ઊપડી ગયો છે કાંઠ. પણ આવશે એટલે મને કહેશે જ. બાપુ ના કહે છે. પણ મને કશી પરવા નથી. એમણે એમના બાપુને ક્યાં પૂછ્યું હતું? એટલે સવાલ એકલા બિલનો છે. આમ બધી રીતે સારો. પણ પાછો પાગલ છે. પેલા જોડાની વાત આખો ઘડી યાદ કર્યા કરે છે! જોડાને લીધે જ જુગારમાં જિતાય એમ કોઈ શાણો માણસ તો ન માને. હા હજુ, મારા શુકનથી જીતે એમ કહેતો હોય તો સારું. પણ એને તો ગાંડું લાગ્યું છે જોડાનું! ક્યાંથી લાવવા આ જોડા!"

ફરી ફરી ચૂમી લઈ ડોરા એની મોટરમાં બેસીને ગઈ.

પડખે ઊભેલો સ્લેટરી બોલી ઊઠ્યો: "ટીપ્પી, પેલીએ તને બે વાર બોકી લીધી!" મેં એને ભગાડી દીધો. પણ એની બોકીએ મને એટલો ઉપકારવશ કર્યો કે પેલા જોડા, હકીને ત્યાંથી લઈ આવીને એને આપવા કે નહીં એની ભાંજગડમાં મારું મન પડ્યું. મેં કોઈનેય આ વાત કરી ન હતી. એમાં ક્યાં નાહકના પડવું એ એક કારણ. તો શાર્કી કહેતો હતો એ આ જ જોડા કે બીજા? એ નક્કી કરવાનું કશું સાધન હાથવગું ન હતું એ બીજું કારણ. પણ હવે તો ડોરાને આ જોડા જોઈતા હતા. મારું મન સાક્ષી પૂરતું હતું. જે જોડાની ચકચાર છે એ આ જ જોડા. ડોરાને જોડા મળે તો એને શાર્કી મળે. ડોરાને જોઈએ એ મારે જોઈએ. બસ. હવે પેલી તટસ્થતા બાજુએ ફેંકી દેવાની, કર્મયુગ આવી લાગ્યો.

ગયો હું હકીનિવાસમાં. કપડાંને અસ્તરી કરતાં હતાં મિસિસ હકી. પરસેવો થયો તે અસ્તરી મૂકી ચોપાનિયાથી હવા ખાવા લાગ્યાં. "કેમ ટીપ્પી? ક્યાંથી આવ્યો?"

મેં વાત બનાવી. જૂની મારું બેટ લાવ્યો છે તે રમવા લઈ જવું છે. એમણે કહ્યું ખોળી લે. છોકરાએ મૂક્યું હશે ક્યાંક. બેટ તો તરત મળ્યું.

પણ એ ખોળવાને મિષે મેં જોડા શોધવા માંડયા. ચીજવસ્તુઓના લથ્થર-વથ્થર ઢગલામાંથી એક જોડો તો જડયો. પણ બીજો ક્યાં હશે? મિસિસ ડફીની પીઠ હતી એટલે મેં બીજો ખાંખાખોળા કરવા માંડયા. નજર પડી તો એલીસીઆ પારણા બહાર પગ લટકે પણ પારણામાં સૂતી હતી. અને પેલો જોડો ચાવતી હતી! જોડો લેવા ગયો તો એણે સામો ફૂંફાડો માર્યો. હવે 'પીગ' ઉપરાંત 'વીકી' એટલું બોલતાં એ શીખી હતી. ડસ્ટીને મને વીકી એટલે 'વીસ્કી' એમ કહેલું. જોડો લીધો તે કાંક આપવું તો જોઈએ ને? મેં મારી પાસે નાનકડી સાંકળ હતી તે એને આપી: એણે ચાવવા માંડી. હું બન્ને જોડા અને બેટ લઈ 'જઉં છું' કહી બહાર દોડી ગયો.

સીધો પહોંચ્યો ઘેર. સામે જ મિસિસ ફ્રાસીં મળ્યાં.

બેટ અને જોડા વિષે પડપૂછ થઈ. દૂધ પિવરાવ્યું. અને પેલી જુવાન છોકરીનાં ભરપેટ વખાણ થયાં. "કેટલી વિનયી! બીજાને માટે કેટલો આદર!"

એમની બધી વાતો સાંભળી લીધી અને પછી ધીરે રહીને ઉપર સરકી ગયો અને મારા કબાટમાં જોડા સંતાડી દીધા. કોરા મળે ત્યારે વાત. મનમાં ખાતરી કે એ દિવસ દૂર નથી.

## ૨૮

# મિલન પહેલાં

પણ કેટલાય દિવસ વીતી ગયા તોય કોરા મને મળી જ નહીં. શાકી ન મળ્યો. ચીપર હેઇલિ ન મળ્યો. શાળાના સમય બાદ કોરાને મળવા મેં ઘણાં ફાંફાં માર્યાં. પેલાં નસીબવંતા જોડા પણ છાપામાં વીંટીને લેતો જાઉં. ઘણી વાર તો બાગની પાટલી લગી જઈ આવું. પણ ત્યાં અત્યારે તો માત્ર થોડાં સૂકાં પાંદડાં જ હાજરી ભરતાં હતાં. દીવાલ પાસેનાં ઝાડ ઑક્ટોબરના પવનમાં ઝૂકી ઝૂકીને જાણે સાષ્ટાંગ દંડવત્ કરતા લાગતાં. પણ પેલાં મળતાં ન હતાં. દુકાન આગળ પણ ખબર કાઢી. ત્યાંય પત્તો નહીં.

મિસિસ ફ્રાસીં હવે એમને ઘેર જતાં રહ્યાં હતાં. આમ પણ કોઈ કાયમ તો રહેવાનાં ન હતાં. પણ એમની વિદાય બાપુએ વહેલી આણી મૂકી. એક વાર કહી દીધું કે અમારે હવે એમની મદદની જરૂર નહીં રહે. અમે જે ભારે કામ એમની પાસે કરાવ્યું એનો થાક પણ જરૂર લાગ્યો હશે.

મિસિસ ફાર્સી બિચારાં કે'વા ગયાં કે આમાં કામ શું ને થાક શું? ત્યાં તો બાપુએ કહ્યું: "લાવો બધું ગોઠવી આપું? બાંધી આપું?"

માને હજુ મીનકાણી પાસે રહેવું પડ્યું હતું ત્યારે આ બનેલું. બાપુ થોડા દા'ડાની રજા લઈને ઘેર રહ્યા. રાંધે જાતે. અને જે રાંધે તે બાળે. પણ અમારે એ બળેલું બધે બધું દાણેદાણો ખાઈ જવો પડે. ગરુડરાજની નજર નાખીને બેસે સામે, પછી શું થાય? પણ ઈશ્વરે અમારી મૂક પ્રાર્થના સાંભળી. મીનકાણી સારાં થયાં અને પોતેપોતાનું કરી લે એવું થયું કે મા ઘેર પાછી આવી.

વખત વીતવા લાગ્યો અને ઋતુની નિયમિતતાથી આવનારાં મિસિસ ફાર્સી ઘેર આવ્યાં નહીં એટલે માને જરા વિચિત્ર લાગ્યું. બાપુ કશું બોલે નહીં, આમે અભિપ્રાય હોય તો પોતાના કોઠામાં જ રાખે. વિષયને ઉપસ્થિત જ થવા ન દે. થાય તો બોલવાનું ટાળે. માને થયું મિસિસ ફાર્સી કદાચ માંદાં પડ્યાં હશે. પણ એ શંકા સાવ અસ્થાને નીકળી. મિસિસ ફાર્સીની તબિયત ખાસ્સી સારી હતી. બજાર ખરીદવા નીકળતાં ઘરનું કામકાજ પતે એટલે મિસિસ ફાર્સીને મળવાનું માએ નક્કી કર્યું.

આ દરમ્યાન અમારા પાડોશમાં, ડેમોક્રેટિક પક્ષે ગવર્નર આલ્ફ્રેડ ઈ. સ્મીથને અમેરિકાના પ્રમુખપદ માટે ઉમેદવાર તરીકે ઊભા રાખ્યા એ વાતથી ઉત્સાહનું વાતાવરણ જામ્યું હતું. આ વિસ્તારમાં લગભગ એંસી ટકા આઈરીશ કેથોલિક હતા. અમારા ઘરમાં જ્યારે જ્યારે આ સ્મીથની વાત નીકળે ત્યારે બધા જ એમના પ્રત્યે ખૂબ આદર બતાવે. જેમ જેમ એમની મહત્તામાં વધારો થતો ગયો તેમ તેમ મારા મનમાં એમના પ્રત્યેના માન-આદરમાં પણ વધારો થતો ગયો. મારે મન તો એ અત્યંત શાણી, દેવ જેવી અને માનવી પ્રત્યે ભારે ઉષ્મા ધરાવતી વ્યક્તિ હતા. કુટુમ્બના પ્રિય વડીલ જેવા હતા.

છતાં આ વિસ્તારમાં થોડી વ્યક્તિને એ ચૂંટણીમાં સફળ નહીં થાય એમ લાગતું. બાપુ આ બાબતમાં બહુ તોળી તોળીને બોલતા. આખા દેશમાં એમનો, જેટલો આ વિસ્તારમાં હતો એટલો પ્રભાવ હોવા વિષે બાપુને શંકા હતી. બાપુની વાત પરથી આ બ્રુકલીન અને ન્યુયોર્ક સિવાયના અમેરિકા વિષે મારો મત બદલાયો. બધું રહસ્યભર્યું હોય એવું લાગવા માંડ્યું. જાણે બધા જ કામકાગ પહેરે છે એવાં ઓવરઓલ પહેરતા હોય

અને પેટિયું કૂટી કાઢવા ઘાસ વાઢતા અને બાંધતા હોય, નાકમાંથી બોલતા હોય, માથું પાકી જાય ત્યાં લગી બાઈબલ વાંચતા હોય, અને રાતે મોટી ચાદરો ઓઢી, જોવા માટે બે કાણાં પાડી નીકળી પડતા હોય, એવો મારો ખ્યાલ બંધાયો.

બાપુના ખ્યાલમાં શહેરી વિરુદ્ધ ગ્રામવાસીની લાગણીની બુનિયાદ હતી અને એ પર કેથોલિક વિરુદ્ધ પ્રોટેસ્ટન્ટની લાગણીનો ઓપ ચઢ્યો હતો. આ દૃષ્ટિબિંદુ સમજતાં મને વાર લાગી. પહેલાં તો હું એમ માનતો હતો કે હરકોઈ માણસ રવિવારે 'માસ' (પ્રાર્થના)માં જતો હશે, પવિત્ર જલસંસ્કાર લેતો હશે. હરકોઈને સંતો, શહીદો અને સંરક્ષક ફિરસ્તાઓ વિષે પૂરી માહિતી હશે જ. હરકોઈ શુક્રવારે ગોસ્ત ખાતું નહીં હોય. ધીરે ધીરે કરતાં મને ખબર પડી કે પ્રોટેસ્ટન્ટ નામના માણસો છે જે આપણા જેવા જ દેખાય છે, આપણા જેવાં જ કપડાં પહેરે છે, છતાં આપણા જેવા નથી. આથી વિશેષ તો યહૂદી નામના વિચિત્ર લોક પણ દુનિયામાં છે, જેમની સંખ્યા આમ ઓછી છે, કાગા કાળા ચકરડાં છાપ્યાં હોય એવાં એમનાં છાપાં. એ લોક જમણેથી ડાબે વાંચે છે!

મેં આવા બધા પરદેશીઓ વિષે ખબર કાઢવા માંડી. અને ધીરે ધીરે મને બીજી વાતોની પણ ખબર પડવા માંડી. આ લોક પણ અમારી જેમ જ પૈસા અને માલસામાન ઉધાર લેતા. વરસાદ પડે ત્યારે આ લોક પણ અમારી જેમ જ ભીંજાતા. ઠંડી પણ એમને અમારી જેમ જ લાગતી. હવે મને આવા લોકની નવાઈ લાગતી નહીં. જુદા ખરા પણ એમની જુદાઈની વાતથી તો મારી દુનિયા પર જાણે નવો રંગ ઢોળાતો. મારી દુનિયા વિશેષ સમૃદ્ધ લાગતી.

પણ આમ છતાંય મારી એવી માન્યતા હતી કે દેશમાં બધા અમારા જેવી જ ધાર્મિક માન્યતા ધરાવતા હશે. એક દિવસ બાપુએ વાતની વાતમાં કેથોલિકો અમેરિકામાં તો અલ્પ સંખ્યામાં છે. પણ લાખો લોક પ્રોટેસ્ટન્ટ છે. હકીકતમાં અમેરિકા પ્રોટેસ્ટન્ટોનો દેશ છે. આ વાત સાંભળીને મને એટલો આઘાત લાગ્યો કે હું બહારને ઓટલે જઈને બેઠો. સાવ ઘેરાઈ ગયાની નિરાશા મનમાં ઘર કરીને બેઠી હતી. પણ તાસીર જુવો! થોડી વારમાં હું આ બધું ભૂલી ગયો અને પછી તો એ વિષે મેં વિચાર જ કર્યો નથી.

વાસ્તવમાં હવે મને ટીપ્પી લોકલીન હોવું એ કેટલી બધી ગુંચવાયેલી

વાત છે અને દરેક વ્યક્તિ આવી જટિલ સમસ્યાનો સફળતાપૂર્વક સામનો કરી ન શકે એનું ભાન થવા લાગ્યું. હું એક પછી એક થર ઉથામતો હતો. આ કાંઈ એક જ થરની વાત ન હતી. હું અમેરિકન હતો. હું આયરીશ હતો. હું કેથોલિક હતો. આમાંના ગમે તે એક થવાનું કામ પણ કાંઈ નાના બાળકથી પાર પડે એવું ન હતું. બાપુ આવી બાબતમાં સમજણ પાડવામાં ખૂબ જ ધીરજ રાખે. મારા મનમાં આની ગડ બેસે એ પહેલાં એમણે ખૂબ ખૂબ સમજણ પાડી. હું આ દેશમાં જન્મ્યો હતો માટે અમેરિકન હતો. એટલે તો હું અમેરિકન ધ્વજને નમન કરતો અને હૈયા પર હાથ મૂકીને એના પ્રત્યે વફાદાર રહેવાના સોગન ખાતો. આ મારો દેશ. સદાકાળ મારો જ રહેશે. મારા દેશને હું ચાહું છું. મારા દેશની હું સેવા કરીશ. જરૂર પડશે તો મારો જાન આપીશ. કહેવામાં શું જાય છે? ક્યાં જાન આપી દેવાનો છે?

"પણ હું આયરીશ કેવી રીતે?" પહેલા સવાલનો સંતોષકારક જવાબ મળ્યો એટલે મેં આગળ પૂછ્યું.

પણ એ વાત મારા મનમાં ઠસાવતાં બાપુને વાર લાગી. એમણે પહેલાં તો સામું મને પૂછ્યું: "આયરીશ કેમ નહીં?" મારો સવાલ એ હતો કે હું એક હોઉં તો એ જ વખતે બીજો કઈ રીતે બનું? એમણે એક મુદ્દો આગળ કર્યો: "આપણે મૂળ આયર્લૅન્ડના." મને આની કશી શરમ નથી. એમાં શરમાવા જેવું પણ શું છે? સૈકા લગી મારા દાદા પર-દાદા આયર્લૅન્ડમાં રહ્યા. પણ પછી એ લોક દુનિયાભરના શ્રેષ્ઠ દેશ અમેરિકામાં આવ્યા. કારણ? બ્રિટિશરની એડી નીચે આયર્લૅન્ડમાં રહેવાનું મુશ્કેલ બની ગયું. ભૂખે મરવા કરતાં અહીં આવીને જીવવું વધુ સારું હતું. અને આમે આયરીશ હોવામાં ગૌરવ અનુભવવું જોઈએ. આયરીશ પ્રજા એની બુદ્ધિપ્રતિભા અને ગીતો માટે વિખ્યાત છે. એને ઈશ્વરમાં આસ્થા છે અને એ સ્વતંત્રતાની પૂજક છે.

એમાંથી બાળકની બુદ્ધિને સૂઝે એવો સવાલ પેદા થયો. બાળકને હમેશાં કશા ઘર્ષણની ભીતિ લાગ્યા કરે છે: "માનો કે આયર્લૅન્ડ અને અમેરિકા વચ્ચે લડાઈ થાય તો હું કયા પક્ષે હોઉં?"

"તમે બન્ને બાજુ તરફથી જાસૂસી કરી શકો." બોલ્યા એવી જ ખબર પડી ગઈ કે બાપુ મજાક કરે છે. પણ આપણે પૂછી રાખ્યું. પટ જવાબ મળ્યો: 'માન કે તારી મા અને મારા વચ્ચે સખત ઝઘડો થયો, તો તું કયા પક્ષે હોય?"

આવા અસ્વસ્થ કરી મૂકતા સવાલનો શું જવાબ અપાય? મારી આંખમાં ચિંતાનો અણસાર જોતાં બાપુએ જ ખાતરી આપી: "ડર નહીં. એવું બને જ નહીં. આયર્લેન્ડ અમેરિકા સામે લડાઈ જાહેર નહીં કરે. જાહેર કરે તો એમની લોટરીની ટિકિટો કોણ ખરીદે? અને અમેરિકા આયર્લેન્ડ સામે લડાઈ જાહેર કરે નહીં. જાહેર કરે તો આખા દેશમાં જે પોલીસ છે અને કચિયાના કારકુનો છે તે ક્યાંથી મળે?"

પણ આ કેથોલિક હોવાની વાત સમજવામાં શરૂઆતમાં મુશ્કેલી છે. પણ એ વાત પણ સમજી લીધી. એને રાષ્ટ્રીયતા કે કુળ સાથે કશો સંબંધ નથી. જે રીતે મેં મારી આંખના રંગનો સ્વીકાર કર્યો છે એ જ રીતે મેં ધર્મનો સ્વીકાર કર્યો છે. એક પત્નીને પરણેલો પુરુષ પાંચ પત્નીને પરણેલા પુરુષ જેમ લગ્ન વિષે અભિપ્રાય ધરાવવાનો અધિકારી ગણાય.

પણ અલ સ્મીથ જાણીતા રોમન કેથોલિક. એમની ઉમેદવારીનો સ્વીકાર થયો એટલે સાથે સાથે ધર્મનો પ્રશ્ન પણ બધે ચર્ચાવા લાગ્યો. કેથોલિક વધુ કેથોલિક બન્યા. પ્રોટેસ્ટન્ટ વધુ કટ્ટર પ્રોટેસ્ટન્ટ બન્યા. બન્ને વચ્ચેના ભેદભાવની રેખા જરા વધારે ઘેરી બની. અમને બાળકોને તો જાણે મોટાઓ પાસેથી આ લાગણી વારસામાં મળી. અમારી ટોળી બધે ઘૂમે. અમારા જ જેવડાં છોકરાંને પૂછે: "બોલો, સ્મીથ કે હુવર?" આમાં હુવર કહેનારા થોડા જ નીકળે; કારણ કે અમે પાડોશ છોડીને જઈએ નહીં અને પાડોશનો અભિપ્રાય જાણીતો હતો. છતાં કોક હુવર કહે એટલે આવી બન્યું. મોજામાં લોટ ભર્યો હોય એ એને માથે ઠાલવી દઈએ. દોડે લોટવાળો ઘરભેગો થવા. હુવરનાં ભીંતપત્રો અને પોસ્ટરો ફાડી નાંખવા અમે બધે ઘૂમીએ. બીજું ન થાય તો હુવરની છબી પર કાદવ લગાડીએ.

વખત વીતતો ગયો. અને આ ઉત્સાહ મારાથી જીરવાય એવું રહ્યું નહીં. બાપુ સ્મીથનાં ભાષણ રેડિયો પર સાંભળે. કોકવાર હું પાસે બેસું અને સાંભળું. બીજાને કદાચ કર્કશ લાગતા હોય પણ એના ઉચ્ચાર ન્યુયોર્કના એટલે મને તો પરિચિત, અને એ કારણે ગમે. એ શું કે'તા હતા એની મને જરાકે ગમ ન હતી.

ઓક્ટોબરની એક સાંજે બાપુએ છાપામાં વાંચ્યું. ચૂંટણી પ્રચારનું છેલ્લું ભાષણ સ્મીથ બ્રુકલીનમાં સંગીત અકાદમીના મકાનમાં કરશે. આગળ પાંચ વાર ચૂંટણી લડેલા. આ જ જગાએ પૂર્ણાહુતિ કરેલી અને પાંચેમાં જીતેલા. બાપુએ પોતે આ મિલનસમારંભમાં પોતે જશે એની જાહેરાત

ફરી. જો કેનેથ અને હું બરાબર ચોખ્ખા રહીએ તો અમને પણ લઈ જાય. આપણે રાજી રાજી થઈ ગયા. કેનેથ પણ રાજી થયો લાગ્યો. એ એમ ઝટ દઈને કહી દે એવો નથી. એ પણ સ્મીથની તરફેણ કરતો હતો.

મેટકાકાને બાપુના આ નિર્ણયની ખબર પડી. એમણે પણ આવવાનું નક્કી કર્યું. પણ સાથે કહી દીધું. પેલી ત્રણ છોડીઓને સાથે નહીં લાવે. એમને વારે ઘડીએ બાથરૂમ જવા જોઈએ. અને બહુ વાર લગાડે.

ડેનિસમામાએ પણ આવવાનો નિર્ણય કર્યો. મીનમામીની તબિયત હવે સારી હતી. એટલે ડેનિસમામા એક વાર તો બહાર નીકળી શકે. પાડોશી ડફીએ પણ આવવાનું કહ્યું. એ તો ત્રણ ડફી બંધુઓને લઈને આવવાના. એટલે અમે કુલ નવ થયા. એમણે તો કહી દીધું એમની મોટરમાં બધાએ જવાનું.

વાળુ પતાવીને બધાએ મારે ત્યાં મળવાનું. વહેલા પહોંચીને સારી જગા લેવાની. મેટકાકાને ઓળખાણ તે એ નવ પ્રવેશપત્ર લઈ આવ્યા.

**મિલનનો** દિવસ આવ્યો. કમનસીબે ઝીણો ઝરમર વરસાદ પડવા માંડ્યો. સખત ન પડ્યો એટલું સારું. નિશાળેથી ઘેર જઈ મેં નાસ્તો કર્યો. અને માએ બજારમાંથી વસ્તુઓ લાવવાની હતી એની યાદી આપી. વરસાદ પડતો હતો તે વરસાદી વગેરે પહેરાવ્યાં. અને મિસિસ ફાર્સીને ત્યાં જઈને આવતા મંગળવારે ઘેર આવવાનું આમંત્રણ આપવાનું હતું. અમે ખરીદેલા નવા રેડિયો પરથી જ ચૂંટણી પરિણામ સાંભળવા આવજો, એમ કહેવાનું હતું.

"કાંઈ ભૂલતો નહીં. રસ્તામાં રમવા ઊભો રે'તો નહીં."

દુકાને દુકાને જઈ ચીજવસ્તુ લીધી. મીનમામીને ત્યાંથી ગરમ પાણીની થેલી લેવાની હતી તે લીધી. ઉપરથી મીનમામીએ સિક્કો આપ્યો. અને આપણે ટીપની છેલ્લી વિગત પતાવવા મિસિસ ફાર્સીને ત્યાં ઊપડ્યા. ઉંબરે જ ડોરા મળી.

"ટીપ્પી! તું!!" ડોરા બોલી ઊઠી. મિસિસ ફાર્સી ડોરાને એની ગાડી સાથે, જેને નાતાલના અભિનંદન આપવાનો વહેવાર હતો, એને ત્યાં લઈ જવા તૈયાર થતાં હતાં.

કોરા ખૂબ આનંદમાં હતી. એને વિશેષ આનંદિત કરે એવા સમાચાર મેં આપ્યા. પેલા નસીબવંતા જોડા મારા કબજામાં કઈ રીતે આવ્યા એ વાત મેં એને કહી. બસ એ તો હવે કેડો જ ન મૂકે. પૂછે: "લેતો કેમ ન આવ્યો?" આ તે કાંઇ સવાલ છે? મને ખબર હતી કે એ અહીં હશે? તો કે: "ચાલ હમણાં જ આપણે તારે ઘેર જઈએ." પણ પાછું યાદ આવ્યું. "આ માશીની સહિયરને મળવાનું છે. એ પણ મુલતવી કેમ રખાય? પણ આ શુભ સમાચાર મિલને આપવા જોઈએ. અને અમે રાતે મળીને તારે ત્યાં આવીશું."

આમ કદી થવા ન દેવાય. કોરા—શાહજાદા શાર્કી—ચીપર હેઈલના સંસારને પાછો ઘરમાં લાવવા ન દેવાય. માબાપુ આગળ ખુલાસો કરતાંય ભારે પડી જાય. એમને જરાકે પસંદ ન પડે. આપણી ખબર લઈ નાંખે. એટલે મેં કોરાને કહ્યું: "અમે બધા મિલનમાં જવાના છીએ." એણે પટ લઈને કહ્યું: 'તું ત્યાં લઈ આવ. અમે તને નાકે મળીશું." અને વાટવામાંથી પટપટ ટેલીફોન નંબર શોધીને, મને વા'લો કરીને એ દોડી.

હું ઉપર ગયો. મિસિસ ફાર્સી નીકળતાં જ હતાં. મેં અભિવંદન કર્યાં. માએ પેલી કપડાની ડિઝાઇન વિષે લખ્યું હતું એ ચિઠ્ઠી આપી અને માનું આમંત્રણ આપ્યું. મિસિસ ફાર્સીએ લંબાણથી સામાજિક વહેવાર અને એમની કામગીરી વગેરે વિષે કહ્યું. જે ઘેર જાય ત્યાં પોતે અણગમતાં હોય તો જવું જ નહીં એ વધારે સારો રસ્તો એમ એ બોલ્યાં.

"તો હું માને કહું ને કે તમે આવશો?"

"તારે જે અર્થ કાઢવો હોય એ કાઢ!"

હું ઊતરી ગયો. વહેલા ઘેર પહોંચવા લગભગ દોડ્યો. નજીક આવ્યો અને ત્યાં જોયું. તો પેલા બે ત્યાં હાજર. શાર્કીની પાછળ પડ્યા હતા તે બાર્ની અને જુગર. મારા તો પગ જ અટકી ગયા. શ્વાસ થંભી ગયો. મોટર સાઈકલ અને સાઈડકારમાં બેઠેલા. કદાચ મારા ઘર સામે જ ટાંપીને જોતા લાગ્યા. બાપુ ઘેર હોય તો સારું, એમ મનમાં થયું.

આ લોકની નજરે પડું તે પહેલાં ઘરમાં દાખલ થઈ જવાય તો સારું. હું નીચું માથું કરીને દોડવા ગયો ત્યાં એક હાથે મને ઝાલ્યો. હતું ઘર નજીક હતું. પણ આણે મને ઝાલ્યો એટલે હું તો અવાક્ થઈ ગયો. આ તો ચીપર હેઈલ.

"મને છોડી દો."

"ગભરા નહીં. હું કાંઈ છોકરા ઉપાડનારી ટોળીનો માણસ નથી. મારે જ પાંચ છે. પણ મારું એક કામ કર. તું આ મોટર હાંકનારનો છોકરો ને?"

"ના. હું નહીં."

"જૂઠું ન બોલ. હું જાણું છું તને. આ ઘર શોધવા તો દિવસ-રાત અહીં રઝળું છું. આ મોટર હાંકનાર રહે છે એ ઘર. એ ભલો માણસ તે મને એને ઘેર લાવેલો. ઉપરાંત મને લૂંટવા જેટલો ભલો ભોળો. હવે મને યાદ આવી ગયું. જુવાન મિત્ર, મારા જોડા લઈ આવ. અંદર છે. ક્યારનો ઘંટડી મારું છું પણ તારી મા જવાબ જ નથી દેતી!"

મિસિસ હકી કેમ જવાબ દેતાં ન હતાં એના કારણની મને ખબર હતી. પેલા અકવાડિયે અડધા ડૉલરવાળાના હફતા ચઢી ગયા હતા. જ્યાં ઘંટડી વાગે કે તરત રસોડામાં સંતાઈ જાય.

"એટલે ભાઇલા, ભલો થઈને અંદર જા અને મારા જોડા લાવી દે. મને હવે બધું બરાબર યાદ આવે છે. તારા બાપુની ખાતરબરદાસ્તનો હુમલો મારા પર થયો ત્યાં લગી તો મારી પાસે હતા. એ પછી ન હતા એની પણ મને ખબર છે. એટલે લઈ આવ. નહીં તો મારે મારા મિત્રોને બોલાવવા પડશે." એ કોને વિષે ઉલ્લેખ કરતા હતા તે હું સમજી ગયો. એણે મને હકી-ઘર તરફ આછો ધક્કો માર્યો.

હું ત્યાં ગયો. ઘંટડી મારી. અને ધીરેથી બોલ્યો: "એ તો હું ટીપ્પી." અને આગળા ઊઘડવાના અને સાંકળ ખખડવાના, સ્ટોપર નીચે ઉતારવાના અવાજ થયા. બારણું ખૂલ્યું એવો ઝટ દઈને હું દાખલ થઈ ગયો અને પટ પાછું બારણું વસાયું. "કોક તારી પાછળ પડ્યું છે?"

પણ મારો શ્વાસ ભરાયેલો તે મારાથી બોલાય નહીં.

"કોક મોટા માણસ હતા? અહીંથી તો દેખાતા નથી. દેખાય તો ઝાપટ મારીને ભગાડી દઉં. નાના છોકરાને બીવડાવે છે તે!" અને એટલે બહાર જોયું. "પેલો ઉંનરાતદાર ઊભો લાગે છે. હકી આવીને એની સાથે ફોડશે માથું. મારી પાસે પૈસા નથી."

એમણે મને પાછલે બારણેથી બહાર કાઢ્યો. વંડાના છૂટા પાટિયાંમાં થઈને હું ઘેર ગયો. મા મારી રાહ જ જોતી હતી. એણે મને જોયો. બસ સવાલોનો તોપમારો. "કેમ વાર થઈ?" "ભીંજાઈ ગયો?" "આ દરને

કેમ આવ્યો?" "ડફીને ત્યાં જ આખો ધરીએ જાય છે!" "મીનમામીને કેમ છે?" અને "મિસિસ ફારીંગે શું કહ્યું?" સવાલ અટક્યા એટલે એણે મારા સામું જોયું. હું તો કાંપતો હતો. "ટાઢ લાગી તને!' ઉપર જઈને કપડાં બદલ!"

મારા હાથમાં હતો એ માલસામાન લઈ લીધો એટલે હું મારા કમરામાં ગયો અને કપડાં બદલ્યાં. ભીનાં ન'તાં થયાં ખાસ. કારણ વરસાદ ઝરમર ઝરમર જ આવતો હતો. ઘેર સલામત પહોંચ્યાથી મને હવે ઠીક લાગતું હતું. રસોઈનો મઘમઘાટ પણ આવતો લાગ્યો હતો. માના અવાજથીય મને જોર આવ્યું હતું.

"મિસિસ ફારીંગે શું કહ્યું?"

"એ આવે એમ નથી લાગતું મને. એ આવે એ અહીં ગમતું નથી એમ એમને લાગે છે."

મારી માને આ સાંભળીને બહુ નવાઈ લાગી. "એ એવું બોલી? કાંઈ કારણ? ગુસ્સે થઈ છે? નારાજ થઈ છે?"

એને વિચાર કરતી છોડીને હું ઉપર ગયો. નીચા વળીને જોયું. કેનેથના કમરામાં અંધારું હતું. હું આસ્તેથી અંદર પેઠો અને પડદો ઊંચો કરી બારી બહાર જોયું. ચીપર હોરલ આમ તેમ આંટા મારતો હતો. જરાક થાય ને ઊભો રહે અને ડફીના ઘર સામું જુવે. સાવ અંધારું લાગે ત્યાં મોટર સાઇકલનો અવાજ આવ્યો. અને ચીપર પાસે જ મોટર સાઇકલ ઊભી રહી. એમણે કશી વાત કરી. ત્રણે ડફીના ઘર સામું જોઇ રહ્યા. પછી મોટર સાઈકલ ત્યાંથી ગઈ.

આટલામાં જ ડફી બંધુઓ આવી પહોંચ્યા. ક્યાંકથી લાકડાની તલવાર બનાવેલી અને પતરાના ડબ્બાના ઢાંકણાની ઢાલ બનાવેલી તે ઘુમાવે. ચીપરે ત્રણેને આંતર્યા. વાત કરી. શું વાત કરી તે મને સંભળાઈ નહીં. પણ એની વાત સાંભળ્યા પછી ત્રણે ઘરમાં ગયા. અને હતા એટલા જોડા બહાર લેતા આવ્યા. માતાજીના જોડા, બહેનજીના જોડા, પિતાજીના જોડા, પોતાના જોડા બધા લેતા આવ્યા. ચીપરે એક એક નંગ બરાબર તપાસ્યું. માથું હલાવી ના પાડી. બધા પાછા અંદર લઈ ગયા.

આ ચાલતું હતું એવામાં જ મિ. ડફીની મોટર આવી પહોંચી. ગાડીમાંથી ઊતરીને એમણે દીકરાવને ઘરમાં તગડી મૂકયા. એટલામાં ચીપર એમની સાથે વાતે વળગ્યો. છેવટે ચીપર ડફી સાથે ઘરમાં ગયો.

હવે આ નવી પરિસ્થિતિનો વિચાર કરવાનો રહ્યો. જો ચીપર ડફી અને અમારા બધા સાથે મિલનમાં આવે તો શું થાય? મારી સ્થિતિ કફોડી થાય. જવાનું માંડી વાળવું? પણ આ એક પ્રસંગે ત્યાં જવાનું મને કેટલું મન હતું? અને કેટલા દિવસથી એ માટે તૈયારી કરી હતી? એમાં ન જવાનું તો ન જ થાય. ત્યાં બાપુનો અવાજ આવ્યો. મેટકાકા આજે આખી રાત અમારી સાથે જ રહેવાના હતા. દુનિયાના પહેલવાનોમાં ગણતરી થાય એવા. કાચા લોખંડના ખીલાનો નાસ્તો કરતા હતા એમ એમણે જ મને કહેલું. કેરા અને શાર્કી મારા પર આધાર રાખતાં હતાં. એમને વીલાં ન મુકાય. આ જોડા એમને પહોંચાડવા જ જોઈએ.

વાળુ વેળાએ કેનેથે મારા સામું જોયું: "મારા ઓરડામાં કોણ ગયું હતું?"

"બોલ નહીં. હું ગઈ'તી, બપોરે ચાદર બદલવા." મા બોલી પણ તરત જ માએ બાપુને સીધો સવાલ પૂછ્યો: "મેં ટીપ્પીને મિસિસ ફાર્સી પાસે મોકલ્યો હતો, મંગળવારનું આમંત્રણ આપવા. પણ એ કે' છે કે એ અહીં આવે એ કોઈને ગમતું નથી. એ આવું કેમ બોલ્યાં?"

"તે એને પૂછ."

"પણ એ આટલો વખત ન આવે એવું ન બને."

"એનું તો શું થાય? બાકી મને તો હવે ગોઠી ગયું છે."

**જમીને** હું તરત ઉપર ગયો. તૈયાર થવા. હવે મને ચીપર હેબ્બની કોઈ બીક લાગતી ન હતી. મેં ઘેટાના ચામડાના કોલરવાળો ડગલો પહેર્યો અને પેલા જોડા બહાર કાઢ્યા. મારા અંગ પર ક્યાં સંતાડવા એ સવાલ હતો. ખીસાં જોયાં. ન માય. પછી ડગલા નીચે મૂક્યા. પણ આથી તો વચ્ચે જાડો જાડો લાગું. એટલે નીચે આવ્યો ત્યારે અદબ વાળીને આવ્યો.

મેટકાકા અને ડેનિસમામા સજ્જ્વજ તૈયાર થઈ ને આવ્યા હતા. મેટકાકાએ જેવો મને જોયો એવો મારી સામું બોકિસંગનો પેતરો ભર્યો અને ખાલી મુક્કો માર્યો. તે પડ્યો જોડા પર. "શું પહેર્યું છે તેં ડગલા નીચે? બખ્તર પહેર્યું છે?" હું અવઢવ મલક્યો. અદબ વાળેલી જ રાખી.

બાપુ રસોડામાંથી બહાર આવ્યા. પાછળ મા આવી. મા બાપુને ડગલો પહેરાવતી હતી.

"કેમ છે મેટ? ડીની? અમે મોડાં નથીને? ટિકિટ લાવ્યો, મેટ?"

"ના, ગળી ગયો ટિકિટ તો!"

"સારું કર્યું. બધું ચોકકસ જોઈએ."

બધા જુદું જુદું બબડતા હતા.

"તમારો ગલપટો લઈ લ્યો. વરસાદ પડે છે." મા બોલી.

"પણ આપણે ડફીની મોટરમાં જઈએ છીએ. અને એનું છાપરું ક્યાં ચૂવે છે?"

"ટીપ્પી, લે." માએ મને રાષ્ટ્રધ્વજ આપ્યો. "પણ તું આમ કેમ અદબ વાળીને ઊભો છે?"

"અમસ્તો." મેં કહ્યું.

"કેનેથ! કેનેથ ક્યાં છે?"

કેનેથ ધડધડાટ નીચે આવ્યો.

"ઓહો, આ જ તો તમે ભારે કૃપા કરી. ધન્ય ઘડી, ધન્ય દા'ડો." બાપુ બોલ્યા.

માએ કેનેથને પણ રાષ્ટ્રધ્વજ આપ્યો.

"હું છોકરું નથી." ધ્વજને બદલે કાળો નાગ આપતા હોય એમ એણે ના પાડી.

"ભૂલી તું. આ તો પાંત્રીસ વર્ષના સર્જન, આવતી કાલે સાઠના થશે!" બાપુએ ટકોર કરી.

અને એમ અમે બધા બહાર નીકળ્યા. માએ અમને બધાને વિદાય આપી અને બાપુને બહુ મોડું નહીં કરવાનું કહ્યું.

**મોટર** બહાર ઊભી હતી પણ મોટરમાલિકો–ડફીઓનો ક્યાંય પત્તો ન હતો. બાપુ અધીરા બન્યા તે ઘંટી પર ઘંટી મારે. છેવટે ડફી બારણે ડોકાયા. "આ આવ્યો. છોકરાને તૈયાર કરી દઉં."

"એમાં શું? ઉતાવળ કરવાની જરૂર નથી," એમ બાપુ કહેતા જાય પણ મનમાં એથી જુદું જ વિચારતા હોય. સંત્રીની માફક એમણે તો આંટા મારવા માંડયા. હું ચીયર હેઈલ અને પેલા મોટર સાઈકલવાળાનું શું થયું એનો

વિચાર કરતો હતો ત્યાં તો એકાએક મેટકાકાએ મને ઊંચક્યો. હવામાં અદ્ધર ઊંચો કરીને કે: "લે થોડો વરસાદ લઈ આવ વાદળ પાસેથી." ફેરેથી ઊંચકેલો તે પેલા જોડા હાથમાં ખૂંચ્યા. "આ શું છે?" પૂછ્યું.

શું કહેવું તે સમજાયું નહીં એટલે ખરું કહી દીધું: "જોડા."

"જોડા? જોડા!"

પણ મેટકાકા આ તંતુને આગળ લંબાવે એટલામાં તો ડફી બહાર આવ્યા. સાથે ચીપર હેઈલ ચાવતો ચાવતો આવે. એની પાછળ વૂડી અને ડસ્ટીન. હું મેટકાકા પાસે ઊભો હતો ત્યાંથી એક ડગલું પાછળ હટી ગયો. એની નજરથી બચવા.

"ડફ, બધું બરાબર?" બાપુએ પૂછ્યું અને બત્તીના અજવાળામાં ઘડિયાળ જોઈ.

"બરાબર." પછી ચીપર તરફ ફરીને કહે, "મને જડશે તો તરત ખબર આપીશ. અંદર તો તમારા દેખતાં અમે બધું ઉપરતળે કરી દીધું."

"એ તો મેં નજરે જોયું. તમે ખૂબ મહેનત કરી. તમને હેરાન કરવા બદલ દિલગીર છું. તમારાં સુઘડ પત્નીને અગવડ થઈ માટે માફ કરજો."

એ વરસાદમાં આગળ ચાલવા ગયા.

ત્યાં મેટકાકાને વારુ આવ્યું. બાપુને કહે: "એ માઈક, આ તારો દીકરો તો અલ સ્મીથ પર જોડા નાખવા જોડા લઈને નીકળ્યો છે એ ખબર છે? ડગલા નીચે સંતાડ્યા છે!"

હું લપાઈ જવા ગયો પણ એમણે મને રોક્યો. સારું થયું કે બાપુ અધીરા થઈ ગયા હતા એટલે મેટકાકાનો એક પણ શબ્દ એમણે સાંભળ્યો નહીં. પણ પેલો ચીપર હેઈલ સાંભળી ગયો. અડધો પગ હવામાં ને ઊભો રહી ગયો. ઝૂકીને એણે તાકી તાકીને મારા સામું જોયું. જાણે મારા ચહેરા-મોરાની રેખાએ રેખાને યાદ કરતો ન હોય. હું સાવ હતાશ થઈ ગયો. ફરી મેટકાકાના ગંજાવર શરીર પાછળ છુપાઇ જવાની ચેષ્ટા કરી.

"હવે, ઊપડીશું ને ડફી?" બાપુએ પૂછ્યું.

"ચોક્કસ. બધા આવી ગયા? એક, બે—અરે ઝકારી ક્યાં?"

"પલંગ નીચે ભરાયો છે." ડસ્ટીને વધાઈ ખાધી.

"અમને લાત મારીને ભરાઈ ગયો. કે' છે નથી આવવું." વૂડી બોલ્યો.

"આવશે નહીં તો ક્યાં જશે?" બોલતાકને ડફી ઘરમાં ગયા.

"અરે ભગવાન!" ફરી પાછા મોટરમાંથી ઊતરીને બાપુ બોલ્યા.

"એમ હિમ્મત ન હારી જાવ, માઇક!" મેટકાકાને સિગારની તલબ લાગી તે સળગાવવા ગયા. હું એમના હાથમાંથી છૂટયો. બધા આમ તેમ ઊભા હતા.

ત્યાં જાણે ટહેલતો હોય એમ ચીપર હેઇલિ આવ્યો.

"આપ બધા મિલનમાં જાવ છો?" એણે પૂછ્યું.

"તમે કોણ?" મેટકાકાએ સામું પૂછ્યું.

"હું અલ સ્મીથનો ટેકેદાર છું. મારું ચાલે તો પાંચ છ વાર મત આપું."

મેટકાકાએ સિગાર મોંમાંથી કાઢીને ચીપરના મોં સામું તાકીને જોયું. "વિચાર ઉત્તમ છે. પણ પકડાતા નહીં." ચીપર હવે અમારી સાવ નજીક આવી ગયો હતો. અને જાણે રમતો હોય એમ એણે મારું નાક પકડ્યું. "દેશભક્ત છો, નાની ઉમ્મરમાં?"

કોઈ કાંઈ ન બોલ્યું. કાકા ને મામા બન્ને સિગાર ફૂંકતા એને જોતા હતા. બાપુ ફરી ઘડિયાળ જોવા બત્તી નીચે ગયા.

ચીપર હેઇલે બધાને અભિવાદન કર્યો. "કદાચ આપણે મિલનમાં મળીશું."

"તમે ત્યાં જવાના છો?"

"પહેલાં ઇચ્છા ન હતી પણ હવે તો લાખ રૂપિયા જતા કરીને પણ જઈશ."

ત્યાં ડફીનિવાસમાંથી ચીચવાટાનો અને ઘસડાવાનો અવાજ આવ્યો. બારણું ખૂલ્યું. ઝકારીને ઢસડતા ડફી બહાર નીકળ્યા. "મારે અલ સ્મીથને નથી મળવું!" ઝકારીની ચીસ આવી. પણ ડફીએ એને ઊંચકીને પાછલી બેઠકમાં ઝીંક્યો. "હવે ચૂંચાં કરી તો ખેર નહીં રહે!"

બધા ગાડીમાં ખડકાયા. બાપુ ડફી સાથે બહાર. કાકા, મામા અને કેતેથ પાછલી બેઠક પર. અમે બધા એમની આગળ ઊભા રહ્યા. ઝકારી હજુ માન્યો ન હતો. બારીમાંથી બહાર નીકળવાની કોશિશ કરી. અને ડફીએ ભારે તડી દીધી. છાનો થઈ ગયો.

મોટર ચાલી અને મને રાહત થઈ. બાપુ અને મેટકાકાની પાસે હોઉં ત્યારે મને ઘણી રાહત લાગતી હતી: પણ જો એમનાથી છૂટો પડી ગયો તો મારું શું થશે એની મને ઘણી ધાસ્તી લાગતી હતી. મને મોટર સાઇકલના અવાજના ભણકારા સંભળાતા હતા.

"તારી પાસે બે ધ્વજ ક્યાંથી?" વૃદ્ધાએ પૂછ્યું.

"માએ આપ્યા." મેં કહ્યું.

"અમારા ઘરમાં તો ધ્વજ પણ નથી." વૂડી બોલ્યો:

"પણ તું જમ્યો ખરોને? ગળચ્યું છે ને બરાબર? પછી શું છે?" ડફી બોલ્યા.

"તું મને એક ધ્વજ આપીશ?"

એણે માગ્યો અને મેં આપ્યો. મોટર મિલન સમારંભની જગા તરફ દોડી રહી હતી.

## ૨૯

## મિલન

થોડેક આગળ ગયા હોઈશું ને અમારી મોટર અટકી. એટલા બધા માણસો એકઠા થયેલા કે મોટર આગળ જઈ શકે એમ હતું જ નહીં. બધી ગલીઓમાંથી માણસ ઠલવાય. આવતી મોટરો,—બસોમાંથી માણસ ઊતરે. વીજળી ટ્રેઈનોમાંથી આવે. મોટા ભાગે ભાયડા પણ બૈરાં અને છોકરાં પણ ન'તાં એવું નહીં.

"આમાંથી મોટર નહીં જાય. અહીં બાજુએ ઊભી રાખું. પછી પગે ચાલીને જઈએ." ડફીએ સૂચવ્યું.

"ઘણા બધા લોક!" ડેનિસમામાએ એમની પરિસ્થિતિને મૂલવવાની આગવી શક્તિનો પરિચય આપ્યો.

ડફીએ મોટર એક ઠેકાણે મૂકી. "ઊતરો," હુકમ છૂટયો.

"મને તો હતું કે વરસાદમાં આપણા જેવા જ થોડા આવશે." બાપુ બોલ્યા. હવે એ અધીરા ન'તા. સ્વસ્થ બન્યા હતા. ઊતરવામાં હું છેલ્લો તે એમણે જરા અધીરાઈથી "ટીપ્પી!" એમ કહ્યું.

"ધ્વજ પડી ગયો." મેં હાંક્યું. ધ્વજ તો કાંઈ પડી ગયો ન હતો. માત્ર ડગલા નીચે સંતાડેલા જોડા મેં મોટરમાં મૂકયા. આ બધામાં આ જોડાની ફિકર–ચિંતા કયાં કરવી?

"બધા એક સાથે રહેજો." બાપુએ કેનેથનો અને મારો હાથ પકડતાં કહ્યું. ચાલ્યા, પણ મને તો બસ માણસના પગ જ દેખાય. જાણે પગનું જંગલ. પણ ત્યાં તો બાપુએ મને ઊંચકીને ખભે બેસાડ્યો તે હું બધા કરતાં ઊંચો! હાથમાં અમેરિકન ધ્વજ ફરકયા કરે. પાછળ જોયું તો માણસની મોટી નદી વહેતી હોય એવું લાગે. પેલો તો ડકારી! હં. ડફીને ખભે. અને

ડસ્ટીન મેટકાકાને ખભે ગોઠવાયો છે. બિચારા ડેનિસમામાને ખભે વૂડી—ડફી ખંધુઓમાં અતડામાં અતડો અને સહુથી મોટો. જેમ તેમ ખભે ગોઠવાયો છે. પણ હાથમાં વાવટો ફરકાવે છે. જોને એનો છેડો ડેનિસમામાની આંખમાં ઘોંચે છે! કેનેથ એકલો ચાલે છે! લોક તો કાંઈ ઊમટે છે, કાંઈ ઊમટે છે! એમની છત્રીઓ કેવી ચમકે છે!

તસુ તસુ કરીને અમે આગળ વધીએ છીએ. વચ્ચે કાળાં ચોરસ દેખાય છે ત્યાં માણસ નથી. સમજ્યો. એ તો મોટરનાં છાપરાં. પેલું મોટું મકાન. અલ સ્મીથ ત્યાં જ બોલવાના છે. બારણા આગળ જ પોલીસની ફોજની ફોજ ખડી છે.

મેટકાકા આગળ અને અમે પાછળ. એમ એક દરવાજા આગળ પહોંચ્યા. ત્યાં ઊભેલા પોલીસે મેટકાકાને ધક્કો માર્યો: "ઊભા ન રહો, ચાલવા માંડો, મિસ્તર!

"પણ મારી પાસે ટિકિટ છે. નવ ટિકિટ. ચાર મોટા. પાંચ છોકરા."

"ભલે રહી. એનો હવે કાંઈ ઉપયોગ નથી. ચાલવા માંડો!"

"ખભે છોકરો બેઠો છે એ તો જુવો, ધક્કો મારો છો તે!" મેટકાકા બગડ્યા.

પેલો પણ કમ ન હતો. "ઘેર મૂકીને આવવું'તું. એક વરસાદ અને એમાં આટલી ભીડ. શું કામ લાવ્યા? ચાલવા માંડો."

"શિખામણ તમારી પાસે રાખો. મને જવા દો."

પોલીસદાદા મેટકાકાની સામું તાકી રહ્યા. "ચાલવા માંડો મિસ્તર, નહીં તો બેસાડી દેવા પડશે!"

"શું કરશો?" ડસ્ટીનને ખભેથી હેઠે મૂકતાં મેટકાકાએ પૂછ્યું. પણ બાપુએ મેટકાકાને ખેંચી લીધા. જુવાનીમાં મેટકાકાને અને પોલીસને ખૂબ ઝઘડા થતા.

"એ ન જવા દે એટલે જવાતું નહીં? હું તો જવાનો. મેં ટિકિટ લીધી છે. તે અલ સ્મીથને સાંભળવાનો."

"ટાઢો પડ. આપણે રસ્તો કાઢીએ. છોકરા છે સાથે."

"એમ કરીએ. બાજુથી જઈએ. ત્યાં ખુલ્લું હશે." ડફીએ સૂચવ્યું.

પણ ત્યાં ગયા તો એની એ જ દશા. હજારો લોક જમા થયેલા.

"ગમે તે થાય, હું તો જવાનો!" મેટકાકા બોલ્યા.

"અરે જુવો તો પેલા—લાર્ની તો નહીં" કીની નજર એક પોલીસ પર ચોંટી હતી.

"ક્યાં? એ? હા, લાર્ની છે. ચાલો ત્યાં." બાપુએ ત્રણી વાતો એક સાથે કરી દીધી.

લાર્ની ઊભા હતા ત્યાં પહોંચવું સહેલું ન હતું પણ અમે જેમ તેમ પહોંચ્યાં. કોકને કોણી મારી. કોકની આગળ નીકળ્યા. એ 'બાજુ' 'બાજુ' કરતા જાય. પણ બોલવામાં ઉત્સાહ નહીં. ત્યાં એક પોલીસ અધિકારી છાતીએ મોટો ચાંદ લટકાવીને નીકળ્યો, તે લાર્ની ટટ્ટાર થઈ ગયા. ધાટો ય ક્યાંથી નીકળ્યો. 'બાજુ' 'બાજુ હટો' 'આગળ જવાતું નથી. એ મિસ્તર. હટી જાવ. તમે લાટ હો તોય શું?' જ્યાં લગી એ અમલદાર સાંભળી શકે એટલા અંતરમાં રહ્યો ત્યાં લગી એમણે બોલે રાખ્યું.

"કેમ છો, લાર્ની?" બાપુએ બોલાવ્યા.

"કોણ? માઈક! તમે બધા? જો ને થઈ છે આપણી! વેઠ કરાવે છે વેઠ!"

"અંદર જવાતું કાંઈ થાય કે? ટિકિટ છે."

"પણ અંદર જગા નથી."

"તો શું કરવું? ઘેર પાછા જવું?"

"તારે માઈક, જવું હોય તો જા. હું તો અહીં જ રહેવાનો." મેટકાકાએ પોતાનો નિર્ણય જણાવ્યો.

"આવ્યા છીએ તો આમે ને આમે અલ સ્મીથ આવે ત્યાં લગી રાહ જોઈએ. ફેરો નકામનો નહીં જાય." કીએ સૂચવ્યું.

લાર્ની બબડતા પાછા આવ્યા. "ઘરમાંથી ઉપાડીને આવી વધારાની કામગીરી સોંપવી એ ક્યાંની લાયકાત છે!" અને પછી ધીરેથી બોલ્યા: "એમ ને એમ તો અંદર નહીં જવા દેવાય. પણ કોકની પાછળ જવા દઈશ તે ઘુસી જજો. અહીં કરતાં ઠીક રહેશે. મોટર આવે ત્યાં લગી જરા થોભી જાવ."

ઝાઝું થોભવું ન પડ્યું. મોટરનાં ભૂંગળાં વાગ્યાં. લોકે આનંદની કિકિયારી કરી. લાર્ની 'બાજુ' 'બાજુ' કરતા આગળ વધ્યા. "અરે પ્રમુખની ગાડી જવા દો."

અને જેવી ગાડી આગળ વધી કે લાર્નીએ અમને પાછળ ઘુસાડ્યા. પાસે ઊભેલાએ વિરોધ કર્યો: "એમને કેમ જવા દીધા?" "અરે પ્રમુખના સગા છે. તમે સગા છો?" કટ જવાબ દીધો.

અમે પોલીસ હરોળ વટાવીને અંદર આવ્યા એ તો જાણે બીજી દુનિયામાં દાખલ થયા જેવું હતું. ટોળાના ધક્કા ખાવાના ન રહ્યા. બાપુએ મને નીચે મૂક્યો. અને અકડાઈ ગયેલા પગ છૂટા કરવા હું થોડું દોડ્યો. પચીસેક જણા પડખેના ફાટક પાસે ઊભેલા. મોટી તાસક જેવડા બિલ્લા છાતીએ લટકાવેલા. છાપાંવાળા અને છબીઓવાળા પણ ત્યાં હાજર.

પણ અહીં એક મોટું માણસ આવે પછી બીજાને આવતાં બહુ વાર થાય. અમે ત્યાં રમવા માંડયું. એવામાં વૂડી વાત લાવ્યો. હવે પછીની મોટરમાં તો એક પાંગળો માણસ આવે છે.

અમે જોયું. વૂડીની વાત સાચી. મોટરમાંથી પાંગળા માણસને બીજા માણસોએ ઉપાડયો. એ માણસ આમ ટટાર. ચહેરેમોરે ખૂબ ભવ્ય અને પ્રભાવશાળી. પણ પગ ઓછા ચાલે. કાખઘોડીને ટેકે એક પગ મૂકે. પછી બીજા ટેકો દે એટલે બીજો પગ મૂકે. પૈડાંવાળી ખુરશીમાં એમને બેસાડીને અંદર લઈ ગયા. અને મેં બાપુને પૂછ્યું ત્યારે બાપુએ ખબર આપ્યા. આ પાંગળા માણસ તે રુઝવેલ્ટ. ગવર્નરપદ માટેના ડેમોક્રેટિક પક્ષના ઉમેદવાર.

અને પાછો વિરામ પડ્યા જેવું થયું. લાર્નીએ આવીને સમાચાર આપ્યા. અલ સ્મીથને આવતાં તો હજુ એક કલાક થશે. અંદર ભાષણો શરૂ થયાં લાગતાં હતાં. તાલીઓનો પ્રચંડ અવાજ આવતો હતો.

કંટાળો આવતો હતો ત્યાં ડફીએ ઉકેલ સૂચવ્યો.

"આટલામાં એકે સ્પીકઈઝી છે?" એમણે લાર્નીને પૂછ્યું.

"હા, આ ખૂણામાં. જગા નાનકડી છે. ખાનગી ઘરમાં ભોંયરામાં ચાલે છે. હું જઈ આવ્યો છું."

"પણ માલ કેવો?"

"વાંધો નહીં."

"ચાલો ત્યારે. અલ સ્મીથ આવે ત્યાં લગીમાં–"

"તમારી સાથે અવાતું હોત તો કેવું સારું? તગદીર એવું છે કે અહીં કામગીરી. અને પેલો ગણવેશ પહેરેલાને પિવરાવે નહીં!"

"આ બાળકોનું શું કરીશું? અહીં મુકાય નહીં. લાર્ની પર ભાર મુકાય નહીં."

"અરે મૂકો બધાને મોટરમાં, મારા છોકરાવને તો ત્યાં જ મૂકું છું."

અને અમને મોટરમાં ખડકવામાં આવ્યા. કેનેથના ધમપછાડા છતાંય અમારી સાથે જ પૂર્યો. અને સાફ સૂચના : " ખબરદાર બહાર નીકળ્યા તો!"

અમને મૂકીને એ બધા ગયા. એટલે કેનેથે બહાર નીકળવાની કોશિશ શરૂ કરી. આમ નીકળાય નહીં પણ ડસ્ટીને રસ્તો બતાવ્યો. બન્ને પગે બારણાને લાત મારીને કળ ખોલી તે બારણું ખૂલ્યું. કેનેથ તો બહાર દોડયો. પાછો અમને કહેતો જાય : "બહાર ન નીકળતા !"

"બાપુ આવશે તો એને પડવાની જ છે!" હું બહાર નીકળવા જતો હતો ત્યાં મારા પગે કશું અથડાયું. મેં જોયું તો પેલા જોડા! હું તો આ બીજા ઉત્સાહમાં સાવ ભૂલી ગયો હતો. ઉપાડીને મેં જોવા માંડયા ત્યાં ડસ્ટીન બોલ્યો : " અલ્યા ! આ એલીસીઆના જોડા ! અહીં કોણ લાવ્યું ?"

મેં કહ્યું : "મેં એને સાંકળ આપી તે એણે મને જોડા આપ્યા."

"એમ!" ડસ્ટીન બોલ્યો. ડહી બંધુઓનું આ જ મોટું સુખ. સાવ સાદી વાતે માની જાય. અશક્ય વાત બહુ જ આસાનીથી હિમ્મતભેર માની લે!

બીજી રમત ન હતી તે અમે એ જોડાને જ લાત મારવાની રમત આદરી. ઝકારીને ઊંઘ આવતી હતી અને વૂડી એની આદત મુજબ કંટાળી ગયો. રહ્યા હું ને ડસ્ટીન. અને અમે તો જોડા પગદડો હોય એમ લાત મારવા લાગ્યા.

અને અમારી લાત પણ જેવી તેવી નહીં હોય, કારણકે જોડાના છોતરા ઊખડવા માંડ્યા. તળિયું નીકળ્યું તે જાણે મગરે ડાચું ફાડયું હોય એવું લાગે. અમને થર છૂટયું તે વિશેષ લાતો મારી.

"લાવ હવે ખોલીએ. અંદર હીરા-મોતી હશે!" જોડા વિષે સાંભળેલી વાતોથી મારી કલ્પનાને ઉત્તેજન મળ્યું હતું.

અને અમે થર પછી થર છૂટા કરવા માંડ્યા. તળિયું ઊખડયું ખરું પણ છૂટું ન થાય. ત્યાં અંદર કશું હોય એમ લાગ્યું. આંગળી ઘાલીને બહાર ખેંચ્યું. કાગળનો નાનકડો વીંટો! કાગળ ફાટવા આવેલો. પીળો પડી ગયેલો. અમે વીંટો ખોલ્યો. અંદર કાટ ખાધેલી કૂંચી. એનો કાટ કાગળનેય લાગેલો તે એમાં લખેલું ઊકલે નહીં.

"આ કોને જોઈએ છે ?" સાવ નારાજ થઈને મેં પૂછ્યું. પણ હું એક વાત ભૂલી ગયેલો. ડસ્ટીન તો કૂંચીઓનો કાળ હતો. જ્યાં જુવે ત્યાંથી કૂંચી ઉપાડે, અને એના ખજાનામાં ભેગી કરે. મોટા ઝૂડા વાળીને ફેરે ભરાવે. ચાવીઓ અવાજ કરે એથી એનું મન ખૂબ પ્રસન્ન થાય.

ડસ્ટીને કૂંચી ખીસામાં મૂકી. કાગળ ત્યાં જ આગળ ફેંકી દઇને અમે પાછા જોડાને લાત મારવા લાગ્યા. અને એમ કરતાં બીજી સડક પર ગયા. ત્યાં ક્યાંકથી મોટર સાઇકલ આવી. લાંબડો હાંકે. ચીપર પડખેની ગાડીમાં અને પાછળ જાડિયો બેઠેલો. એક હાથ બાર્નીની કેડે વીંટેલો. અને બીજા હાથમાં ઉઘાડી છત્રી. આવીને તરત જ ચીપરે અમારા હાથમાંથી જોડા લઈ લીધા. અને મોટર સાઈકલ મારી મૂકી.

એટલું ઝડપથી બન્યું કે પહેલાં તો અમને સમજણ જ ન પડી. પછી ડસ્ટીન બોલ્યો: "આને તો બાપુ એક વાર ઘેર લાવેલા."

હું તો બીકથી ધ્રૂજતો હતો.

આસપાસ તો અસંખ્ય માણસો ઉભરાતા હતા. મોટરોનાં ભૂંગળાં વાગ્યા કરે. એવામાં ટોળું સંકોચાતું લાગ્યું. કોઈ મોટરને માટે જગા થતી હોય એમ લાગ્યું. આગળ મોટર સાઇકલ આવી. લોકે રસ્તો કર્યો. કોક બોલ્યું: "અલ સ્મીથ!"

"મેં જોયા! મેં જોયા!" ડસ્ટીન તો ગાંડો થયો હોય એમ બોલ્યો.

"મેં એનો હાથ જોયો!" હું બોલ્યો.

મોટર આગળ ગઈ અને આ ગલીમાં ઊભેલા લોક વિખરાવા લાગ્યા. ત્યાં ડસ્ટીને કોણી મારી: "તારા બાપુ!"

આપણે ઝટ ત્યાંથી સરક્યા. પકડાયા તો તડી જ પડે. ચુપચાપ મોટર પાસે. બારણું ખોલવા મહેનત કરી પણ ખૂલે જ નહીં.

ડસ્ટીન કહે: "લાત માર! ખેંચ! પથરો માર!"

ત્યાં પાછળથી અવાજ આવ્યો: "ખોલી આપું, ટીપ્પી?"

આ તો શાર્કી. અને કોરા સાથે! એણે કળ પળવારમાં ખોલી નાખી.

"ટીપ્પી, કોરા કહે છે, મારે માટે તું ભેટ લાવ્યો છે?"

એની નજરમાં નજર પરોવવાનું મારે માટે અશક્ય થઇ ગયું. બોલવા જાઉં પણ બોલાય નહીં. પેલી બાજુથી બાપુ અહીં આવતા હતા. મારા જીવનની બે બાજુને મેં ભેળી થવા દીધેલી નહીં. પણ આજે કપરી દશા આવી.

"ટીપ્પી!" જુગારી બોલ્યો.

"ટીપ્પી, જોડા ક્યાં?" કોરાએ પૂછ્યું.

"નથી, લાવ્યો'તો, લઈ ગયા, નથી—" ગરબડગોટા વાળવા માંડ્યા.

"ડર નહીં, ટીપ્પી! જિંદગીમાં કોઈ દિવસ ડરવું નહીં. બોલ, શું થયું?"

"ત્રણ જણા મોટરસાઈકલ પર આવ્યા અને મારી બેનના જોડા લ ગયા. પછી ઝુઉઉમ મોટરસાઈકલ ઊપડી." મોટરને છાપરે બેઠેલા ડસ્ટી બધા વતી કહી દીધું.

"ક્યારે?" બન્નેએ સાથે પૂછ્યું.

"અલ સ્મીથ આવ્યા તે પહેલાં."

"ત્રણ માણસ? એમાં ચીપર ખરો? ટીપ્પી!"

મેં હા પાડી. "એમ ત્યારે હવે ત્રણે ભેગા થઈ ગયા!" અને પછી મને આશ્વાસન આપતાં કહે: "તું નારાજ ન થા, ટીપ્પી!"

"છાનો રહે, ટીપ્પી!" ડોરા બોલી અને મારાં આંસુ લૂછવા લાગી.

"હું ક્યાં રોઉં છું? એ તો વરસાદ છે!"

"આંસુ કે વરસાદ બન્ને એટલાં જ ભીનાં!"

અને મેં ધીરે ધીરે વાત કહેવા માંડી. ડસ્ટીન અને વૂડીને રસ પડ્યો તે પણ સાંભળવા લાગ્યા. મેં કહ્યું: "એમાં એક જોડાનું તળિયું છૂટું થઈ ગયું."

"હા અને એમાંથી એક કૂંચી ને કાગળ નીકળ્યા!" ડસ્ટીન બોલ્યો.

"કૂંચી?" શાર્કીએ તરત પૂછ્યું. "ક્યાં છે એ કૂંચી? અને કાગળ?"

"ટીપ્પીએ ફેંકી દીધા!" વૂડી બોલ્યો.

"પણ મેં કૂંચી લઇ લીધી. હું કૂંચીઓ ભેગી કરું છું." ડસ્ટીન બોલ્યો.

"મને આપો." ડોરાનેય શાર્કીની આતુરતાથી નવાઈ લાગતી હતી. ડસ્ટીન છાપરેથી નીચે કૂદ્યો. મેં ય આસપાસ શોધ્યું. પેલી કાગળની ચબરખી મળી તે શાર્કીને આપી. એણે વાંચી. આ જ. આ જ; મારે આ જ જોઈતું હતું. ચાવી ક્યાં છે?"

ડસ્ટીને ખીસામાંથી મૂઠો ભરીને ચાવીઓ કાઢી. શાર્કીને પણ આ પહાડ જોઇને નવાઇ લાગી.

"મને ચાવીઓ ખૂબ ગમે."

"એ કે'વાની જરૂર જ નથી રહી."

અને એ ગંજમાંથી ડસ્ટીને એક ચાવી શોધ કાઢી: "લ્યો."

"એ જ. એ જ." કહીને શાર્કીએ ઝડપ મારીને ચાવી લઈ લીધી.

"પણ પેલા જોડાનું શું?" ડોરાએ પૂછ્યું.

"મળે તો ઠીક. સંભારણારૂપે સાચવી રાખવા જેવી વસ્તુ. મારે માટે તો નસીબદાર જ નીવડ્યા છે. પણ હવે એના વિના ય ચાલે. એમાં જે નસીબ છુપાયેલું હતું તે તો આ." કહી એમણે ચાવી બતાવી. "આ રોકડિયું નસીબ છે!"

અને પછી એણે આનું રહસ્ય કહ્યું.

જ્યારે જોડા એની પાસે હતા ત્યારે એ શુકનવંતા પુરવાર થયેલા. અને એનું મૂલ્ય એટલું જ. પણ થોડા મહિના પહેલાં એને બીજી ખબર પડી. દાદાની સાથે જે કામ કરતો હતો તે ફીલી હાગને એણે જોડા આપેલા. દાદાની છેલ્લી ઈચ્છા મુજબ. પણ ફીલી હાગને હમણાં જ એક બીજી વાત કરી. દાદાએ આમ મોટી કમાણી કરેલી. પણ ગુજરી ગયા ત્યારે બહારથી મિલકત ઓછી જ બતાવેલી. બાકીનું બીજું બધું રોકડ જવેરાત વગેરે ક્યાંક મૂકેલું. આ ચાવી એ પેટીની છે. "હવે એ બધી મિલકતનો હું જ માલિક." અને પછી તો કોરાને, આપણે આમ ફરી આવીશું અને તેમ કરીશુંની વાત કરવા માંડી.

અને ગુલતાન થઈ ને એ બે ગયાં.

હસ્ટીને મને કહ્યું: "ટીપ્પી, તારે તો જાત જાતના લોક જોડે ઓળખાણ છે!"

બીજું ભૂલીને પાછા આ માનવમેળાનો તમાશો જોવા મોટરને છાપરે ચઢતા હતા. ત્યાં જોયું તો બાપુ સામે જ ઊભા હતા! સારું થયું કે એમનું ધ્યાન બીજે હતું. "ટીપ્પી, ચાલ, અલ સ્મીથને જોવા! અને તમે છોકરાવ પણ છાપરેથી ઊતરી જાવ. ડફીને નહીં ગમે!"

બાપુ એમના તાનમાં એવા મસ્ત હતા કે કેનેથની ગેરહાજરીની પણ એમને ખબર ન પડી.

**ભીડમાં** થઈને ધીરે ધીરે રસ્તો કાઢી, લાનીની મહેરબાનીથી અમે ફરી પાછા પેલી સારી, ફાટક પાસેની જગાએ પહોંચ્યા. હોલમાં અલ સ્મીથનું ભાષણ ચાલુ હતું. વારેઘડીએ તાળિયો, હસાહસ, આનંદની કિકિયારીનો અવાજ અંદરથી આવતો.

ત્યાં બાપુએ પૂછ્યું: "કેનેથ ક્યાં?"

મેં કેનેથ બત્તીના થાંભલા પર ગોઠવાયો હતો તે બતાવ્યું.

"એ નીચે ઊતર, અલ સ્મીથ અહીં થઈને જશે?"

ડફીને અહીં ઠીક ન લાગ્યું. તે ફરીથી ઢીંચવા ગયા. મેટકાકા ક્યાંક અટવાઇ ગયા લાગતા હતા. અહીં ન હતા. ઝરમર વરસાદ પડતો હતો પણ હવે અમે એનાથી ટેવાઇ ગયા હતા. એટલામાં અંદરથી તાળિયોનો પ્રચંડ અવાજ આવ્યો અને બેન્ડવાજું વાગ્યું. ફાટક પાસે હલચલ થઇ. થોડાક લોક બહાર આવ્યા. એકે ગવર્નરની મોટર લાવવા હાથ ઊંચો કર્યો.

"બધા આમ ઊભા રહો. અહીંથી જ જશે." બાપુની સૂચના.

ફાટકમાંથી પોલીસના ટોળા વચ્ચે એક ભવ્ય લાગતા પુરુષ નીકળ્યા.

"અલ! અલ!" અડખેપડખેના બોલી ઊઠયા.

"મને નથી દેખાતું!" મેં ગુમરાણ કરી. બાપુએ ઉપાડીને મને ખભે બેસાડ્યો. અને આપણને પહેલી હરોળની ખુરશી મળી ગઈ. બધું દેખાય. એ હસતા હતા. હસે એમાં ઉષ્મા પણ ખરી. હાથ ઊંચો કરી બધાંને અભિવાદન કરે. બધેથી અવાજ આવે: "અલ!" "અલ!" "અલ!"

મેં એમને જોયા. એમણે મને પણ જોયો. મારા સામું જોઈ હાથ હલાવ્યો. મેં સામો વાવટો ફરફરાવ્યો.

ત્યાં બાપુ બોલ્યા: "એમને પડખે મેટ છે?" અવાજમાં ભારે આશ્ચર્ય વર્તી શકાય.

વાત ખરી હતી. મેટકાકા તો સાદાં કપડાંમાં છૂપી પોલીસના માણસ જેમ બરાબર અલ સ્મીથ અને એમનાં પત્નીની જમણી બાજુએ ચાલે. એમણે જ મોટરનું બારણું ખોલ્યું એ અમે જોયું. હાથનો ટેકો આપ્યો એ પણ જોયું. બારણું બંધ કરી, "ગાડી જવા દો, બાજુ હટો!" એમ પણ એ જ બોલ્યા. અને મોટર ચાલી નીકળી. કાચની બારીમાંથી એ સિગાર પીતા હતા એ પણ મેં જોયું.

મેટકાકા સીધા અમારી પાસે આવ્યા: "મેં નો'તું કહ્યું, હું એમને મળવાનો, મળવાનો અને મળવાનો જ. અંદર ઊભો રહીને આખું ભાષણ સાંભળ્યું. થોડા ગડબડ કરતા હતા એમને ચૂપ કરી દીધા. એ બધા માને કે હું છૂપી પોલીસનો માણસ છું. અને માઈક, એમણે મારી જોડે વાત કરી! અલ સ્મીથે વાત કરી! પહેલી વાત મેં કાઢી, વરસાદ ને મોસમ ને લોક ને એવી બધી. તો કે' "વરસાદથી ડેમોક્રેટ બીતા હશે કદી?"

"પણ તું અંદર ગયો શી રીતે?"

"મનોબળ. બસ એમની ટોળી સાથે દાખલ થઈ ગયો. હું તો એક શીખ્યો. જો તમે પોલીસ જેવા લાગતા હો, અને પોલીસ જેમ વર્તો તો થોડાક લોક તો તમને પોલીસ માનવાના!"

પાછાં જતાં લાર્નીં પણ મોટરમાં દાખલ થયા એટલે ભીડ થઈ. પણ બધા સાંકડેમોકડે બેસી ગયા. ઘર આગળ પહોંચ્યા ત્યારે ઝકારી જાગ્યો. અને જાગ્યો એવો કે', "અલ સ્મીથને મેં ન જોયા!"

"આ અમારી ઘડપણની લાકડી!" હ્વી બોલ્યા.

# છેડા છોડયા

## ચૂંટણી દિન !

૧૯૨૮ ની પ્રમુખની ચૂંટણીનો દિવસ. અલ સ્મીથ અને હર્બર્ટ હુવર વચ્ચેના ચૂંટણી જંગનો ફેંસલાનો દિવસ આવ્યો. શાળામાં અમે બધા જ જાણે જનાવર પાછળ પડયું હોય એવા લાગીએ. સાંજે મંડળી ઘેર આવવાની તે માએ ટાંપાટૈયાં કરાવી થકવી દીધો.

વાળુ પછી કેનેથને અને મને બહાર જવાની રજા મળી. પણ આઠ વાગ્યા સુધી જ. અમે સીધા ચોકઠામાં હોળી પ્રગટાવેલી ત્યાં ગયા.

ચૂંટણીના દિવસે સાંજે, અઠવાડિયા અને મહિનાથી એકઠાં કરેલાં લાકડાની હોળી પ્રગટાવવામાં આવે છે. લાકડાની કોઈ પણ વસ્તુ ઉઠાવી લાવવાની. અને હોળીમાં હોમવાની. હોળી પ્રગટાવવાની પણ એક રીતની વિધિ. નાનાં છોકરાં કચરામાંથી જૂનાં છાપાં લાવે. એથી ઝાળ પ્રગટાવવાની. અને અમે પીધેલ માંકડાં જેમ કૂદાકૂદ કરીએ.

થોડી વારમાં ઝાળ પ્રગટે. સૂકું લાકડું બળે એનો તડતડ અવાજ થાય. તાપ શમવાનું થાય કે નવાં લાકડાં હોમાય. નવાં લાકડાં ન હોય તો પૂંઠાંનાં ખોખાં નંખાય. પછી તાપણીને કૂદવાની શરત ચાલે. કેનેથ બે વાર કૂદી ગયો. છૂટા પડેલા એક લાકડા પરથી આપણે પણ કૂદકો મારેલો.

ત્યાં માએ બોલાવ્યા: કે', "તમારાં કપડાંમાંથી ધૂણીની સોઢ આવે છે. બદલી નાંખો તરત. લોક ઘેર આવવાના છે."

કપડાં બદલી હું નીચે આવ્યો ત્યારથી તો બેઠકખંડમાં ઠઠ જામેલી. મા આગતાસ્વાગતામાં પડેલી. બાપુ નવા રેડિયો પાસે બેઠેલા. અને રેડિયાની કળ ઠીક કર્યા કરે. માએ બાપુની ઇચ્છા વિરુદ્ધ પૈસા બચાવીને રેડિયો વસાવેલો. બાપુને તો એમના જૂના ક્રીસ્ટલ સેટથી સંતોષ હતો. પણ હમણાંનો તો એ સેટનો લાભ કોઈને મળતો ન હતો. જ્યારે જુઓ ત્યારે બાપુ સમારકામ કરતા હોય!

સમાચાર આવવા લાગ્યા. ન્યુયોર્કમાં અને ટેનેસીમાં અલ આગળ હતા! બધા રાજી રાજી થઈ ગયા. એટલામાં જ મિસિસ ફાર્સી એમણે બાન્જ-ને ત્યાં પોતાને હાથે બનાવેલી કેઈક લઈને આવ્યાં.

**વાર્તાનો** દોર અહીં જ મૂકી દઉં ?

આશા અને ઉમંગની ઘડી હતી. બધા કેટલા ઉલ્લાસમાં હતાં ? મેટકાકા તો રેડિયો પર સમાચાર આવે ને તાલી ઠોકે. બીડીકાકી એમને વારે. મીનમામી સોફા પર બેઠેલાં. શાર્લોટે એમને માટે એક ગલપટો કરવા માંડેલો એના પર હાથ ફેરવે. બીજો હાથ તો ડેનિસમામાએ ઓશીકા પાછળ પકડી રાખેલો. કોઈ જોઈ ન જાય માટે ઓશીકા પાછળ. ચૂંગી સરખી કરવા હાથ લે ખરા પણ તરત પાછો ઓશીકા પાછળ ધકેલી દે. બાપુ બધી રીતે તૈયાર. પેન્સિલો છોલીને અણી કાઢીને ખમીસના ખીસામાં મૂકેલી. ટપ દઈને પરિણામ નોંધે. તો બીજી બાજુ જો રેડિયો જરાકે ચૂંચાં કરે તો એને માટે પણ તૈયાર. કેનેથ બારી પાસે ઊભો ઊભો હોળીને જોતો હતો. પિતરાઈ બહેનો જુદા જુદા કામમાં. દીવાલની આડ પાછળથી ડફી બંધુઓનો અવાજ આવતો હતો. મા મિસિસ ફાર્સી આવ્યાં એથી આનંદમાં હતી. અને એ આનંદમાં એટલે મિસિસ ફાર્સી પણ આનંદમાં. પોલી ફરસ પર બેઠી બેઠી આંખ ઉઘાડે અને વાસે. અને આપનો આ અદનો સેવક એના સામું કોણી જમીન પર ટેકવી એના પર હડપચી મૂકીને ટગર ટગર જુવે.

ત્રીસ વર્ષ પહેલાંની એ આનંદઘડીએ જ બધા જાણે એમ ને એમ થીજી ગયાં હોય એમ આ વાર્તાનો છેડો અહીં જ છૂટો મૂકી દઉં તો ?

હકીકત એ છે કે કાળના પૂરે કેટલાંકને તો એવાં ધરબી દીધાં છે કે હું એમને કેટલાંય ઢંઢોળું તોય એ જાગે એમ નથી.

અને એ સાથે એ આનંદ ઘડીનો અંત કેવા રંજમાં આવ્યો એ પણ કહેવાનું દિલ થતું નથી. અમે આયરીશ અમેરિકનો જેને માટે ખૂબ ગૌરવ અનુભવતા હતા એ અલ સ્મીથને એવો તો પરાજય મળ્યો કે પરિયાના પરિયા યાદ કરે. (એ કેથોલિક હતા એ કારણે) કેટલાય મતદારનાં ઝુંડનાં ઝુંડ જાણે રોમનું આક્રમણ ખાળવા બહાર ન પડ્યાં હોય એમ શેતાનના આ સિગાર ફૂંકતા સાગરિતને હરાવી ગયાં. જેણે શહેર અને રાજ્યની અનુપમ સેવા કરી હતી તેને દેશની સેવા ખાતર પોતાની શક્તિ અર્પવાના ગુના બદલ અંધકારની, અપકીર્તિની અને અજાણતાની ઊંડી ગર્તામાં ધકેલી દીધો. કારણ કારણ કે એ જુદી વેદી આગળ ઝૂકતો હતો; કારણ કે એ પ્રમાણિત અંગ્રેજીને બદલે અટપટા લેટીનમાં પ્રાર્થના કરતો હતો.

આ પછીના દિવસોમાં અમારા ઘરમાં અને સગાંસંબંધીના ઘરમાં

જે જાતનું સાવ સડક થઈ ગયા જેવું ડઘાયેલું વાતાવરણ હતું એની પરેશા-ની સહુથી વિશેષ હતી. જાણે બધાં કરતાં બધાં જ વામણાં બની ગયાં હોય એવું દીસતું. બધાંને જ આ કારમા નીચાજોણાનો ઘા લાગ્યો હોય અને કળ ન વળી હોય એવું લાગતું. તત્કાળ તો જાણે પોતે જે ધર્મમાં આસ્થા ધરાવતા હતા તે ઊણો કે હીણો હોય એવું લાગ્યું. પોતાના જ વતનમાં જાણે એ બેવતન હતા. પણ ધીરે ધીરે આ બધુંય ગયું.

એ રાતે મોડા, સૂવા માટે પથારીમાં ચઢ્યા પહેલાં મેં બારી ખોલીને બહાર જોયું. નવેમ્બર માસની સોંસરવી નીકળે એવી કાતિલ હવા છરીઓ ભોંકતી ચાલતી હતી. નીચે બત્તી બળતી હતી. મા અને બાપુ સૂતાં પહેલાં ચાનો ઘૂંટડો લેતાં હતાં. વાત તો ચૂંટણીના અણધાર્યા પરિણામની જ હતી. આજે મને સૂતાં ખૂબ મોડું થયું. પણ આમે પ્રમુખની ચૂંટણીય ચાર વર્ષે જ આવે છે ને! મેં એ રાતની ઠંડી હવાના જાણે ભરી ભરીને જામ પીધા.

કાલે તો નિશાળ! મેં જાતને યાદ દેવરાવી.

અને સાથે જ આકાશના અફાટ વિસ્તારને જોયો. કાન ખોલીને મારા જ લાભાર્થે રચાયેલા, બંધાયેલા આ શહેરના પારાવાર અવાજ પણ મેં કાન ધરીને સાંભળ્યા. સંગીતના હોય, વાદ્યના હોય, માનવીના હોય કે પ્રા-ણીના હોય, મંત્રના હોય, આનંદના હોય કે શોકના હોય – બધા અવાજ એક મારા લાભાર્થે જ વાજતા, ગાજતા, રોતા, બરાડતા, મૂંગા થતા હતા. એમને મારે દાદ દેવી રહી. વફાદારીપૂર્વક હું એ સાંભળીશ. મનમાં ઉતારીશ. મારા આત્માને આંખ ખૂલશે. હૈયાને કાન ખૂલશે. સાંભળીશ. રાજી થઈશ, દુઃખી થઈશ– આ સહુનો બનીને રહીશ.

ત્યારે આટલા શબ્દ આવડતા ન હતા. પણ આ ભાવ મનમાં હતો. અને કૂદીને પથારીમાં લેટ્યો. માથે ઓઢ્યું. પણ ત્યાં યાદ આવ્યું. ગોદડું બાજુએ મૂકીને પાછો ઊતર્યો અને પ્રાર્થના કરી લીધી. પાછો કૂદીને સૂતો. છેલ્લો અવાજ તો રસ્તો ભૂલેલી છોકરીના ડૂસકા જેવો, નદી પરની હોડીનો આવ્યો. અને પછી ઊંઘ આવી.



